॥ श्रीकृष्णः ॥

દરેક વૈષ્ણવ કુટુંબમાં ધાર્મિક જ્ઞાન માટે વસાવવા
લાયક ઉત્તમ ગ્રન્થ ભક્ત શિરોમણિ
કવિશ્રી દયારામભાઈ કૃત

# પ્રશ્નોત્તરમાલિકા



શ્રીમદ્ગોસ્વામિકુલકૌસ્તુભ-વિદ્યાનિધિ-શ્રી૬શ્રીવ્રજરત્નલાલજી
મહારાજશ્રીની આજ્ઞાથી

પ્રકાશક—
શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર
સાહિત્યભૂષણ, શુદ્ધાદ્વૈતરત્ન.
મંત્રી: શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા
બડા મંદિર—સુરત.

સંગ્રાહક—
છગનલાલ હિંમતલાલ રણછોડભાઈ જોષી
કવિશ્રીના શિષ્ય પૌત્ર, નિવાસ ડભોઈ.

સં. ૧૯૮૭  સને ૧૯૩૧

ન્યોછાવર રૂ. ૧-૮-૦

श्रीमद्गोस्वामिकुलकौस्तुभ-विद्यानिधि-श्री १०८ श्रीव्रजरत्नलालजी
महाराज-सुरत



કવિશ્રીદયારામભાઇના પટ્ટશિષ્ય
રણછોડદાસ હરિભાઈ જોષી
ડભોઈનિવાસી.



श्रीकृष्णाय नमः ॥

श्रीगोपीजनवल्लभाय नमः ॥

ભક્તશિરોમણિ કવિશ્રી દયારામભાઈનું કાવ્ય

દયાસાગર ભાગ ૧લો

# પ્રશ્નોત્તરમાલિકા

---

સંગ્રાહક,


છગનલાલ હિંમતલાલ રણછોડભાઈ જોષી,

કવિશ્રીના શિષ્યપૌત્ર, નિવાસ ડભોઈ.



પ્રકાશક,

શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર

સાહિત્યભૂષણ, શુદ્ધાદ્વૈતરત્ન.

મંત્રી, શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા,

બડામંદિર—સુરત.

આવૃત્તિ ૧લી. પ્રતિ ૨૦૦૦.

સંવત ૧૯૮૭ સને ૧૯૩૧

---

ન્યોછાવર રૂા. ૧-૮-૦

---

સુરત ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિગ પ્રેસમાં

વજેશંકર માનસિંહે છાપ્યું.

પુસ્તક મળવાનું ઠેકાણું—

૧ શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા,
ઠે૦ બડામંદિર—સુરત. **Surat.**

૨ જોષી છગનલાલ હિંમતલાલ
ઠે૦ મનાપુરને ચકલે
સોનીવગા, શેઠફળીઆમાં
ડભોઈ. **Dabhoi.**

કવિશ્રીદયારામભાઈના શિષ્યના પુત્ર હિંમતલાલ રણછોડભાઈ ડભોઈ.

કવિશ્રીના શિષ્યપૌત્ર જોષી છગનલાલ હિંમતલાલ ડભોઈ.



કવિશ્રીદયારામભાઈના પટ્ટશિષ્યના પ્રપૌત્ર
જોષી જીવણલાલ છગનલાલ ડભોઈ.



श्रीकृष्णाय नमः ।

# સંગ્રાહકની પ્રસ્તાવના.

જન સમાજને જણાવતાં અમોને ઘણો જ આનંદ થાય છે કે કવિશ્રી દયારામભાઈ પાસેથી અમારા વડીલ (દાદા) શ્રીયુત રણછોડભાઈને અમૂલ્ય ગ્રંથાદિ રત્નો પ્રાપ્ત થયાં હતાં. કવિશ્રીએ પોતના કરેલા ગ્રંથ અને પદ, કીર્તન, વગેરેનું તમામ સાહિત્ય કૃપા કરીને પૂર્ણ પ્રસાદી તરીકે રણછોડભાઈનેજ આપેલું, અને આશીર્વાદ પણ આપેલો કે આ પ્રસાદી વંશપરંપરા તમારે ત્યાં કાયમ રહેશે અને લૌકિક સાથે અલૌકિક વ્યવહારપરાયણ વૃત્તિ સદા રહેશે. તેઓશ્રીના કાવ્યરચનાના ગ્રંથો તથા ઉપર્યુકત આશીર્વાદના ભોગવટા ઉપરાંત તેઓશ્રીએ પોતાના હસ્તાક્ષર, પાદુકા, તંબુરો, અસલ છબી, ચોકી, પત્રાદિક, તેમજ ગોપનીય પદાર્થો તમામ અમારા દાદા રણછોડભાઈને, જેમ વારસામાં પુત્રને ચીજ વસ્તુ આપે, તે પ્રમાણે વારસામાં આપેલા. લૌકિક ચીજ—વસ્તુની વ્યવસ્થા પોતે પોતાની હયાતીમાંજ કરેલી, અને તે સઘળી ઘણે ભાગે શ્રીનિમિત્તે જ અર્પણ કરેલી.

કવિશ્રી ઉપર પ્રેમ ધરાવનાર બીજા પણ ઘણા ભગવદીયો હતા. તેઓ કવિશ્રીના કૃપાપાત્ર હોઈ જે જે ગ્રંથ, પદ, કીર્તન વગેરેની પોતાને જરૂર હોય તે તે લખી લેતા. તેઓએ તે સાહિત્યનો સદુપયોગ કરેલો એ બાબતમાં બીલકુલ શક નથી; પરંતુ ગ્રંથ પ્રસિદ્ધ કરનારાઓ તરફથી કવિશ્રીના ગ્રંથો છપાવવાની હીલચાલ શરૂ થઈ, ત્યારે એ કૃપાપાત્ર ભગવદીયોના

વંશયોએ કયું સાહિત્ય છપાવવા જેવું છે અને કયું નહિ એ બાબતનો જોઇએ તેવો વિવેક વાપર્યો હશે એ બાબતમાં અમને શક રહે છે. સનાતન ધર્મનાં સ્થૂળ તત્ત્વોને પણ સમજનાર માણસને એટલું તો વિદિત હશે કે ધર્મના સિદ્ધાંતો અધિકારી પરત્વે જુદા જુદા છે. જેવો જેનો અધિકાર, તેવું તેને જ્ઞાન આપવામાં આવે, તોજ જ્ઞાન આપનાર તથા લેનારને તે ફળદાયક થાય. અધિકાર પ્રાપ્ત કર્યા વગર કોઈ ઉચ્ચ વસ્તુની પ્રાપ્તિ કરી લે, તેથી તેને એકંદરે ફાયદો કદી પણ થતો નથી; એથી ઉલટું વખતે હાનિ પણ થાય છે. મિષ્ટ પદાર્થ બધાને રુચે તો છે, પણ તે પચાવવાની શક્તિ બધાની સરખી હોતી નથી. રોગી હોવા છતાં તેવા મિષ્ટ પદાર્થ ખાય, તો તેને લાભને બદલે હાનિ જ થાય એ દેખીતું છે. ધર્મની બાબતમાં પણ એવું જ છે. ધર્મનાં સત્યો સર્વ કાળમાં સત્યજ છે ને એક રૂપે જ રહે છે, પરંતુ જેમ જેમ હૃદયની ખીલવટ થતી જાય તેમતેમ ઉચ્ચ ને ઉચ્ચ સિદ્ધાંતોની પ્રાપ્તિ થતી જાય તોજ લાભ થાય. આ પ્રમાણે અધિકારનો યોગ્ય વિચાર કર્યા વગર*

---

Cf. *"How can he who has never seen the image of the true saviour in his heart love Him, and how can he who has once beheld it cease to love and adore Him with his whole mind, and with all the faculties of his soul? But such things are too sacred to be divulged, they will not be understood by those who can not yet rise above limitation." મતલબ કે "જેણે આત્મા

કેટલાક કવિશ્રીના ગ્રંથો, ઉપર કહેલા કૃપાપાત્ર ભગવદીયોના વંશયો તરફથી ગ્રંથ છપાવનારાઓને આપવામાં આવ્યા, તેનું અનિષ્ટ પરિણામ એ આવ્યું કે કેટલેક સ્થળે કવિશ્રીના અભિપ્રાયથી વિરુદ્ધ અર્થો પ્રકટ કરવામાં આવ્યા, તેમજ મૂળ ગ્રંથમાં પણ નવા અક્ષરોની ગોઠવણી કરી મેળવી દેવામાં આવ્યા. અમને જણાવતાં ખેદ થાય છે કે પ્રસિદ્ધ થએલા ગ્રંથોમાં મૂળ કાવ્યને દોષ લાગે એવા, અક્ષરોના ફારફેરથી અથવા ઉમેરાથી તેમજ માત્રાદોષ વગેરેથી કાવ્યના મૂળ સ્વરૂપને બગાડી નાખવામાં આવ્યું છે. કવિશ્રીએ અતિશ્રમ લઈ કાવ્યરચનાનો તેમજ પિંગળ વગેરેનો વિચાર કરીને જે ઉચ્ચારેલું, તેમાં ઉપર કહેલાં દૂષણો મળવાથી કાવ્યની ખુબી મારીજ જાય એ સર્વ કોઇ સમજી શકે એમ છે. (આ સ્થળે અમને જણાવતાં હર્ષ થાય છે કે કવિશ્રીએ પોતે "**પિંગળસાર**" નામનો ગ્રંથ કરેલો છે, અને તે પણ પ્રસંગ પ્રાપ્ત થયે પ્રકટ કરવાની અમને ઇચ્છા છે.) હાલ તો "**દયાસાગર**" નામથી તમામ કાવ્ય પ્રસિદ્ધ કરવા સ્ફુરણા થઈ છે, કેમકે તે ઉપરથી વાંચકની ખાત્રી થશે કે ચાર ખુણાની ઇંટ અફળાઇને જેમ ઢેખાળાનું સ્વરૂપ ધારણ કરે,

---

ઉદ્ધારકના પોતાના હૃદયમાં કદી દર્શન કર્યાં નથી તે તેને કેવી રીતે ચાહી શકે? તેમજ જેણે એકવાર તેના દર્શન કર્યાં છે તે તેને પુરેપુરા મનથી અને પોતાના આત્માની સઘળી શકિતઓ વડે ચાહતો તથા પૂજતો શી રીતે અટકે! પણ આ વાતો એટલી બધી પવિત્ર છે કે તેને પ્રકટ કરી શકાય નહિં. એ વાતો જેઓ મર્યાદાથી આગળ વધી શકતા જ નથી તેમનાથી સમજી શકાતી નથી."

તેવું પ્રકટ થએલા કેટલાંક કાવ્યો સંબંધમાં થયું છે એમ કહેવામાં આવે તો ખોટું નથી.

અમારા પિતામહ રણછોડભાઈને કવિશ્રીનાં કાવ્યોના અસલ ગ્રંથો, હસ્તાક્ષર વગેરે અનેક વસ્તુઓ પ્રસાદી તરીકે મળેલી તે બાબત અમે આગળ જણાવી જ ગયા છીએ. કવિશ્રીના શ્રીઠાકુરજી ક્યાં બિરાજે છે તેના સંબંધમાં કેટલાક તરફથી તર્કવિતર્ક થતા હોવાનું અમારા સાંભળ્યામાં છે, પરંતુ એવા તર્કવિતર્ક કરવાની કંઈ જરૂર નથી. દયારામભાઈના શ્રીઠાકુરજી, જેમની તેઓ સેવા કરતા, તે પણ અમારા પિતામહને પ્રાપ્ત થએલા હોવાથી હાલ અમારે માથે જ બિરાજે છે, અને તે દયારામભાઈની અમારા વંશ ઉપરની કૃપાનું જ અમે ફળ સમજીએ છીએ.

અમારા પિતામહ સંવત ૧૯૧૬ની સાલમાં મુંબઈ, સુરત, વગેરેના પરદેશમાં ગયા હતા, તે વખતે આ કવિશ્રીની વાણી લોકમાં એટલી પ્રચલિત નહોતી. તે વાણી પ્રથમ અમારા પિતામહ દ્વારા વધુ પ્રમાણમાં પ્રચલિત થઈ ને જનસમાજને એ કાવ્યોનો રસાસ્વાદ મળ્યો. તે વખતે કવિ નર્મદાશંકર અને દલપતરામભાઈ વગેરે મુંબઈમાં હતા. તેઓએ પણ આ દયારામભાઈની વાણીની કીર્તિ સાંભળી, અને તે પરથી અમારા પિતામહ રણછોડભાઈની બેઠક તેઓએ કરાવી. કવિ દલપતરામભાઈની કવિતા સાથે સરખામણી થતાં દયારામભાઈની વાણીમાં વૈલક્ષણ્ય જોઈ સર્વ સુધારા-વાળાઓની તે સભામાં મળેલા બંધુઓને દયારામભાઈની વાણી ઉપર ઘણો મોહ લાગ્યો. પરિણામે કવિ નર્મદાશંકરે

દયારામભાઇનાં કાવ્ય છપાવવા માટે મળવાની માંગણી કરી, એટલે અમારા પિતામહે અધિકાર પરત્વે વિચાર કરી નીતિ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય વગેરેનાં ટાળીટાળીને કીર્તનો ઉતરાવી આપ્યાં અને પ્રથમ તે છપાયાં. એ કાવ્યો જનસમાજે જલદીથી વધાવી લીધાં, એટલે એમાંથી આર્થિક લાભ પણ છપાવનારને સારો મળે એ સ્વાભાવિક છે. કવિ નર્મદાશંકર-ભાઇએ વિશેષ કાવ્યો માટે માગણી કરી, પરંતુ તે માગણી અમારા પિતામહ સ્વીકારી શકયા નહિ. આ પરથી કવિ નર્મદાશંકરે વડોદરા, અમદાવાદ, સુરત, ડભોઇ, ભરૂચ વગેરેના ભગવદીયો પાસેથી હસ્તલિખિત પુસ્તકો મેળવી તેમાંથી દયારામભાઇનાં કાવ્યો છપાવવાનું કામ આગળ ચલાવ્યું, અને આર્થિક લાભ પણ સારો મેળવ્યો હશે. કાવ્યો તો એમણે છપાવ્યાં, પણ નર્મગદ્ય વગેરે પરથી માલમ પડે છે કે નર્મદાશંકરને બીજાઓની માફક દયારામભાઇ પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન ન થતાં ઉલટી જ વૃત્તિ ઉત્પન્ન થઇ. અહીં એટલુંજ કહેવું બસ થશે કે દયારામ-ભાઇનાં કાવ્ય છપાવતી વખતના નર્મદાશંકર તે ધર્મવિચારના લેખક નર્મદાશંકર કરતાં કોઇ બીજા જ હોવા જોઇએ. સુધારાના પૂર જોસમાં ભાદરવાની નદીના પૂર જેવી મનની સ્થિતિ થાય, અને ડોળાએલાં પાણીમાં ભારોભાર મળ મળેલો હોય, તેમજ મન અત્યંત ક્ષુબ્ધ હોય એ કોઈ પણ વિચારકના ખ્યાલમાં તરત આવી શકે એવું છે. આવું જળ જો કોઇ તેવું ને તેવું જ પી લે, તો તેને વ્યાધિ થયા વિના રહે નહિ. એવા જળ વિના જ ચલાવી લેવું સારૂં, અને નછૂટકે એજ જળનો ઉપયોગ કરવાની જરૂર

પડે તો લાંબા વખત સુધી ઠારીને અને એક નહિ તો બીજી રીતે ફિલ્ટર કરીનેજ એનો ઉપયોગ કરવાથી નુકસાન થતું અટકે. ઇશ્વરકૃપાએ ફિલ્ટર કરવાનાં સાધનો હવે પ્રાપ્ય છે. નર્મદાશંકરભાઇ પછી અનેક સાક્ષરોએ દયારામભાઇનાં કાવ્યની મીમાંસા કરી છે, અને નર્મદાશંકરભાઇના તથા તેમના સમયના એવાજ પૂરમાં તણાતા વિચારકોના મંતવ્યનું ઘણી જ બારીકીથી અવલોકન કરી તેના સત્યાસત્યનો નિર્ણય કરવા માટે બાહ્ય અને આંતર બંને પ્રકારનાં પ્રમાણો પ્રકાશમાં આણ્યાં છે. હવે તો એક જ પક્ષ ઉપર આધાર રાખવાનો રહ્યો નથી. તુલના કરવાનાં સાધનો મોજુદ છે. તટસ્થ વાચકને જોઇતી સામગ્રી મળ્યા પછી ઈશ્વરદત્ત સદ્‌બુદ્ધિનો ઉપયોગ કરવાનું જ બાકી રહે છે. છતાંએ "જ્યામેં જીતની પહોંચ હેં વીતનો કહે બનાય" એ દયારામભાઈનું કથન તો કાલાબાધિત હોવાથી સત્ય જ રહેવાનું. "કાજલ તજે ન શ્યામતા, મુકુતા તજે ન શ્વેત, દુરિજન તજે ન કુટિલતા, સર્જન તજે ન હેત". તેમજ "પાવકકું જલબિંદુ નિવારણ, સૂરજ તાપકો છત્ર કિયો હે, વ્યાધિકું બૈદ, તુરીકોહી ચાબુક, ચોબગાકું ભ્રગુ દંડ દીયો હે હાથી માહાબલ કીયો હે અંકુશ ભૂત મનીધરકું મંત્ર કીયો હે, કહે શુકદેવ સબેકો ઓખદ પે સ્વભાવ ઓખદ નાહી કીયો હે" એ સત્યો તો હંમેશને માટે કાયમ જ રહેવાનાં.

કવિશ્રીએ જનસમાજ સમક્ષ પોતાનું હાર્દ ખુલ્લું મૂકેલું છે. 'કહેબેકો કાવ્ય એ તો કબીકો કલેજા હે' એજ એ પંક્તિના

લેખકનું મંતવ્ય છે, અને પોતાના કાવ્યદ્વારા પોતાનું કલેજું અથવા હૃદયનું હાર્દ જનસમૂહને પ્રત્યક્ષ કરાવ્યું છે. છતાં સાર ગ્રહણ કરવાની શક્તિ બધાની સરખી હોતી નથી. અપ્રતિમ સૌંદર્યમાં પણ કેટલાંક નેત્રને ખામીનો જ ભાસ થાય છે. દયારામભાઈ જ એક ઠેકાણે દૃષ્ટાંત આપે છે કે ભગવદીયના બે પુત્રો છે, એક નિન્દક, અને બીજો સ્તુતિ કરનાર. લૌકિકમાં જેમ પુત્રો લૌકિક સમૃદ્ધિ સમ વિભાગે વહેંચી લે છે, તે પ્રમાણે ભગવદીયના પણ બે પુત્રો તેમની મીલકતની સમ ભાગે વહેંચણી કરી લે છે, નિન્દક પાપની અને સ્તુતિ કરનાર સુકૃતની. પાપપુણ્યના વિભાગ બંને પુત્રો પોતાને હસ્તક લઈ લેતા હોવાથી ભગવદીય મુક્ત થઈ નિર્લેપ બને છે. આ પ્રસિદ્ધ કરવામાં આવતા પ્રશ્નોત્તરમાલિકા ગ્રંથમાં ચોથા પ્રશ્નમાં આ બાબતનું વર્ણન કરેલું હોવાથી વિશેષ પિષ્ટપેષણ કરવાની અમને જરૂર લાગતી નથી.

આગગાડી વગેરે સાધનોને અભાવે અમારા પિતામહે ઘોડાઓ રાખી પગરસ્તે આખા ગુજરાતમાં તેમજ મેવાડ વગેરે દેશમાં, તેમાં વિશેષે કરીને અમદાવાદથી મુંબઈ સુધી મુસાફરી કરતા રહી કવિશ્રીનાં પદકીર્તનો સંગીત સાથે ગાઈ સમજાવી ઉપદેશદ્વારા લોકોને મોહિત કર્યા હતા. તેથી કરીને કવિશ્રીનાં કાવ્યનો લોકમાં સારો પ્રચાર થયો હતો, અને કાવ્યની મીઠાશ તથા મધુરતાથી લોકો વાકેફ થયા હતા. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિસંપ્રદાયના સિદ્ધાંતોથી કવિશ્રીનાં કાવ્યો ભરપૂર હોવાથી જનસમાજને જે ધાર્મિક દૃષ્ટિએ લાભ મળ્યો છે ને હજી મળે છે તે અમૂલ્ય છે. છતાં દીલગીરી

સાથે જણાવવું પડે છે કે તેમના કાવ્યના પ્રકાશકર્તાઓ એ ગ્રંથોની પ્રસિદ્ધિમાં લોકોપકાર કરતાં આર્થિક લાભને બલવત્તર માનતા દેખાય છે. કવિશ્રી પ્રત્યેના ભક્તિભાવથી તેઓશ્રીનું નામ અમર રાખવા માટે સ્મારક જેવું ખોલવા તરફ કોઈનું પણ ધ્યાન આકર્ષાયું લાગતું નથી. કવિશ્રી પ્રત્યેનો પૂજ્યભાવ સાચો હોય તો તે કંઈ સંગીન સ્વરૂપ ધારણ કર્યા વગર રહે નહિ, અને કંઈ સ્મારક જેવું જરૂર ઉભું થાય. ઘણો વખત થયાં આ બાબતનો ખેદ અમારા મનમાં થયા કરે છે, અને એ વાત જનસમાજ આગળ મૂકવાની ઉત્કંઠા તીવ્ર હોવા છતાં અમારે દબાવી રાખવી પડી છે. સાધનોને અભાવે તેમાં ખાસ કરીને દ્રવ્યના સંકોચને લીધે, તેમજ બીજી પ્રવૃત્તિઓને લઈને સમયના પણ સંકોચને લીધે એ ઉત્કંઠા સફળ થઈ નથી. બધી વસ્તુઓ મૂળ તો પ્રભુજીના હાથમાં છે; પોતે ધારે ત્યારે જ બને છે. જીવ તો હું કર્તા એમ માને એટલું જ. "શ્વાન શકટ તાણે છે માને, તું કરતા તેમ લેહેવો; અશ્વ ચઢયો ને ખડીયો ખાંધે બોજ સમજ વણ સેહેવો.' ઘુણાક્ષરન્યાયે જ્યારે જીવનું અને ઈશ્વરનું ધારેલું એકત્ર થાય છે, ત્યારે તે કાર્ય આપોઆપ સિદ્ધ થાય છે.

અમારા મનમાં એ બાબતનો ખેદ લાંબો વખત થયાં હતો જ, તેમાં પ્રસંગોપાત્ત અમારે સંવત ૧૯૮૫ના ભાદ્રપદ માસમાં સુરત જવાનું થયું. તે વખતે મોટામંદિરમાં દર્શન કરવા ગયા, ત્યાં શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજરત્ન-લાલજી મહારાજ પાસે દંડવત્ કરવા માટે જવાનું થયું. મહારાજશ્રીએ પોતે અમારા મનની વાત જાણતા જ હોય

એવું અંતર્યામિત્વ પ્રકટ કર્યું. પોતે દયારામભાઇનાં કાવ્ય સંબંધી અનેક વાતો પૂછી તથા તેઓશ્રીના ગ્રંથો બતાવવા આજ્ઞા કરી. તે ઉપરથી ભાદ્રપદ સુદિ ૪ને દિવસે અપ્રસિદ્ધ કાવ્યો લઇ અમે મહારાજશ્રી પાસે ગયા. કાવ્યો અગાધ છે એમ વચનામૃત કરી પોતે આ પ્રશ્નોત્તરમાલા જે ગદ્યાત્મક છે, તે પ્રથમ પ્રકટ કરવા આજ્ઞા આપી. તે આજ્ઞાને પ્રતાપે જ આજ અમે જનસમાજની સેવા તરીકે આ ગ્રંથ બહાર પાડવા સમર્થ થયા છીએ.

મહારાજશ્રીએ અમને શાસ્ત્રીજીની, પ્રેસની, કાર્યકર્તાઓની વગેરે ઘણી સગવડ કરી આપવાથી અમને કોઈ પણ જાતની ભારે અગવડ રહી નહિ. ફક્ત આર્થિક સાહાય્ય કોઈના તરફથી મળેલી નહિ હોવાથી હાલ અમે અમારે પોતાને ખર્ચે ગ્રંથો બહાર પાડવાનું કામ શરૂ કરેલું છે. તેમાં પણ ગ્રંથો છપાયા પછી મહારાજશ્રીએ કેટલીક પ્રતો પોતે ખરીદી લઇ વૈષ્ણવોને તે આપવાનો વિચાર દર્શાવેલો છે, તેથી એક રીતે આર્થિક સાહાય્ય પણ મહારાજશ્રી તરફથી અમને મળેલી જ ગણાય.

સાધારણ રીતે થતો ખર્ચ બાદ જતાં બાકીની જે રકમ રહેશે તે દયારામ સ્મારક ફંડ તરીકે અમારા પોતાના જ હસ્તકમાં રહેશે. તેમાંથી એક પછી એક અપ્રસિદ્ધ તથા પ્રસિદ્ધ થએલા છતાં અશુદ્ધિવાળા ગ્રંથો, પદો, કીર્તનો વગેરે બહાર પાડવામાં આવશે, જેથી કરીને આર્થિક મદદ કોઇની પાસે માગવાની જરૂર નહિ પડે. દ્રવ્ય માગવામાં કેટલી હાનિ થાય છે તે દયારામભાઇએ ઘણી સુંદર રીતે વર્ણવી છેઃ

'માંગવે તે માન ઘટે શોભા ગુન ગ્યાન ઘટે,
'આદર સનમાન ઘટે ઓઢે* જબ બાંહી÷ હે.

'ભક્તબાનો લાજે ટેક કુલકી મરજાદા મેટે
'બડેપનો બહ્યો જાય મીટે સોચ તાહી હે.

'કટુ બેન સહેનો પરે દીન હોય રહેનો પરે,
'સ્તુતિબેન કહેનો પરે ક્લેશ જાકે માંહી હે.

'આપ વિના જ્યાચબો ન નાથજી નીભાવો નેમ,
'દયો કહે માગે સમ નીચપનો નાહી હે."

ઉપર પ્રમાણે કાર્ય કરવાની અભિલાષા અમારા જેવા જીવમાં સ્વબળથી પાર પાડવાની શક્તિ જ નથી, પરંતુ ઇશ્વરકૃપા થાય ત્યારે જ તે પાર પડી શકે છે. પ્રભુરૂપ ગુરુદેવ શ્રીવ્રજરત્નલાલજી મહારાજે જ આ અમારી આશા પૂરી છે, તેથી આપશ્રીના અમે અત્યંત આભારી છીએ. કવિશ્રીનો તો એ સિદ્ધાંતજ છે કે

શ્રીહરી, શ્રીગુરુ, ભગવતી એ ત્રણે એક સ્વરૂપ,
ત્રય ધારા જયમ સુરસરી તેહેમાં ભેદ નહી તદ્રૂપ.

બીજે સ્થળે પોતે જ કહ્યું છે કે "હરી રૂઠે ગુરૂ રાખે ગુરૂ રૂઠે હરિહુ ના." માટે આવા સમર્થ પ્રભુરૂપ ગુરુદેવને કોટિશઃ પ્રણામ કરી હાથ પર લીધેલું કાર્ય અમે આરંભીએ

*લાંબો કરે. ÷હાથ.

છીએ, અને તેજ અમારા હૃદયની વાંછના પરિપૂર્ણ કરશે એવી અમે આશા રાખીએ છીએ. આ સંપ્રદાયમાં પ્રભુની જ આશા રખાય, આસંગો રખાય નહિ એમ દયારામભાઈ જ કહે છે.

"આસ રાખ્ય આસંગો ન રાખ્ય કબુ,
દયારામ અટપટી અગાધ એસી લીલા ભગવંતકી."

આ પ્રસંગે આ કાવ્યો અમારે જાતે પ્રસિદ્ધ કરવાના કારણ સંબંધમાં એક ખુલાસો કરવા અમે યોગ્ય ધારીએ છીએ. કવિશ્રીના હસ્તલિખિત અપ્રસિદ્ધ કાવ્યના ગ્રંથો તથા તેમની અસલ છબી અમારી પાસે છે તે છપાવવા માટે આપવા અમારી પાસે ઘણા લોકોની માગણી આવી હતી. પણ તેમને આ અમૂલ્ય વસ્તુ આપવામાં આવી નહિ, તેનું કારણ એજ કે તેમણે અમારી માગણી સ્વીકારી નહોતી. અમારી ઇચ્છા એજ હતી કે કાવ્ય પ્રસિદ્ધ કરવામાં આવે તેમાંથી વેચાણ કરતાં જે ફાયદો મળે તેમાંથી ખર્ચ બાદ જતાં પ્રસિદ્ધ કરનારે બેઆની લેવી અને બાકીનું દ્રવ્ય દયારામ સ્મારકમાં આપવું. પરંતુ સોળ આની નફો પોતે ભોગવવાની ઇચ્છાવાળાઓને એ અમારી માગણી અસહ્ય લાગવાથી તેઓ સ્વીકારી શકયા નહિ. અમારી માગણી ઉપર રુચિ ન બતાવવામાં આવી, એટલે અમારી પાસેનાં કાવ્ય તેમને આપવામાં નહિ આવ્યાં, એટલે તેમના તરફથી 'પેટના બળ્યા ગામ બાળે' એ ન્યાયે અમારા વડીલોને હલકા પાડવા માટે પ્રયત્નો થયા છે, પરંતુ એવી રીતે કોઈની નિંદા કરવાથી પોતાની મોટાઇ થતી નથી એ સિદ્ધાંતની વિસ્મૃતિ થઇ હોય એમ જણાય છે. કવિશ્રી પોતે વેહેવાર–ચાતુરી ગ્રંથમાં લખે છે કે:—

આહાઆને શાભા આપાથી આમણુ સોભા આવેજી
પતિ સુખ સોભા સ્રીને કર જયમ સ્રીને પતિ દરસાવે.
શિક્ષા શાણુાને.

આપ વખાણુ અવરની નીંદયા પરપત્નીશું હાસ્યજી,
અતિ ભાષણુ કટુ જીભ લાલચે મોટમપણુનો નાશ;
શિક્ષા શાણુાને.

ઉપલી શિક્ષા શાણુા પુરુષોને માટે છે. તેથી વિરુદ્ધ વર્તનવાળાને તો શાણુા શી રીતે કહી શકીએ ? તેમ તેવાને ભગવદીય પણુ કહી શકતા નથી. ભગવદીય તો કોઇની નિંદા સ્તુતિ કરતા જ નથી. દ્વેષ, ઈર્ષ્યા વૈષ્ણુવને હોય જ નહિ. તેથી "થોડું બોલ્યામાં સુખ શોભા છે બહુ બોલે પત જાયજી" શિક્ષા શાણુાને, એ દયારામભાઇની ઉક્તિનો આદર કરી આ લઘુ પ્રસ્તાવના અમે બંધ કરીએ છીએ.

આ ગ્રંથમાં મહારાજશ્રીનું, કવિવર્ય દયારામભાઈનું, તેમના શિષ્ય રણુછોડભાઈનું, તેમના પુત્ર હિંમતલાલભાઇનું તેમના પુત્ર છગનલાલનું, તેમના પુત્ર જીવણુલાલ ઉર્ફે વિઠ્ઠલદાસનું એમ સૌ મળી છ ચિત્રો મૂકવામાં આવેલાં છે.

લી૦ દાસાનુદાસ,
**જોષી છગનલાલ હિંમતલાલ તત્પિતા**
**રણુછોડભાઈ, કવિશ્રીના શિષ્યપૌત્ર, ડભોઈ.**

# કવિશ્રી દયારામભાઈનું ટુંકામાં જીવનચરિત્ર.

આ પ્રશ્નોત્તરમાલિકા ગ્રંથ ગુરુશિષ્ય સંવાદ રૂપે ગદ્યમાં રચાએલો હોવાથી કવિશ્રીનું જીવનચરિત્ર પણ પ્રશ્નોત્તર રૂપે લખવું ઠીક ધાર્યું છે.

(૧) પ્રશ્ન:—કવિશ્રીનું જીવનચરિત્ર અત્યાર સુધીમાં બહાર પડેલું છે કે કેમ અને બહાર પડયું હોય તો ક્યારે ને ક્યાં ક્યાં ?

ઉત્તર:—ભક્ત કવિશ્રીના જીવનચરિત્રનું સ્વતંત્ર પુસ્તક શંકરલાલ છગનલાલ રાવળ તરફથી સંવત્ ૧૯૭૬ સને ૧૯૨૦માં પ્રસિદ્ધ થએલું છે. તેજ પુસ્તકમાં જીવનચરિત્ર સંબંધમાં લખાએલા લેખોનું ટિપ્પણ આપવામાં આવેલું છે. દયારામભાઈનાં કાવ્યો જે જે ગ્રંથો દ્વારા બહાર પાડવામાં આવ્યા છે, તે સઘળામાં ઘણું કરીને જીવનચરિત્ર સંબંધમાં કંઈક ને કંઈક લખાણ કરવામાં આવેલું છે. તેમજ સાંપ્રદાયિક પુષ્ટિભક્તિ સુધા નામના માસિકમાં પણ જીવનચરિત્ર સંબંધમાં કેટલીક હકીકત બહાર પાડવામાં આવી છે.

(૨) પ્રશ્ન:—જયારે જીવનચરિત્ર આટલાં બધાં પુસ્તકોમાં લખાયું છે, ત્યારે તમારે હવે વળી નવેસર લખવાની શી જરૂર ?

ઉત્તર:—મૂળ આશય અને હાર્દ જોઇએ તેવાં બહાર નહિ પડેલાં હોવાથી અમારો પરિચય પ્રસિદ્ધિમાં મૂકવાની જરૂર લાગી છે.

(૩) પ્રશ્ન:—દયારામભાઈની બાકી હકીકતની તમને શી ખબર ?

ઉત્તરઃ—અમારા પિતાશ્રી હિંમતલાલભાઈને દશ વર્ષ જેટલી ઉંમર સુધી કવિશ્રીનો સહવાસ થએલો, તેમજ અમારા પિતાશ્રીએ અમારા દાદા રણછોડભાઇ પાસેથી તેમજ તેમના વખતના બીજા કૃપાપાત્ર ભગવદીયો પાસેથી અનેક હકીકતો સાંભળેલી. આવી ઉત્તરોત્તર ચાલતી આવેલી પેઢીધર સાંભળેલી વાતો અમારા પિતાશ્રીએ અમને જણાવેલી તથા પોતાનો સ્વાનુભવ પણ અમને કહેલો. એ પરથી સહેજે સમજાઇ શકે એવું છે કે આવા કોઇ પણ પ્રકારના અનુભવ સિવાયના અન્ય પ્રસિદ્ધ કર્તાઓ તરફથી જે હકીકત પ્રકટ કરવામાં આવે તેમાં, અને અમારા પિતાશ્રીના તેમજ કવિશ્રીના સમકાલીન પ્રભુપરાયણ ભગવદીયોના અનુભવનો લાભ મેળવીને જે સત્ય હકીકત અમે બહાર પાડી શકીએ તેમાં ભેદ પડ્યા વગર રહે નહિ.

૪ પ્રશ્નઃ—દયારામભાઇ કોણ, કયાંના, તેમજ તેમના માતા પિતા કોણ ?

ઉત્તરઃ—દયારામભાઈ ચંડીપુરી એટલે ચાંણોદ, જયાં (રેવા ઓરનો) રેવોરી સંગમ છે, અને જે દક્ષિણપ્રયાગ નામે ઓળખાય છે ત્યાંના સાઠોદરા નાગર અટકે ભટ્ટ હતા. પ્રભુરામભાઇ એમના પિતાનું નામ હતું. એમના માતા મહાલક્ષ્મીજી હતાં. કવિશ્રીને ભાઇબેન હોવાની અફવા ખોટી છે.

(૫) પ્રશ્નઃ—ચંડીપુરીમાં કયાં અને કેટલા વર્ષ પોતે નિવાસ કરેલો, અને ત્યારપછી શું થયું ?

નાનપણમાં માતાપિતાનો સ્વર્ગવાસ થવાથી પોતે ડભોઈ ચાંણોદ જતા આવતા. તે સમયે કવિશ્રીનાં માસી, મામા

વગેરે તરફથી લગ્નની વાત કરવામાં આવતી; પરંતુ પૂર્વના સંસ્કારને લીધે ભગવદીયપણું સ્ફુરિત થવાથી કવિશ્રીને તે વાત અસહ્ય લાગી. જેમ રામદાસ સ્વામીને લગ્નવિધિ થતી વખતે 'સાવધાન' શબ્દ સાંભળતાં જ ત્યાગ ઉત્પન્ન થયો અને તેમણે વનમાં જઈ વાસ કર્યો, તેમજ અહીં કવિશ્રી પણ ચાણોદથી ડભોઇ જવા નીકળ્યા. રસ્તામાં તેનતલાવ નામનું ગામ છે. ત્યાં તળાવની પાળ પર મહાત્મા શ્રીઇચ્છારામ-ભટ્ટજી ઘણા વૈષ્ણવોથી વેષ્ટિત બિરાજતા હતા, અને ભગવન્નામની ધુન ચાલી રહી હતી. ત્યાં કવિશ્રી પણ જઈ બેઠા. કવિશ્રીએ આ સમાગમ થયો તે પહેલાં કેટલાંક કાવ્યો રચેલાં અને શ્રીશેષશાયીજી, શ્રીરણછોડજી વગેરેના ગરબા કરેલા. ભેગા થએલા વૈષ્ણવો પૈકી આ કવિશ્રીને ઓળખનાર વૈષ્ણવોએ શ્રીઇચ્છારામ ભટ્ટજીને કહ્યું કે આ દયારામ પણ કાવ્ય કરે છે. ત્યારે ભટ્ટજીએ આજ્ઞા કરી કે 'અલ્યા, ગા.' ત્યારે કવિશ્રીએ ભગવદ્‌ગુણાનુવાદનાં કીર્તનો ગાયાં. તે સાંભળીને શ્રીઇચ્છારામ ભટ્ટજી ઘણું પ્રસન્ન થયા. પદલાલિત્ય અને પ્રેમ જોઇને હૃદયમાં હર્ષ ઉત્પન્ન થયો અને ભટ્ટજીના મુખારવિંદમાંથી એવા શબ્દ નીકળ્યા કે "નરસહીયો આવ્યો શું ?" કવિશ્રી એ વાત તરત તો સાંભળી રહ્યા, પરંતુ જ્યારે ભટ્ટજીનો એકાંતમાં મેલાપ થયો ત્યારે કવિશ્રીએ પૂછ્યું કે મારે શું કર્તવ્ય છે. ત્યારે ભટ્ટજીએ આજ્ઞા કરી કે તું વ્રજમાં જા, પ્રભુ કૃપા કરશે. તે ઉપરથી સગાંવહાલાંને ન કહેતાં પોતે સીધો જ વ્રજનો રસ્તો પકડયો, અને રમણરેતીમાં જઇને ત્રણ દિવસ સુધી અનશનવ્રત લઈ બેઠા. ત્રીજે દિવસે અર્ધરાત્રિના સમયમાં યુગલ સ્વરૂપની ઝાંખી થઈ, અને તે

સમયે જે કૃપાદાન થયું તેનું વર્ણન કવિશ્રીએ પોતે જ અનુભવમંજરી નામના ગ્રંથમાં કરેલું છે. તે પરથી માલમ પડે છે કે લીલાની સ્ફૂર્તિ તથા પ્રેમલક્ષણા ભક્તિની માગણી કવિશ્રીએ કરતાં તે પ્રમાણે વરદાનની પ્રાપ્તિ થઇ. આ કાવ્ય ગુપ્ત રાખવા કવિશ્રીની ખાસ આજ્ઞા હોવાથી તે અમે પ્રકટ કરી શકતા નથી. એ ગ્રંથ પૂરો કવિશ્રીએ પોતાને હસ્તે જ લખ્યો છે, ને તે અમારી પાસે છે. પરંતુ પોતાના લૌકિક દેહના ત્યાગ વખતે પોતે રણછોડભાઇને એ ગ્રંથ પાણીમાંપધરાવવા સારૂ આજ્ઞા કરેલી, પરંતુ રણછોડભાઇએ એ ગ્રંથ, પ્રસાદી તરીકે માગ્યો. ત્યારે પોતે કહ્યું કે એ ગ્રંથ જનસમાજમાં ખુલ્લો મૂકવાનો નથી, કારણકે અનધિકારી તરફથી અમારી જ નહિ પણ ભગવદાજ્ઞાની પણ અવજ્ઞા થવા સંભવ છે, માટે નાશ કરવો એજ ઠીક; એ ગ્રંથ અમારા સ્મરણ માટે જ હતો ને તે કાર્ય હવે પૂર્ણ થએલું છે. ત્યારે રણછોડભાઇએ કહ્યું કે આપની આજ્ઞાનુસાર વર્તીશ, એટલે પોતે પ્રસાદી તરીકે રણછોડભાઇને એ ગ્રંથ આપ્યો. તેમણે અમારા પિતાશ્રી હિંમતલાલભાઇને પણ તેજ શરતે આપ્યો હતો, અને અમારા પિતાશ્રીએ અમને પણ તેજ શરતે આપ્યો છે, તે હાલ અમારી સેવામાં બિરાજે છે. તે અનુભવની વાણી અલૌકિક હોવાથી સેવામાં પધરાવી રાખી છે. ભાવુક વૈષ્ણવો તેનો લાભ લે છે.

પછીથી સાક્ષાત્ પુરુષોત્તમનો સંબંધ થવાથી પોતે પુષ્ટિમાર્ગાનુસાર સેવાભક્તિ કરવા લાગ્યા અને આખા હિન્દુસ્તાનનાં તમામ પવિત્ર સ્થળોની યાત્રા કરી, દેશાટનથી બહુશ્રુત પણ થયા, અને તમામ ભાષાઓની પણ માહીતી મેળવી.

(૬) પ્રશ્નઃ—દેશાટન ક્યાં કેટલી વાર કર્યું?

ઉત્તરઃ—આખા હિંદુસ્થાનની યાત્રા ત્રણ વખત પગે ચાલી પોતાના સામાનનો ઝોળીઓ ઉઠાવી કરી, અને તે દર્મ્યાન અનેક મતવાદીઓનો સમાગમ થતાં તેમના સિદ્ધાંત સમજી છેવટે સર્વોત્કૃષ્ટ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું પ્રતિપાદન કરી પોતે શ્રીમદ્વલ્લભાચાર્યજીના અનન્ય દાસ થયા, તેમજ શ્રીયુગલસ્વરૂપના ગુણાનુવાદ અનેક પ્રકારની કાવ્યરચના કરી ગાયા. તેનો સાર આ પ્રશ્નોત્તરમાલામાં તેમજ રસિકવલ્લભ,રસિકરંજન, ભક્તિ-પોષણ વગેરે ગ્રંથોમાં છે.

(૭) પ્રશ્નઃ—ઉત્તરાવસ્થા ક્યાં ગાળી?

ઉત્તરઃ—ડભોઈ, ચાણોદ, ડાકોર, અમદાવાદ તથા નાથદ્વારમાં.

(૮) પ્રશ્નઃ—વિશેષ ક્યાં રહેતા અને શા કારણથી?

ઉત્તરઃ—અમદાવાદમાં, કેમકે ત્યાંના ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીછોટાજી મહારાજ મહાસમર્થ વિદ્વાન હતા. તેઓશ્રીની પાસે રહેતાં તેઓશ્રીની કૃપાથી પોતે પણ વિદ્વાન ગણાયા. તેની સાબીતી તરીકે અમારી પાસે એક છબી છે, તેમાં ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીછોટાજી મહારાજ સામે દાસભાવથી કવિશ્રી બેઠા છે. એવી રીતની છબી જયપુરના ચિતારા પાસે ચીતરાવેલી છે તે આ પુસ્તકમાં મૂકવામાં આવેલી છે. બાકીનો વખત કવિશ્રી બીજે સ્થળે રહેતા. મહારાજશ્રી લીલામાં પધાર્યા પછી વૃદ્ધાવસ્થામાં કવિશ્રીએ ડભોઈમાં નિવાસ કર્યો. જે ઘરમાં પોતે આ છેલ્લી અવસ્થામાં રહ્યા તે ઘર ઝારોળાવગામાં શ્રીદ્વારિકાધીશજીના મંદિર પાસે છે.

(૯) પ્રશ્નઃ—"તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો, તારા સંગનો રંગ ન લાગે ત્યાંહાં લગી તું

કાચો" એ સિદ્ધાંતના વક્તા આવા વૈષ્ણવ શિરોમણિના સમાગમથી કોઈ વૈષ્ણવો થયા હતા કે નહિ ?

ઉત્તરઃ—ઘણા. ડભોઈ ગામના તમામ વૈષ્ણવો એમના સંગથી જ વૈષ્ણવ થયા હતા. ડભોઈમાં પ્રથમ તમામ વૈષ્ણવો રામાનુજાનુયાયી હતા. દયારામભાઈ ડભોઈમાં આવી રહ્યા ત્યારપછી એમના સમાગમથી બધા પુષ્ટિમાર્ગાનુયાયી બન્યા. પહેલા કાંકરોલીસ્થ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીપુરુષોત્તમજી મહારાજ સંખેડા તરફ પધારવા સારૂ ડભોઈ પધારેલા, તે વખતે ગામમાં કોઈ પુષ્ટિસંપ્રદાયના વૈષ્ણવ નહિ હોવાથી મહારાજશ્રીએ ગામ બહાર વાઘનાથ મહાદેવની ધર્મશાળામાં મુકામ કર્યો હતો. ત્યાં દયારામભાઈ ઉત્તમ વસ્રાલંકાર ધારણ કરી દર્શન કરવા જતા. એક દિવસ તેમને વડોદરીઆ ભાગોળ બહાર નીકળતાં એમની ન્યાતના બે ચાર સાઠોદરા નાગર, જેઓ મહાદેવમાં દર્શન કરી આવતા હતા, તેમણે પૂછ્યું કે ભાઈ, બનીઠનીને ક્યાં ચાલ્યા ? ત્યારે કવિશ્રીએ જવાબ આપ્યો કે મારા ધણી પધાર્યા છે, સ્રીએ તો ધણી સન્મુખ બનીઠનીને જવું પડે. પછી પોતે મહારાજશ્રી પાસે જઈ દંડવત્ કરી ગામમાં પધારવાની વિનંતિ કરી. મહારાજશ્રીએ આજ્ઞા કરી કે "યહ ગામમેં કોઉ વૈષ્ણવ નહિ હે." ત્યારે કવિશ્રીએ વિનંતિ કરી કે હું તો છું, ને આપની ઈચ્છાથી તથા કૃપાથી સર્વ કંઈ થશે. તે પરથી મહારાજશ્રી ગામમાં ઘણા લોકોના સમૂહ સહિત પધાર્યા, અને આપશ્રીને એક હવેલી સાત ઘરની કરી અર્પણ કરવામાં આવી, જેમાં હાલ શ્રીદ્વારિકાધીશ બિરાજે છે. ત્યારપછી મંદિરનો વિસ્તાર વધ્યો. આ સમયે

ઝારોળા અને દશાલાડ વગેરે વાણીઆઓ વૈષ્ણવ થયા. થોડા સમય પછી એમના શિષ્ય રણછોડભાઈ પોતાના ગુરુ શ્રીમથુરાજીવાળા શ્રીપુરુષોત્તમલાલજીને પધરાવી લાવ્યા. ત્યારે કવિશ્રીના ઉપદેશથી ઝારોળા પૈકી કેટલાક રહેલા તે તેમજ કાયસ્થ અને કંસારા લોકો સેવક થયા. તે પછી કવિશ્રીએ શ્રીછોટાજી મહારાજને વિનંતિ કરી ડભોઈ પધરાવ્યા, અને તે વખતે તમામ વીસાલાડ વાણીઆ તેમજ કંસારા પૈકી કેટલાંક ઘર તેઓશ્રીના સેવક થયા. અત્યારે પણ વીસાલાડની ન્યાતમાં શ્રીછોટાજી મહારાજનો ઉત્સવ મુખ્ય મનાય છે. હાલમાં ડભોઈમાં સાતસોને આશરે વૈષ્ણવોનાં ઘર છે, તે ભગવદીય દયારામભાઈના સમાગમના પ્રતાપે જ. સ્પર્શમણિ લોઢાને સોનું કરે એમાં શું આશ્ચર્ય? દેશ પ્રદેશમાં પણ આવી જ રીતે કવિશ્રીના સમાગમથી અનેક જણ વૈષ્ણવ થયા હતા.

(૧૦) પ્રશ્નઃ—તમે જ્યારે દયારામભાઈને આવા તાદૃશી ભગવદીય નૈષ્ઠિક બ્રહ્મચારી જણાવો છો, ત્યારે પ્રથમના કેટલાક જીવનચરિત્ર પ્રસિદ્ધ કરનારાઓએ લંપટપણા વગેરેના દૂષણો મૂકી તેમની નિંદા કેમ કરી હશે?

ઉત્તરઃ—દૂષણ મૂકનારાઓ પાસે દૂષણ સાબીત કરવાના કોઈ પુરાવા હોય એવું તો અત્યારસુધી જાણવામાં આવ્યું નથી. મુખ્યત્વે કરીને બે બાબત પર અનુમાનના ઘોડા દોડાવી પહેલાં એકબે જણે શંકા ઉઠાવી અને તેમને નવીન યુગના પ્રમાણ fashionable authority તરીકે માની બીજાઓએ એક પછી એક એ શંકાને એવું સ્વરૂપ આપ્યું કે જાણે એ

શંકા જ નહિ હોય પણ સિદ્ધ બાબત હોય. આ શંકાનું મૂળ કવિશ્રીની સાથે એમની ટહેલમાં એક મરજાદી બાઈ રહેતાં હતાં તે છે, ને બીજું કવિશ્રીની શૃંગારભરી કવિતા છે. આ શંકાઓ તદ્દન નિર્મૂળ હોવા સંબંધમાં કેટલાક લેખકો તરફથી સબળ દલીલો પ્રસિદ્ધ કરવામાં આવી છે, તેથી તેનું ફરી પિષ્ટપેષણ કરવાની અમોને આવશ્યકતા લાગતી નથી. અમારૂં કહેવું ટુંકાણમાં એટલું જ છે કે મર્જાદી તરીકે જીવન ગાળનાર પ્રભુના પ્રેમમાં મસ્ત પુરુષને ગમે તેવા રસોઈઆ કરતાં પ્રભુ પ્રત્યે પ્રેમ ધરાવનાર ભાવુક સ્ત્રી વૈષ્ણવની જ સહાયતાની જરૂર પડે છે. સાંપ્રદાયિક જરૂરીઆતો જે સારી રીતે સમજી શકે છે તે તો આ બાબત તરત જ સ્વીકારી લેશે. બાકી પુરુષ સાથે સ્ત્રીનું રહેવાનું થયું એટલે પાશવ સંબંધ થયા વગર રહે જ નહિ, એમ જે માનતા હોય તેને તો કંઈ કહેવાનું જ નથી. તેમની એ સમજણ તેમને જ મુબારક હો. તત્ત્વજ્ઞને માટે તો દૂષણ મૂકતાં પહેલાં બહુ વિચાર કરવાનો છે. જગતમાં એક પણ સામાન્ય નિયમ એવો નથી કે જેને અપવાદ ન હોય. તો પછી સામાન્ય રીતે સ્ત્રીપુરુષનો સહવાસ અનર્થકારી માનતાં છતાં પણ ઉત્તમ સ્ત્રીપુરુષોનો એવો કદી પણ નીવડતો નથી. તેનાં દૃષ્ટાંતો જાગરૂક છે. સાથે રહેવા પરથી જ ગમે તેવા અનુમાન પર આવવું એ સુજ્ઞ માણસનું કર્તવ્ય નથી. બંને સ્ત્રીપુરુષની રહેણીકરણી, વય, સમાજમાં તેમની પ્રતિષ્ઠા, એ વગેરે અનેક બાબતો પર સૌથી પહેલો વિચાર કરવાનો છે. આ તો બાહ્ય દલીલોની વાત થઈ. અમે તો કહીએ છીએ કે મનુષ્યની કિંમત તેના બાહ્ય પ્રસંગો પરથી આંકવા કરતાં ખરી રીતે તો તેમની આંતરવૃત્તિઓ પરથી જ આંકવી જોઈએ.

ને તે સર્વ પ્રકારે આપણે તપાસ કરીશું તો કવિશ્રીના જેવું ઉજ્જ્વલ, પ્રકાશિત, પ્રેમમય અંતઃકરણ આપણને ભાગ્યે જ શોધ્યું મળશે. ક્ષુદ્ર વાસનાથી ભરેલી દેહમાં આવા શુદ્ધ નિર્મળ અંતઃકરણની સ્થિતિ જ અસંભવિત છે. પરંતુ કુદરતી નિયમ એવો છે કે જેને કોઈપણ વસ્તુ યથાર્થ જાણવાની કે સમજવાની ઈચ્છા છે તેને તો સમજાવી શકાય છે; પરંતુ જેઓ એમ જ માને છે કે અમે તો જાણીએ જ છીએ તેને કંઈ પણ શીખવી શકાતું નથી. "Those who are willing to learn can be instructed; but they that believe that they already know refuse to be taught". અમને તો એ સત્ય અનુભવસિદ્ધ લાગે છે કે " Love is the life of the good, malice the life of the evil. " પ્રેમ એ સજ્જનનું જીવન છે, અને ઈર્ષ્યા એ દુર્જનનું જીવન છે. કવિશ્રીના જીવનચરિત્ર સંબંધમાં ઉઠાવવામાં આવેલી શંકાઓ તથા તેના અપાએલા રદીઆઓ નિષ્પક્ષપાત થઈને વાંચો અને કવિશ્રીના કાવ્યોનાં ઉંડાં રહસ્યો ઉકેલવા તથા તેનાં મૂળને સમજવા પરિશ્રમ લ્યો, એટલે કવિશ્રીની જીવનસરિતાનો પ્રવાહ સ્વચ્છ નિર્મળ, અમૃતમય લાગ્યા વગર રહેશે નહિ એવું અમારૂં નમ્ર મંતવ્ય છે.

કવિશ્રીની શૃંગારરસથી ભરેલી કવિતા લૌકિક શૃંગારના અનુભવ વગર લખી શકાય નહિ એ શંકાપંકનું પ્રક્ષાલન કરવું હોય, તો બીજા સૂરદાસજી જેવા ભક્તકવિઓનાં કાવ્યો વાંચો અને પછી વિચારો કે જેમણે સ્ત્રીનું મુખ સરખુંએ દીઠું નથી, તે શૃંગારની કેવી રસરેલ વહેવડાવે છે. "In the language of the human emotions the

Vaishnava masters continually sing of the Divine love". વૈષ્ણવ કવિઓ માનુષી લાગણીઓની ભાષામાં દૈવી પ્રેમનું જ હંમેશ ગાન કરી રહ્યા છે. આ પ્રેમ હાડચામનો પ્રેમ નથી, ભૌતિક એકતા નથી, પણ ઓરજ છે. તે તો પરમાત્માની સાથે સંબંધમાં આવતાં ભક્તને થતો એક પ્રકારનો ગુપ્ત, ઉન્મત્ત અને ઉભરાઈ જતો આનંદ છે. "This love is not love of the flesh, no physical union, but a love, purely mystic, the ecstatic and rapturous joy of the devotee in communion with the Divine soul." આ તત્ત્વ જેને હૃદયંગમ થતું હોય, તેને માટે તો આટલું જ પૂરતું છે. એ તત્ત્વ તરફ શંકાની નજરે જોનારને સમજાવવાનો સઘળો પ્રયત્ન મિથ્યા જ છે. સનાતન ધર્મનો એ સિદ્ધાંત છે કે સૃષ્ટિ બે પ્રકારની છે, આસુરી અને દૈવી. કૃષ્ણ, રામ, નૃસિંહ, વામન વગેરે મોટા મોટા ભગવદવતારોની પણ નિંદા કેટલાક જીવોએ કરી છે ને કરે છે, તેમજ નૃસિંહ મહેતા, મીરાં, જયદેવજી, તુકારામ, નામદેવ, જની, જ્ઞાનદેવ ઇત્યાદિ મોટા મોટા ભગવદીયોની પણ નિંદા થઈ છે. નિંદા કરનાર અને સ્તુતિ કરનાર એ બંને આગળ પ્રસ્તાવનામાં લખ્યા મુજબ હરિભક્તના પાપપુણ્યનો વારસો લેનાર પુત્રો છે.

નૃસિંહ મહેતાની નિંદા કરનાર તેમના ન્યાતીલાઓ, તેમજ સંન્યાસી, કર્મઠ વગેરે હતા એ સૌ કોઇ જાણે છે; પણ પાછળથી તે નિંદા કરવાવાળા જ પસ્તાયા હતા. દયારામભાઇએ કહ્યું છે કેઃ—

मेहेताचे निंदक ब्राह्मण फार केला अबगार
तेंव्हां ते समदे झाले माहार पाहा चमत्कार
झख मारून जोडुन कर आले पडले पाय
नंदीत होतें त्याचे ।

મીરાંબાઈ પર પણ રાણાજીએ ઘણા અપવાદ મૂકયા. તલવારથી મારવા આવ્યા, વિષનો પ્યાલો પાયો, પણ છેવટે રાણો નમ્યો. મીરાંચરિત્રમાં દયારામભાઈ કહે છે કેઃ—

પાછલ પસ્તાવો રાણાને થયો રે ગયું ઉતરી મનનું ઝેર,
મુખે માગે તે આપું તેહુને રે જે કો લાવે મનાવી મીરાં ઘેર.

જયદેવ સ્વામીના પણ ચોરોએ હાથ પગ કાપી નાખ્યા હતા. તેજ ચોરો, જે રાજાને ત્યાં જયદેવજી ગુરુ તરીકે રહ્યા હતા, તેને ત્યાં ભગવદીયનું બાનું કરી આવ્યા. જયદેવજીએ પ્રથમનું વૈર ન સંભારતાં તેમનું સારી રીતે સન્માન કર્યું. વિદાય થયા પછી પણ ચોરોએ જાતિ સ્વભાવ પ્રમાણે જયદેવજીની નિંદા કરી એટલે પૃથ્વીથી ભાર સહન ન થતાં તે ફાટી, તેમાં પેલા ચોરો સમાઈ ગયા. એ દંતકથા પણ હરિભક્તની નિંદા કરનારને ઈશ્વર તરફથી શિક્ષા મળ્યા વગર રહેતી નથી એજ તત્ત્વ સૂચવે છે.

અષ્ટસખામાં શ્રીસૂરદાસજી થયા, તેઓ શ્રીયમુનાજીમાં સ્નાન કરી રસ્તે પધારતાં કોઈ વૈષ્ણુવ સાથે ભગવદ્વાર્તા કરતા ઉભા રહેલા, એટલામાં કુતરો આવ્યો તેણે પોતાના સ્વભાવ પ્રમાણે ઉંચી ટાંગ કરી મૂત્ર સૂરદાસજીના પગ પર નાખ્યું. આથી સાથેના ભગવદીયે કહ્યું કે સૂરદાસ, તુમારી ઉપર કુત્તાને મૂત ડાર્યો, એટલે સૂરદાસજીએ કહ્યું કે સાલેને મૂત ડાર્યો

તો વાકો હમને મુક્તિ દીની. ત્યારે પેલા ભગવદીયે કહ્યું કે કુત્તાને મૂત ડાર્યો તો વાકું લકડી કયોં ન મારી, મુક્તિ કયું દીની ? ત્યારે સૂરદાસજીએ કહ્યું કે વિનકે પાસ મૂત થો તો મૂત ડાર્યો, ઓર હમેરી પાસ મુક્તિ થી સો મુક્તિ દીની.

તુકારામજીની પણ ઘણી નિંદા લોકોએ કરેલી. સવિસ્તર કથા ભક્તિવિજય વગેરે ગ્રંથમાં છે.

નામદેવજીને પણ યવનરાજાએ મૂકેલો આરોપ દૂર કરવા મુએલી ગાય જીવતી કરવાનો પરચો બતાવવાની જરૂર પડી હતી. એક ભગવદીયે એ ગાયું છે:—

બ્રાહ્મણ ભક્તને આદે વેર, ફરિયાદ ખાધી પેલા બાદશાહને ઘેર,
ઉઠોરે બછીયાં દૂધ પીઓ, નામદેવજીને હાવાં શુદ્ધ કરો.

એટલે તત્કાલ મુએલાં ગાય વાછરડાં જીવતાં થઈ ગયાં ને ગાયન વાછરડું ધાવવા લાગ્યું.

જની, નામદેવની દાસી, તેને પણ લોકોએ ઘણી હાંસી કરી ત્રાસ પમાડયો છે.

જ્ઞાનદેવજીને પણ તેજ પ્રમાણે સહન કરવું પડયું છે, અને પોતાની શુદ્ધિ સાબીત કરવા પરચો બતાવવા પાડાને પુછડે વેદ ભણાવવા પડયા હતા.

વળી રોહીદાસ ચમાર ભક્ત પોતે વિષ્ણુ (શાલિગ્રામ)ની સેવા કરતા, તે બ્રાહ્મણોથી સહન ન થયું. ત્યારે તેઓએ રાજાને ફરિઆદ કરી કે બ્રાહ્મણનું કર્મ (શાલિગ્રામ સેવવાનું) તે ચાંડાલ કરે છે. તેથી રાજાને અરિષ્ટ થશે એવું સમજાવી રોહીદાસને રાજા પાસે બોલાવીને સતાવ્યા. ત્યારે રોહીદાસે કહ્યું કે પરીક્ષા લ્યો. આ તમામ બ્રાહ્મણના વિષ્ણુ મંગાવો.

તે પરથી બ્રાહ્મણો પોતાના વિષ્ણુ લાવ્યા. રોહીદાસે પોતાના અને બ્રાહ્મણોના તમામ વિષ્ણુજીને કુવામાં પધરાવ્યા. આથી તો કોલાહલ થયો, એટલે રોહીદાસે કહ્યું કે બોલો મા, હમણાં વિષ્ણુ ભગવાન પધારે છે. કુવો ઉભરાયો ને તમામ શાલિગ્રામ તરી આવ્યા. રોહીદાસે કહ્યું પોતપોતાના લઈ લ્યો. ત્યારે સૌ પોતાના મૂકી સારા દીઠા તે લેવા લાગ્યા, એટલે અન્યોન્ય ઝઘડો થયો.

ત્યારે રોહીદાસે કહ્યું બધા પાછા પધરાવી દ્યો. જાઓ, તમારે ઘેર પૂજામાં પધારશે. સૌએ શાલિગ્રામજી પધરાવી દીધા એટલે જળ ઉભરાએલું બેસી ગયું, અને શાલિગ્રામજી જેને તેને ઘેર પૂજામાં જઈ બિરાજ્યા.

આ સર્વ કથાઓ પરથી માલમ પડે છે કે જેટલા ભગવદીયો થઈ ગયા તેમની નિંદા કેટલાક જીવોએ કરેલી જ, અને તેનું કારણ મુખ્યત્વે કરીને ભગવદીયનો ઉત્કર્ષ સહન થઇ શકતો નહિ તેજ છે. તેથીજ ભક્તકવિ સૂરદાસજીને ગાવું પડયું કેઃ—

શ્રીપતિ દુઃખિત ભક્ત અપરાધે,
સંતન દ્વેષ દ્રોહિતા કરકેં આરત સહિત મોંકો આરાધે.
સુનો સકલ બૈકુંઠનિવાસી સત્ય કહું જીન માનો ખેદૈં,
તા પર કૃપા કરો મેં કેસી, પૂજે પાય કંઠકો છેદૈં.
જનસોં બેર પ્યાર મોહીસોં મેરો નામ નિરંતર લેહેં,
સૂરદાસ ભગવંત બદત યોં, મોહી ભજે પરી જમપુર જેહેં.

કવિશ્રી દયારામભાઈએ આ પ્રશ્નોત્તરમાળા ગ્રંથમાં જ છઠ્ઠા પ્રશ્નમાં કવચિત્ ભગવદીયથી કોઈક દુષ્કૃતિ થઈ જાય,

તોપણ તેમના દોષ ન જોવા સંબંધે દાખલા દલીલ સાથે બોધ કરેલો છે. એ જેના ગળામાં ઉતરી શકશે, તેને તો દયારામભાઇ વિષે કોઈપણ જાતનો કુતર્ક કરવાનો અવકાશ રહેશે નહિ. ખરૂં જોતાં તો દયારામભાઈના જીવનકાળમાં કોઈ જાતનું દૂષણ તેમના પર મુકાએલું સાંભળ્યામાં નથી. જે શંકાઓ ઉઠી તે એમના પધાર્યા પછી. છિદ્ર હોત તો તેજ સમયમાં બહાર આવ્યા વિના રહત નહિ એ ખાસ વિચારવા જેવું છે, એટલે હવે એ બાબતમાં વિશેષ ઉહાપોહ ન કરતાં એટલેથી જ વિરમીશું.

(૧૧) પ્રશ્નઃ—કવિશ્રીને ભગંદર વગેરેના વ્યાધિ હતા તે વાત ખરી કે નહિ?

ઉત્તરઃ—આ બુટ્ટો ક્યાંથી ઉડયો તેનું મૂળ શોધી કાઢવું મુશ્કેલ થઈ પડે છે. કવિશ્રીએ પોતાનાં કાવ્યોમાં સેંકડો બાબતો એવી જણાવી છે કે જેમાંથી સહેજ પણ કોઇ ગ્રહણ કરી લે તો તેનો બેડો પાર થઈ જાય. પણ તે ગ્રહણીય વસ્તુ પર નજર ઠરતી નથી, અને ભક્તિમાર્ગીય દૈન્યપુરઃસર "લક્ષ ચોરાશી રડવડયો પ્રકૃતિ કેરે સંગ, ભોગ વિવિધ ભોગવ્યા તે રોગ વ્યાપ્યા અંગ" એ કડીમાંથી કવિશ્રીને રોગ લાગેલા હોવાનું, ને તે ભગંદર જેવોજ રોગ હશે એવું, અનુમાન કરવા એકદમ બુદ્ધિ તત્પર થઈ જાય છે. અમારો પ્રશ્ન તો એકજ છે કે આ તર્ક ઉઠાવવા માટે કંઈ આધાર છે? નિષ્પક્ષપાત વાચકને તો કવિશ્રીના ઉપલા કવનનો અર્થ એજ સૂઝે છે કે મનુષ્યને પ્રગતિને પંથે ચઢવામાં કેટલીએ યોનીમાં જન્મ લેવો પડયો ને ત્યાં તે પ્રકૃતિ સાથે કેટલાએ

નાચ નાચ્યો. પ્રકૃતિના સંગમાં તો લૌકિક ભોગ અનેક પ્રકારના હોય, ને તેથી રોગ અંગમાં વ્યાપે એ સ્વાભાવિક છે. પરંતુ જેને શાસ્ત્રીય પરિભાષાનું સહેજ સરખું પણ જ્ઞાન હશે તે જ સમજી શકશે કે પ્રકૃતિ સાથે રમવાથી નીપજતા ભોગમાં જે રોગની વ્યાપ્તિ લખી છે તે શારીરિક રોગની નહિ, પણ હૃદ્‌રોગ એટલે અનેક પ્રકારની કામનાની જ. શ્રીમદ્‌ભાગવતમાં **भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाशु अपहिनोति अचिरेण धीरः।** એ કથન છે, તેનો અર્થ સમજવા પ્રયત્ન કરીશું તો એજ માલમ પડશે કે ભગવાનને વિષે પરા ભક્તિ જેને પ્રાપ્ત થાય તેને હૃદયના રોગરૂપી કામ તરત જ દૂર થઈ જાય છે. આમાં સ્પષ્ટ કામવાસનાને જ એટલે અનેક પ્રકારની કામનાઓને હૃદયના રોગ તરીકે વર્ણવેલી છે, અને કવિશ્રીની ઉપર ટાંકેલી તેમ જ તેની પછીની પંક્તિઓમાં કંઈ પણ વિશેષ વર્ણન નહિ હોતાં સામાન્ય વર્ણન જ ભક્તિમાર્ગીય દૃષ્ટિબિંદુથી દૈન્યનો ઉદ્‌ભવ થતાં કરેલું સાફ માલમ પડે છે. ફરીથી ભાર મૂકીને કહેવું પડે છે કે અહીં એક જન્મની વાત નથી પણ લક્ષચોરાશીની છે, તેમાં સ્ત્રીસંસર્ગની બાબત નથી, પરંતુ પ્રકૃતિ અથવા માયાના સંગની વાત ચાલી રહી છે. અને તેને અંગે જે રોગ ઉપજે તે સ્ત્રીસંગના પરિણામના નહિ પણ પ્રકૃતિના સંગના પરિણામ રૂપ એટલે કામનાઓ રૂપ જ હોઈ શકે. વળી તે રોગ ઉત્પન્ન થયા એમ કથન નથી પણ "વ્યાપ્યા" એવું કથન છે, અને તે શારીરિક રોગને નહિ પણ હૃદ્રોગ એટલે કામવાસનાને જ યથાર્થ લાગુ પડતું ખુલ્લું માલમ પડે છે. માણસ મરણ પથારી પર હોય ત્યારે જ ક્વચિત્ કહેવામાં આવે છે કે હવે તો રોગ વ્યાપી ગયો,

બાકી સાધારણ રીતે રોગને વ્યાપેલો કહેવામાં આવતો નથી. અલબત, કામના શરીરમાં વ્યાપી રહે છે એ સર્વ રીતે સુસંગત છે. એ પછીની પંક્તિમાં પણ ત્રિવિધ તાપની જ વાત આવે છે, અને ત્યારપછી "રોગીઓ રોગે ગ્રસ્યો દુર્બલ થયો દેહ, શુદ્ધ વૈદ્ય ઉપચારતાં સમાધિ થાયે તેહ; તું વળાવો, તું નિઝામો, વૈદ્ય તું માબાપ, આ દીનને દયા કરી ટાળો ત્રણે તાપ." એ પંક્તિઓમાંના સઘળા શબ્દો શું સૂચવે છે ? જીવને રોગો લાગ્યા છે તેનું ઓસડ હે પ્રભુ, તારા વિના કોઈ કરી શકે એમ નથી. તેમાં પણ કવિશ્રી માગણી કરે છે તે ત્રણે તાપ ટાળવાની, નહિ કે ઉટાંગ પ્રમાણે ભગંદર જેવો વ્યાધિ થયો હશે તે મટાડવાની.

ભક્તિમાર્ગીય ભાવનાનું રહસ્ય જે સમજી શકતા નહિ હોય તેને માટે તો અમે લાચાર છીએ; પરંતુ જેઓ પ્રભુએ અર્પેલી બુદ્ધિનો સદુપયોગ કરી શકે એવી સ્થિતિમાં હોય તેમણે તો ઉપલી બધી પંક્તિઓને સાથે વાંચવી જોઈએ, અને તત્ત્વજ્ઞાનથી ભરેલી એ પંક્તિઓમાં સામાન્ય દૈન્ય છે કે કવિશ્રીને થએલા ખાસ રોગની કબુલાત (Confession) છે એ અવશ્ય વિચારવું જોઈએ, તેમજ અનેક ભક્તિમાર્ગીય પુરુષોએ કેવા પ્રકારનું દૈન્ય વર્ણવેલું છે તે તરફ પણ દૃષ્ટિપાત કરવો જોઈએ. ભક્તિમાર્ગીય ભાવના જ્ઞાનમાર્ગીય ભાવનાથી વિલક્ષણ છે. જ્ઞાનમાર્ગીય પુરુષ 'હું બ્રહ્મ છું' એવી ભાવના કરતાં કરતાં હું નિર્દોષ છું એવી ખરી ખોટી પણ ભાવના કરવામાં જ પોતાનું હિત માને છે. ભક્તિમાર્ગીય જીવ પોતાને ભગવાનના દાસ તરીકે માને છે અને પોતે પ્રકૃતિને વશ

હોવાથી દૂષિત જ છે એમ ઘડી ઘડી ભાવના કરે છે, અને પ્રભુની મોટાઈનો વારંવાર ખ્યાલ કરી તેજ પ્રભુ પ્રકૃતિના પંઝામાંથી છોડાવવાને સમર્થ છે એમ હરઘડી યાદ રાખવા પ્રયત્ન કરે છે. પોતે પતિત છે ને પ્રભુ પતિતપાવન છે, એ તેનો સિદ્ધાંત છે. દોષ એ જીવને માટે સ્વાભાવિક છે, પરંતુ દોષથી હું ભરેલો છું એવું પાકું જ્ઞાન થાય ને પ્રભુને શરણે જાય ત્યારે પ્રભુ પોતાનું બિરદ પાળી પતિતપાવનત્વ ધર્મનો અંગીકાર કરી તેને દોષરહિત બનાવે છે અને તેનો આત્મત્વેન સ્વકીય ત્વેન સ્વીકાર કરે છે, એવું ભક્તિમાર્ગીય ભકતજનોનું મંતવ્ય છે. માટે જેમને ભગંદર જેવો મહાવ્યાધિ નથી, તેમજ શારીરિક ખાસ રોગ પણ જેને નથી, એવાઓને પણ કવિશ્રીએ ઉપલી પંક્તિઓમાં કરેલી ભાવનાઓ કરવાની અને ત્રણે તાપમાંથી નિર્મુક્ત થવાની માગણી કરવાની સલાહ અપાય તો અમારા ધારવા પ્રમાણે એમાં જરા પણ ખોટું નથી. **सुज्ञेषु किं बहुना** એટલું કહીજ વિરમીશું.

કવિશ્રીએ ભારતભૂમિની ત્રણ વખત પરિક્રમા કરી હતી, ચાર વેદ, શાસ્ત્ર, ગીતા, શ્રીમદ્ભાગવત વગેરેનું શ્રવણ કર્યું હતું, ( કેમકે તે વિના કાવ્યમાં તે સર્વનાં પ્રમાણ આવી શકત નહિ) એકાદશ ભાષામાં ઠુમરી, ગઝલ, રેખતા, પીસ્તા લાવણી, દોહરા, સોરઠા, કવિત, કુંડલીયા, વગેરે અનેક છંદ પ્રબંધ તથા રાગરાગણીની રચના કરી છે, એ નિઃસંદિગ્ધ સત્ય તરફ નજર કરતાં કવિશ્રીનું અંગ મહાવ્યાધિગ્રસ્ત હતું

એ અનુમાન તદ્દન પાયા વગરનું માલમ પડયા વગર રહેશે નહિ.

(૧૨) પ્રશ્નઃ—ત્યારે શું દયારામભાઈને કોઈ પ્રકારનું દુઃખ જ પડયું નહોતું?

ઉત્તરઃ—એમને દુઃખ પડયાં હશે જ, અને તે એક નહિ પણ અનેક. પરંતુ એમનાં દુઃખ રાગી પુરુષના જેવાં નહોતાં, પરંતુ ઈચ્છાજનિત, મતલબ કે પોતે જ્યારે અંગીકાર કરે ત્યારે ખરૂં, નહિ તો નહિ. આ બાબત દૃષ્ટાંતથી જ સમજી શકાશે. અમારા પિતાશ્રી કહેતા કે કવિશ્રીને ક્વચિત જવરની પીડા થાય ત્યારે તે સવારે બે ત્રણ કલાક ભોગવી લેતા. બાર વાગ્યા પછી પોતે સ્નાન કરી શ્રીઠાકુરજીની સેવા સામગ્રીમાં જાય ત્યારે જે વ્યાધિ હોય તે પથારીમાં જ રહે. પછી શ્રીઠાકુરજીને ભોગ ધરી પ્રસાદ લઈ સાંજના પાંચેક વાગતે પરવારી મેડેથી નીચે ઉતરતા અને પછી ભગવચ્ચર્ચા કરતા. તેમજ રાત્રે વૈષ્ણવ મંડળીમાં બેસી કીર્તન વગેરે ગાતા તે વખતે રોગ બાધા કરતો જ નહિ. આ પરથી સ્પષ્ટ થાય છે કે રોગ ભોગવવામાં પણ સ્વતંત્રતા હતી. અનેક મહાનુભાવીઓ આવી જ સ્વતંત્ર રીતે વર્તતા એવું ભક્તજનોના ઇતિહાસ પરથી માલમ પડે છે. પામર જીવ એ પ્રમાણે કરી શકતો નથી. આનો અર્થ એ થતો નથી કે ભક્તને દુઃખ સહન કરવાં પડતાં નથી. ભક્તના ઉપર તો પ્રભુ જાણી જોઇને અનેક કષ્ટોનો ભાર મૂકે છે, પણ તે તેની કસોટી માટે જ ને તેમાં પણ સાચા ભક્તો કસોટીમાંથી પસાર થતાંની સાથે

વિશુદ્ધ ને વિશુદ્ધ બનતા જાય છે, અને કષ્ટોના ભાર નીચે કદી દબાઈ જતા નથી. દિવસે દિવસે કષ્ટો પણ બહારના દેખાવમાં સબળ હોવા છતાં સ્વરૂપે કરીને નિર્બળ થતાં જાય છે, અને ભક્તની સ્વતંત્રતા વધતી જાય છે. આ એક ઐતિહાસિક સત્ય હોવાથી એ પર વિશેષ વિવેચનની અમે જરૂર જોતા નથી.

(૧૩) પ્રશ્નઃ—કવિશ્રી જ્યારે આવા ભગવદીય હતા, ત્યારે તે વ્યવહારશૂન્ય હોવા જોઇએ, ખરૂં કે નહિ?

ઉત્તરઃ—ના, ના. દયારામભાઈમાં વ્યવહારશૂન્યતા નહોતી. જ્ઞાતિવ્યવહાર તેઓ સારી રીતે સાચવતા. એકજ પ્રસંગ આ બાબત પર સારો પ્રકાશ પાડતો હોવાથી અહીં આપવો ઉચિત ધાર્યો છે.

એક વખત એક વીસાલાડ વૈષ્ણવ પાસે ડભોઈની સાઠોદરી ન્યાતનું લ્હેણુ હતું. તે તેનાથી ન અપાય એવી સ્થિતિ આવવાથી પૈસા લેવા માટે સાઠોદરી ન્યાત તેને ત્યાં લાંઘણું ઘાલી બેઠી. કવિશ્રીએ પોતાની ન્યાત ભૂખી હોવાથી પોતે પણ પ્રસાદ લીધો નહિ અને મેડાની બારી આગળ બેસી રહ્યા. કોઈ એક રસ્તે જનાર વૈષ્ણવે પૂછ્યું કે ભાઈ, પ્રસાદ લીધો? ત્યારે પોતે કહ્યું કે સાઠોદરી ન્યાત ભૂખી છે અને હું શી રીતે લઉં? આ સાંભળી પેલા વૈષ્ણવે પેલા કરજદારને જઈને કહ્યું કે ગમે તેમ કરી તું સાઠોદરી ન્યાતના પૈસા આપી દે, કારણ કે દયારામભાઇએ પણ પ્રસાદ લીધો નથી, માટે તું ભગવદીયનો અપરાધી થયો. એવું સાંભળતાં જ કરજદારે તત્કાલ નિકાલ કર્યો અને સાઠોદરી ન્યાતને વળાવી.

અને દયારામભાઈ પાસે જઈ પગે લાગી ક્ષમા માગી ત્યારે દયારામભાઈએ પ્રસાદ દીધો.

કવિશ્રીએ પોતાની ડભોઈ ચાણોદની સાઠોદરી ન્યાતનો મેળાવડો ત્રણ વખત કર્યો હતો અને લ્હાણું પણ કર્યું હતું. તદુપરાંત જીવતક્રિયા પણ કરી હતી અને ઉત્તરક્રિયા માટે રૂા. ૧૩૦૦) રાખી ડભોઈના સાઠોદરા વેદપાત્ર પરભાશંકર બાપુજીને સોંપ્યા હતા તે વડે ઉત્તરક્રિયા થઈ હતી. વળી પોતે ગોલોકવાસ મહા વદિ ૫ ને દિવસે કર્યો હતો. તે દિવસે શ્રીઠાકુરજીને સામગ્રી આરોગાવાય તે માટે ડભોઈ અને તેનતળાવની પસાયતા જમીન ચાણોદના શ્રીશેષશાયીજી મહારાજને અર્પણ કરી હતી, અને તેનો વહીવટ અમારા વડીલ રણછોડભાઈને સોંપ્યો હતો, તે હજી સુધી કાયમ છે. દેખરેખ અમારા તરફથી રહે છે, અને શ્રીશેષશાયીજીને તે દિવસે માલપુવા અને દૂધપાકની સામગ્રી આરોગાવાય છે. જમીન શ્રીના નામે ચઢાવેલી છે અને વહીવટ અમારો છે. તેમજ ડભોઈના સાહેરચોતરાનું ઉત્પન્ન આવતું તે પણ શ્રીને અર્પણ કરેલું છે. તે રકમ એકંદર વરસાસનમાં શ્રીના નામે ચઢી ગઈ છે. આ પરથી સિદ્ધ થાય છે કે **વ્યવહારચાતુરી ગ્રંથના** કર્તા વ્યવહારશૂન્ય નહોતા. કવિશ્રીએ વર્ણવેલી ચાતુરી શાબ્દિક નહોતી, અનુભવસિદ્ધ હતી.

રીત નભે નહિ વસુલા કેરી, સહુ પરમારથ રંદોજી,
કરવત બે પા સરખું છાંટે, રહે ઘર રહે હરી બંધો.
શિક્ષા શાણાને.

વાંસલો બધાં છોડાં ખોળામાં નાખે છે, એટલે સ્વાર્થ જ સાધે છે. રંદો છોડાં સામા તરફ લઈ જાય છે, તે એકલો પરમાર્થ જ કરે છે. માટે કરવતની પેઠે રાખવું કે અર્ધો વહેર બેઉ પાસે આવે તેથી સ્વાર્થપરમાર્થ બેઉ સધાય. એ શિખામણ પ્રમાણે જ કવિશ્રી પરમાર્થ અને લૌકિક વ્યવહાર બંનેમાં કુશળ હતા. એક ઠેકાણે કવિશ્રીએ કહ્યું છે કેઃ—

સહસ્ર બનિક બુધ મિલે તબે હોય એક સોનારા,
સહસ્ર સોનારા મિલે તબે હોય એક ઠગારા,
સહસ્ર ઠગારા મિલે તબે હોય એક બચીછન,
સહસ્ર બચીછન મિલે તબે હોય એક બીરધન,
બનિક બચીછન બિરધન સહ ઠગ ઓર સોનારકી,
ઈતની બુદ્ધિ જબ મિલે તબ ભક્તિ હોય કિરતારકી.

(૧૪) પ્રશ્નઃ—કવિશ્રી કોના સેવક હતા એટલે તેમના ગુરુ કોણ હતા અને તેમને પર્યુપાસન કોનું દૃઢ હતું?

ઉત્તરઃ—પોતે શ્રીવલ્લભાચાર્યજીના અનન્ય સેવક હતા. શ્રીવલ્લભાચાર્ય કુળગુરુ અને તેઓશ્રીના સેવ્ય શ્રીકૃષ્ણચંદ્ર સાક્ષાત્ પુષ્ટિપુરુષોત્તમનું તેમને દૃઢ પર્યુપાસન હતું. કવિશ્રીએ પોતે જ કહ્યું છે કેઃ—

"બલ્લભ સબ સંસારકોં તા રાસીકી રાસ,
તા રાસી અરી અરીઅરીપતકે હમ દાસ."

અર્થ એ છે કે બધા સંસારને વહાલું જે સુખ તેની રાસી કુંભ તેની રાસી મિથુન તેની રાસી સિંહ તેનો અરી મેઘ તેનો અરી સર્પ તેનો અરી ગરુડ તેના પતિ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર તેના અમે દાસ છીએ. વળી પોતે કહ્યું છે કેઃ—

'તરસ્યો ખોદે કૂપ જડ, પ્રકટ પીયે નહી ગંગ,
'પ્રકટ પીયે નહી ગંગ, વંશ શ્રીબલ્લભ કેરો,
'પ્રકટરૂપ સાકાર નીરખતાં લાભ ઘણેરો,
'વણુ સાધન એક શરણુ જતામાં અભયજ આપે,
'જો સેવે શ્રીકૃષ્ણુ અચલ વ્રજમંડલ થાપે,
'થાપે મન કુપંથમાં, દયો કહે કુસંગ,
'તરસ્યો ખોદે કૂપ જડ, પ્રકટ પીયે નહી ગંગ.

એ ઉપરાંત

'એક વર્યો ગોપીજનવલ્લભ નહી સ્વામી બીજો,'
'એક હરીને આરાધો મનારે,'
'શ્રીહરી સેવે સહુ સેવાયું જેહને વીસે જગ્ત બાધો મનારે,
જડી સીંચત જળ પોંહોચ સીખર લગ મુખ ઇંદ્રી ધન સારા,
દયા પ્રભુ પુંજત યોં જગ પુંજા સાચા મત્ત હમારા હમારા દીલ,
નંદકુંવરસોં લગા હમારા દીલ,'
'સો સબસીરદારા શ્રીકૃષ્ણુ હમારા પ્યારા,
અગનીત અંડ કરત વીસ્તારા, સબમેં હે ઓર સબતેં ન્યારા,
કોઉ ન પાવત જીનકા પારા સો શ્રીકૃષ્ણુ હમારા પ્યારા.'
"સર્વોપરી ધામ હમારા હે જ્યાંહાં ખેલત નટવર પ્યારા હે,
પુરુષોત્તમ એક પુરુષ દયા પ્રભુ ઓર સકલ બ્રજદારા હે."

ઉપર પ્રમાણે તમામ કાવ્યોમાં પદે પદે શ્રીકૃષ્ણુ ને શ્રીરાધા એ યુગલ સ્વરૂપનો જ આશ્રય દર્શાવેલો છે, તેથી તેમના જ પોતે અનન્ય સેવક છે એમ સાબીત થાય છે. પ્રત્યક્ષ વાતને પ્રમાણુની જરૂર નથી. મોડું વાંકું છે કે સારૂં તેનો નિર્ણય પાસે આરસી હોય તેમાં જોઇ લેવાથી જ તુરત થઈ જાય.

(૧૫) પ્રશ્નઃ—કવિશ્રીએ છાપમાં દયારામ, દયાશંકર, દયો, દયા, એવા શબ્દો વાપર્યા છે તે કંઇ અર્થસૂચક છે?

ઉત્તરઃ—દયારામ અને દયાશંકર આ બે નામ કાવ્યમાં મુખ્યત્વે કરીને ઉપલબ્ધ થાય છે. દયો, દયા, એવા શબ્દો દયારામ અને દયાશંકર એ નામોમાં અંતર્ગત ગણી શકાય.

દયારામનો યૌગિક અર્થ દયા કરવામાં રામચંદ્રજી જેવા એવો થાય. શ્રીરામચંદ્રજી મર્યાદાપાલક પુરુષોત્તમરૂપે દયાનિધિ ગણાયા. દયારામભાઇએ પણ અલૌકિક પૂર્ણપુરુષોત્તમની ભક્તિનો સરલ રસ્તો બતાવી જીવોને કૃતાર્થ કર્યા, જેથી કવિશ્રીએ કરેલી દયાનો જેને બરાબર ખ્યાલ આવ્યો છે એવા ભાવુક ભકતોને તો એ નામ સાર્થક જ લાગ્યા વગર રહેશે નહિ. દયાશંકરનો અર્થ દયા કરવામાં શંકર એટલે મહાદેવજી જેવા. મહાદેવજી ભક્તિમાર્ગીય દૃષ્ટિથી ભગવદ્ભકતોમાં આદ્ય અને અનન્ય ગણાય છે. વળી તે ભોળા દીલના છે. તેમની ઉપાસના કરનારને જે વસ્તુ જોઇએ તે તેને આપે છે. નરસિંહ મહેતાને પુરુષોત્તમની લીલાનાં દર્શન પણ તેમણે જ કરાવેલાં. તે પ્રમાણે કવિશ્રી હૃદયના ભોળા, અને અનેક પ્રયત્નો કરી કાવ્યોદ્વારા સત્સંગ કરાવી પુરુષોત્તમપ્રાપ્તિનો સીધો રસ્તો બતાવનાર છે, એટલે આ નામનું સાર્થકય પણ કાવ્યોનું રહસ્ય સમજનારને તરત જ બુદ્ધિગોચર થયા વિના રહેતું નથી.

(૧૬) પ્રશ્નઃ—કવિશ્રીની જન્મભૂમિ ડભોઈ કે ચાણોદ?

ઉત્તરઃ—જન્મભૂમિ ચાણોદ જ છે. તમામ કાવ્યમાં ચાણોદ જ બતાવેલું છે. કેટલાક જીવનચરિત્ર પ્રસિદ્ધ કરનાર

જન્મભૂમિ તરીકે ડભોઈ જણાવે છે, પણ ખરી રીતે કાવ્યો પરથી જન્મભૂમિ ચાણોદ જ નીકળે છે તે અમે સત્ય માનીએ છીએ.

ડભોઈ મોસાળ હતું એટલે ત્યાં જન્મ હોવો જોઇએ એવો નિયમ હોઇ શકે નહિ, કેમકે દરેકનો જન્મ મોસાળમાં જ થાય અને પિતાને ઘેર કે અન્ય સ્થળે ન થાય એ બાબતમાં કંઈ નિયમ નથી.

લૌકિકમાં જન્મસ્થળ પિતાનું ઘર જ કહેવાય છે, મોસાળ કહેવાતું નથી, અને મોસાળનું ઘર જન્મભૂમિ તરીકે ઓળખાતું નથી, પણ પિતાનું ઘર જ ઓળખાય છે.

જન્મ ક્યારે માનવો, પંચ માસે જીવ ગર્ભમાં પ્રવેશે ત્યારે કે પુરા માસે પ્રસવ થાય ત્યારે? ડાંગેરનો જન્મ જન્માષ્ટમી અગર તે અરસામાં તેમાં દૂધ ભરાય ત્યારે માનવામાં આવે છે, લણતી વખતે પાકી થાય ત્યારે અથવા તો તેને ઘેર લઈ જઈને કોઠીમાં ઘાલીએ ત્યારે ડાંગેરનો જન્મ કહેવાતો નથી. તેજ પ્રમાણે જન્મ માનીએ તો પણ જન્મ ચાણોદમાં જ ગણવો જોઇએ.

ડભોઈમાં જન્મ થયાની સાબીતીનો કોઈ લેખ મળતો નહિ હોવાથી ચાણોદ જ જન્મભૂમિ સ્વીકારવી અમને યોગ્ય લાગે છે.

(૧૭) પ્રશ્ન:—કવિશ્રીના પ્રવાસ તથા ભાષાજ્ઞાન વિષે શી શી હકીકત મળી શકે છે?

ઉત્તર:—તે વખતે આગગાડીનું સાધન નહિ હોવાથી કવિશ્રીએ પગરસ્તે ભારતભૂમિનાં તમામ તીર્થસ્થળો જોઈ પોતે જ તેનું વર્ણન રસિકવલ્લભ ગ્રંથમાં આપેલું છે.

હિંદુસ્તાનમાં ચાલતી ૧૧ ભાષામાં કાવ્ય છે, એ તે રસિકરંજન ગ્રંથમાં પોતે જ રચેલા એક દુહા પરથી માલમ પડે છે.

'ગિરિધર મુજયો પ્રાન તુહી સાંવલડા પ્યારા,'
'મ્યાહર પ્રહર બિરાદર દુશ્મન ખલ્ક બિસારા,'
'મારા મુચ્ચ વિરોહી સ્વામી ઇકિરારા,'
'જાણી જીયકી પીર મનોરથ પુર્યા માહરા,'
'ન કો કુણાચા પ્રેમ વ્હે ત્વમેવ સ્વામી નિરંતરં,'
'નંદમહેરકા પુતવા દયા પ્રભુ થાકી દાસી કાંહી?'

(૧૮) પ્રશ્નઃ—દયારામભાઇને બીજી ભાષાઓનું જ્ઞાન હતું તેમ સંસ્કૃતનું પણ જ્ઞાન હશે કે?

ઉત્તરઃ—હા, કવિશ્રીનો પોતાનો નિત્યપાઠનો ગુટકો એક અમારી પાસે સેવામાં બિરાજે છે, તેમાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીકૃત પુરુષોત્તમસહસ્રનામ, ષોડશ ગ્રંથો, તેમજ અન્ય હરિદાસજી વગેરે ભગવદીયનાં બનાવેલાં સ્તોત્રો, પાંડવગીતા, તથા સંપૂર્ણ શ્રીજયદેવ સ્વામીકૃત અષ્ટપદી કવિશ્રીએ પોતે શ્રીહસ્તે ઉતારેલાં છે, તેમાં પોતે જાતે જ લખ્યું છે કેઃ—

इति श्रीगीतगोविंदे जयदेवकृतौ स्वाधीनभर्तृवर्णने प्रीतपीतांबरो नाम द्वादशः सर्गः । संवत १८५८ वर्षे फाल्गुन सुदि १३ भौमवासरे भृगुकच्छमध्ये चंडीग्रामवास्तव्यभट-प्रभुरामात्मजदयाशंकरेण लिखितं श्रीगीतगोविंदाभिधानं महाकाव्यं समाप्तम् । शुभं भवतु ।

આ હસ્તાક્ષરનો ફોટો પણ આ પુસ્તકમાં મૂકવામાં આવેલો છે. આ સિવાય પણ કવિશ્રીનાં ઘણાં કાવ્યોમાં

સામાન્ય રીતે અપરિચિત સંસ્કૃત શબ્દોનો પણ વપરાશ છૂટથી થયેલો વારંવાર જોવામાં આવે છે, તેમજ કેટલાંક પદો એમનાં એવાં મળે છે કે જેમાં કીર્તનને માટે અનુકૂળતા કરવા જેટલા બેચાર પાંચ ગુજરાતી શબ્દો સિવાય સઘળું શુદ્ધ સંસ્કૃતમાં જ લખેલું માલમ પડે છે. આ બાબતની ખાત્રી નીચલા પદ પરથી થશે.

**मन भज रे वारंवारं श्रीनटवरनंदकुमारं । श्रीकृष्णकृपालं यशोमतिबालं मदनगोपालं कृतांतकालं कमनीयरसालं जनपालं श्रीबालमुकुंदं परमानंदं आनंदकंदं आनंदं श्रीनवघनश्यामं पूर्णकामं शोभाधामं श्रीरामं श्रीतुलसीदामं ।**

આ પરથી સહેજે જણાશે કે કવિશ્રીનું ભાષાજ્ઞાન બહોળું હતું, કાવ્યરચનાની શક્તિ અદ્‌ભુત હતી, અને વિદ્વત્તા પણ અપૂર્વ હતી. એ બાબતમાં કુતર્ક ઉઠાવનારને તો કવિશ્રીએ એક ગરબીમાં ગાયું છે તે વડે જ ઉત્તર આપવો ઠીક લાગે છે.

"જેહના મનમાં જેહેવું રે, તેહેવું તે સહુ દેખે,
'સારાં નરતાં સર્વને રે, પોતા સરીખાં પેખે,'
'કોહો છો તેવાં હોસો રે, ત્યારે એમ સૂઝે છે,'
'દોષ હરિમાં શો દીઠો રે, જેહને જગ પુંજે છે."

(૧૯) પ્રશ્નઃ—કવિને જોગી શિવ કરતાં ભોગી કૃષ્ણની ભક્તિ સારી લાગી એવી ટીકા નર્મગદ્ય વગેરે સ્થળે કરવામાં આવી છે તેમાં સત્યાંશ કેટલો છે?

ઉત્તરઃ—કવિશ્રીએ જોગભોગની દૃષ્ટિથી ભક્તિની પસંદગી કરી નથી. શાસ્ત્રોના એકંદર સિદ્ધાંતનું સારી રીતે શ્રવણ

મનન કરીને જ શિવની ભક્તિ કરતાં કૃષ્ણની ભક્તિ અતિશય ચઢિયાતી હોવાની ખાત્રી થતાં તેમણે કૃષ્ણની ભક્તિ આદરી છે. આ બાબત દયારામભાઈના અનેક કાવ્યો પરથી સ્ફુટ થાય છે. તેનાં થોડાં દૃષ્ટાંતો નીચે આપીએ છીએ.

'સૌથી હરિ મોટા રે હરિ મોટા' એ પદમાં કહ્યું છે તેમાંથી જરૂર પુરતું લખીએ છીએ.

"હરિ સમાંન બુદ્ધિ સૌ સુરમાં તેજ અસુર માહા મોટા,
એક આદ્ય હરિ સદા સ્વયંભુ બીજા સહુના જોટા માટે હરી,
પ્રતિ બ્રહ્માંડે બ્રહ્માદિક સુર બ્રહ્માંડ અગણીત કોટા,
દયાપ્રીતમ શ્રીકૃષ્ણ ભજ્યા વિના નવ છુટે જમસોટા સહુથી."

એક બીજા પદમાં કહ્યું છે કે:—

"મુરખ તુને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું,
કૃષ્ણભજન વિના ભવ ના તરાય તે હું નિશ્ચે કરીને રે જાણું,
દયો કહે હરિ ભજ મન માહારા, ફરી નહિ મળે આ ટાણું."મુરખ.

વળી 'ગારે, ગારે, ગિરિરાજ ધરણ ગારે' એ પદમાં ગાયું છે કે:—

"ત્રિગુણ અજાકાલ અક્ષરપર સ્વામી રે ॥
ઈસિ ઈસિ આત્મારામ અંતરજામીરે ॥
જગ્ત ઉદ્‌ભવ સ્થિતિ લયકર બહુનામી રે ॥
વિભુ પ્રધાન પુરુષે સ્વર અચ્યુત સચ્ચિદાનંદ,
અકળરૂપ અકળ સકળ ન્યારે ન્યારે ॥ તે ગારે ॥"

બીજા પદમાં કહ્યું છે કે:—

"સેવ્યની શ્રીકૃષ્ણ રસીક રાધિકાપતી મહાવાક્ય તત્ત્વમસિ મરમી તે તણા મુનેંદ્ર લીન જેહેમાં સ્વરૂપ તેથી પર અતી તે સેવ્યની ॥"

દક્ષિણી ભાષાના એક પદમાં ગાયું છે કેઃ—

"શેષ મહેશ રટતિ આનંદે, સનતસનંદન સનતસનંદે સતત પ્રશંસ સકલ શ્રુતિ છંદે ॥ ત્યાસી સોડી લાત મતી મંદે ! હરિનામા મધિ સમદે તિર્થ નેમ બ્રત ધર્મ કર્મ તપયાગયજ્ઞ અષ્ટાંગયોગ અધ્યેન બ્રહ્મ । શુચિ દાન ધ્યાન વિજ્ઞાનદાન અવધે અહિકલે નિગમચે વદની થાવર દુસરા સમુલ પાપ સંતાપ મેટ્યાચા હરિ ભેટિચા ઉપાય નાહિ ભાવકુભાવે શ્રી કૃષ્ણ કીર્તન વાંહી જાત નહિ અતુલિત પ્રતાપ દયારામ મ્હણે ત્યા સાઠી મજ મનાસી પડિલા કૃષ્ણ નામચા છંદે ॥ મણા મેલો ॥"

વળી 'શ્રીવૃંદાવન સુખકારી રે' એ ગરબીમાં કહ્યું છે કેઃ—
"એ પ્રેમ પરમ આનંદરસ રે રખે વિષય સુખ મન આણો,
જેમાં શુકમુનિ ને શિવ છાકયા રે તે શું કામી છે જાણો,
જેણે કામને મોહ પમાડયો રે તે પ્રભુ કામે વશ ક્યમ થાય,
એ કૃષ્ણલીલા રસ ગાતાં રે કામ રોગ ઉરથી જાય ॥"

એવા અનેક પદોના દાખલા છે, તે બધા ગ્રંથવૃદ્ધિના ભયથી આપવામાં આવ્યા નથી. આ ગ્રંથના દશમા પ્રશ્નમાં પણ હરિ, ઇશ્વર, ભગવાનનાં પૃથક્ પૃથક્ લક્ષણ વર્ણવ્યાં છે તે જોવાની ખાસ ભલામણ કરીએ છીએ. પાંડવગીતામાં શુકદેવજી મહારાજે કહ્યું છે કે **आलोक्य सर्वशास्त्राणि विचार्य च**

पुनः पुनः। इदमेकं समुत्पन्नं ध्येयो नारायणः सदा ॥ એજ પ્રમાણે કવિશ્રીએ સર્વવેદશાસ્ત્ર પુરાણ શોધીને નિશ્ચય કર્યો છે કેઃ—

"સર્વ તપાસ્યું રે ફરીફરી કિંચિત ક્યહું ન દીઠો સાર,
સુખ એક દીઠું રે સર્વથી સેવા સમ્રણ નંદકુમાર ॥ શરણ
પડયો છું રે શ્રીહરિ."
"ચાર તથા ખટ અષ્ટાદસ ઈતિહાસનું એ સિદ્ધાંત,
બાવન ઉપનિષદ બોલે પછે ભ્રષ્ટ જે રાખે ભ્રાંત ॥ નામ સાર છે
જિહ્વા જપોને શ્રીકૃષ્ણ નામ સાર છે.
સાર છે, એથી બેડો પાર છે, રસના રટોને શ્રીકૃષ્ણનામ
સાર છે."

ભક્તિ પોષણમાં પણ એનું જ સમર્થન છેઃ—

"ચાર વેદ ખટ શાસ્ત્રનો વારેવારે કર્યો રે વિચાર,
ઉપનિષદના અર્થનો શોધતાં નિકળ્યો એ સાર,
નિકળ્યો એ સાર શ્રીકૃષ્ણની ભક્તિ સત્સંગમાં
કરવી આસક્તી,
પૂરણ પુરૂષોત્તમને યુગ ચરણે સર્વ સમરપીને રહેવું શરણે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાલ.
પુરૂષોત્તમને પરહરી જેનું અન્ય અમર મન મોહ્ય.
કામ દુરગા મળી મુકીને મહિષીપુત્રનું પય દોહ્ય.
દોહ્ય છે ગાય મુકી મુઢ પાડો તરસ્યો ગંગા તીરે
ખોદે છે ખાડો.
ત્યમ પુરણ તજી અવર આરાધે મહેનત માથે પડે,
કાંઈ ન લાધે, સેવો શ્રીકૃષ્ણ કૃપાલ."

ઉપસંહારમાં એટલું જ કહેવાનું કે કવિશ્રીનું ચરિત્ર અગાધ છે અને તે લખતાં એક આખો ગ્રંથ જ ભરાય એમ છે, માટે કવિશ્રીનું તમામ હાર્દ જે પરથી સમજી શકાય છે એવા આ ગુરુશિષ્ય સંવાદરૂપે રચાએલા પ્રશ્નોત્તરમાલા ગ્રંથનો અભ્યાસ કરવાની ભલામણ કરી વિરમીએ છીએ.

લિ. ભગવદીયોનો ચરણાસક્ત

**જોષી છગનલાલ હિંમતલાલ.**

# પ્રશ્નોત્તરમાલિકાની અનુક્રમણિકા.

---

कविवरश्रीदयारामभाइना संस्कृत हस्ताक्षर.

श्रीगीतगोविंदकवित्वमस्तु ॥४॥ इत्थंके
लिततीर्विहृत्ययमुकूलेसमंराधयातद्गो
मावलिमौक्तिकावलियुगेवेणीभ्रमंबिभ्र
ती॥तत्राह्लादिकुचद्वयीफलयोर्लिप्सा
स्तयोर्हस्तयोर्व्यापाराःपुरुषोत्तमस्यददतु
स्फीतांमुदंसंपदं ॥५॥ इति श्रीगीतगोविं २५॥१०
देजयदेवकृतौस्वाधीनभर्तृवर्णनेपीत
पीतांबरोनामद्वादशःसर्गः ॥ संवत्१८
५८ वर्षेफाल्गुनशुदी१३ ॥ भौमवारेत्र्यम्बु
६७ कॅमध्येचंडीग्रामवास्तव्यनरप्रभुरामात्म
जदयाशंकरेणलिखितंश्रीगीतगोविंदाभि

श्रीकृष्णाय नमः

श्रीगोपीजनवल्लभाय नमः।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः।

# સિદ્ધાન્તસાર પ્રશ્નોત્તરમાલિકા

## શ્રીગુરુશિષ્યસંવાદમાં શ્રીકૃષ્ણદાસ-કવિ દયારામકૃત.

### મંગલાચરણ

દોહા—શ્રીગુરુ શ્રીવલ્લભ પ્રભો શ્રીવિઠ્ઠલ શ્રીનાથ ।
શ્રીયમુને મહારાનિજુ ધરીયે મમ શિર હાથ ॥

श्लोक–मङ्गलं भगवान् विष्णुर्मङ्गलं गरुडध्वजः ॥
मङ्गलं पुण्डरिकाक्षः मङ्गलायतनो हरिः ॥ १ ॥
कृष्णेतिमङ्गलं नाम यस्य वाचि प्रवर्तते ।
भस्मीभवन्ति तस्याशु महापातककोटयः ॥ २ ॥
श्रीवल्लभाचार्यप्रभोः कृपातः श्रीविठ्ठलानुग्रहतश्च नित्यम्
विराजतां मे हृदि वै सुयुग्मं वृन्दावनेन्दोर्वृषभानुजायाः।

राग–श्रीमद्गिरिधरप्रभोगोविन्दराय
श्रीबालकृष्ण गोकुलपतिराघवेन्द्र ॥
श्रीमद्यदुपतिविभो घनश्यामलाल
एतानहं पूर्णकृष्णरूपं नमामि ॥ ४ ॥

हरिदासवर्यदामोदरदासकुम्भनदासाः ।
श्रीकृष्णपरमानन्दनन्ददास गोविन्दछित्तसुरस्वामि
चतुर्भुजाद्याः
एतानहं परमभागवतान् नमामि ॥ ५ ॥

दुहा–श्रीगुरुशिष्यसंवादमिप कथन सार सिद्धान्त ।
प्रश्नोत्तरमाला धर्यो नाम ग्रन्थ हर भ्रान्त ।
श्रुति शास्त्र संमतलगें अज्ञवानी उच्चार ।
गुर्जर भाषा छन्दहीन बरनन सरल प्रकार ।

# પ્રથમ પ્રશ્ન

## સર્વથી મોટા દેવ કોણ ?



હવે ગ્રન્થનો પ્રારંભ કરીએ છીએ કે શ્રીગુરુરૂપ એક મહા મોટા હરિભક્ત રાજ્યપંડિત સિદ્ધાન્તવાદી હુતા, તેમની પ્રત્યે કોઈ સમજુ શિષ્ય હુતો તેણે કર જોડીને નમન કરીને પુછ્યું કે હે મહારાજ ! મારા મનમાં ઘણા એક મોટા સન્દેહ રહે છે, તે ઘણા ઘણાને પુછું છું ત્યારે તે પોતપોતાના મત બુદ્ધિ પ્રમાણે જુદા જુદા બતાવે છે તે સાંભળી મને એક નિશ્ચય થતો નથી, અને મ્હેં પણ થોડો શાસ્ત્રાભ્યાસ કર્યો છે અને બહુશ્રુત પણ છું, માટે મનમાં અનુમાન કરતાં મને એક વાત નિશ્ચય થતી નથી, અને ઘણાંએક તીર્થ ફરીને ઘણાં એકમતવાળાના સંગ મેં કર્યા છે, તે થકી મારૂ મન વિભ્રમણ થઈ ગયું છે, તેથી મારા મનમાં હું ઘણા દિવસ થયા આપના ચરણારવિન્દનું ચિન્તન કરતો હુતો, જે મને આપના દર્શનની પ્રાપ્તિ કયારે થાય ? જે મને સંશયકલીલ થકી કહાઢે-તે મને

આપની કૃપાબળે ઘણાએક દિવસે આપના દર્શનની પ્રાપ્તિ હમણાં થઈ, અને પૂર્વે હું આપનો શિષ્ય છું તે કાચીઅવસ્થામાં હું તીર્થાટન કરવાને ગયો, અને વળી સ્વમાર્ગનો સિદ્ધાન્ત હું યથાર્થ સમજેલો નહિ, માટે ઘણાની વાતો સાંભળીને મન મારૂં ભ્રમિત થયું, તે માટે હવે કૃપા કરીને હું જે જે પ્રશ્ન આપ પ્રત્યે વિનતિ કરૂં તેના શાસ્ત્રના સંમત ઉત્તર આપીને યુક્તિ અર્થ દૃષ્ટાન્તે કરીને મનને નિઃસન્દેહ કરીને મને ભગવચ્ચરણારવિન્દની પ્રાપ્તિ થાય એવી દૃઢ બુદ્ધિ કરાવો. પ્રથમ તો હું આપ પ્રત્યે એક આ પ્રશ્નની વિનતિ કરૂં છું તે આપ શ્રવણ કરો. કે કેટલાએક એમ કહે છે કે પંચાંગ દેવ એક છે શ્રીભગવાન્ શિવજી અને શક્તિ ગણપતિ અને સૂર્યાદિક. અને વળી કેટલાએક સમજુ કહે છે કે એ પંચાંગાદિ સઘળા દેવ શ્રીહરિના શ્રીઅંગમાં આવી ગયા તો તેને પૃથક્ પૃથક્ ભજવાનું પ્રયોજન નથી, અને ભજવાતો એક શ્રીહરિને, પણ બીજાની ઈર્ષા ન કરવી, તેનું વચન (**श्रीमद्भागवते**) **मुमुक्षवो वै घोररूपान् हित्वा भूतपतीनथ। नारायणकलाः शांता भजन्ते अनसूयव इत्यादि** તે કેટલાએક એમ પણ કહે છે. તો એબેમાં શું સત્ય હશે ? તે મને કૃપા કરીને આપ બતાવો.

ત્યારે એ વચન સાંભળીને શ્રીગુરુ બોલ્યા કે હે પુત્ર ! તેં અમોને પૂછ્યું તેનો પ્રત્યુત્તર કહું તે તું સાંભળ. કે તેં જે પંચાંગ પૂજા બતાવી તે સર્વે શ્રીપ્રભુજીના શ્રીઅંગમાં આવી ગઈ, તદપિ તું બ્રાહ્મણ છે માટે તારા મનમાં જો પંચાંગનો ભ્રમ રહેતો હોય તો હું તુંને તેનો પ્રકાર બતાવીને નિવૃત્ત કરૂં છું, તું સાંભળ, કે—બ્રાહ્મણને મુખ્ય શ્રીશાલિગ્રામ સેવવાનો અધિકાર કહ્યો છે અને બ્રાહ્મણ વૈષ્ણવીદીક્ષાવાળો હોય અને વળી અનન્યભક્તવાળો હોય, ત્યારે પાંચને પૃથક્ પૃથક્ જાણીને

તે પૂજે તો અન્યાશ્રય થાય અને પાંચ પૂજ્યા વિના મનનો ભ્રમ ન જાય, તે તેના ચિત્તના સમાધાન માટે શ્રીપ્રભુજીએ શાલિગ્રામ રૂપ ધર્યું છે, તે શી રીતે કે-શાલિગ્રામ નામના પાંચ અક્ષર છે તે, શા માટે કે-પંચાંગનું રૂપ પાંચ અક્ષરમાં છે તે શી રીતે કે ન્યાયશાસ્ત્રમાં લખ્યું છે તે વચન **नामैकदेशे नाममात्रैकग्रहणमितिन्यायात्।** તે તું વિચારીજો કે **શા** શબ્દે શિવ, **લિ** શબ્દે લક્ષ્મી, અને **ગ** શબ્દે ગણપતિ, અને **ર** શબ્દે રવિ, અને **મ** શબ્દે માધવ, તે એ શાલિગ્રામરૂપમાં પાંચે (વ્યંજનમાં) અક્ષરમાં પાંચે નામ આવી ચૂક્યાં. અને અન્યાશ્રયપણ ન થયો, અને પૃથક્ પૃથક્ જાણીને પૂજે ત્યારે અવિધિપૂર્વક પૂજન ઠર્યું, માટે બ્રાહ્મણવૈષ્ણવને એક શાલિગ્રામ જ ભજવા, તે પંચાંગ કહેવાયું, અને પાંચમા વિષ્ણુ તે અંગી અને એ ચાર તે અંગ ઠર્યાં, તે અંગી બરોબર અંગનું સામર્થ્ય નથી, ત્યારે તું કહેશેકેઃ-કેમ નહિ? તે તું જો, તુને બતાવું, અને તું વિચારીજો, પ્રથમ શા શબ્દે શ્રીમહાદેવજી કહ્યા. તે શ્રીમહાદેવજીને રાવણે પૂજ્યા અને વળી બાણાસુરે પૂજ્યા અને ત્રિપુરાસુરે અને વૃકાસુરે પણ પૂજ્યા, અને વરદાન પામ્યા, ઇત્યાદિ ઘણાએ પૂજીને વરદાન પામ્યા છે, પણ તે વરદાન સ્થિર રહ્યાં નહિ, નાશ પામ્યાં, અને શ્રીભગવાનનું આપ્યું વરદાન કોઈથી નાશ થયું નથી, તે ધ્રુવ-પ્રહ્લાદિકને જોઈ લ્યો, કે જે આપ્યું તે અચલ રહ્યું છે. અને વળી શિવજી શ્રીહરિની માયામાં ઘણીએક વાર ભૂલ્યા છે. તેમને શ્રીહરિએ મોહિનીરૂપ ધરીને છળ્યા છે.........વળી બાણાસુરના યુદ્ધમાં મોહ પમાડીને નંદેશ્વર ઉપર સુવાડી દીધા છે. એમ ઘણીએક વાર જાણવું. અને વળી ઘણે એક ઠેકાણે ભયપણ પામ્યા છે કે-વૃકાસુર થકી નાસતા ફર્યા છે, અને ત્રિપુરાસુરના યુદ્ધને વિષે પણ ભય પામીને વિકલ થયા છે. તે એ બન્ને

ઠેકાણેથી ભયથકી શ્રીપ્રભુજીએ મુકાવ્યા છે. અને શ્રીહરિ કોઈની માયાથી પણ મોહ નથી પામ્યા અને ભયપણ નથી પામ્યા. અને વળી શિવજીના ભક્તને શ્રીભગવાને માર્યો ત્યાં શિવજીનું કાંઈ બળ નથી ચાલ્યું. અને વળી શક્તિનું પણ તે જ પ્રમાણે જોઈ લે, કે ઈલાવર્તખંડમાં શ્રીપાર્વતીજી પોતાના પતિ સાથે રતિક્રીડા કરતાં શિવજીએ ઘણી પીડા પમાડી. ત્યારે પોતાને મનથકી શ્રીપ્રભુને શરણ ગયાં, ત્યારે સુદર્શન ચક્રદ્વારા શિવજીના લિંગના બાર કડકા કરીને ભય નિવૃત્ત કર્યો. વળી શ્રીમદ્ભાગવત પંચમસ્કન્ધમાં ભરતજીની કથા છે. તે ભરતજીનો બીજો અવતાર જડભરત થયા, તે તેમને ભદ્રકાલીદેવી પાસે ત્યાંના ભીલસેવકે મારવાને ઉભા રાખ્યા, ત્યારે ભદ્રકાલી દેવી શ્રીભગવાનનો ભક્ત જાણીને ભય પામ્યાં, જે મારા સેવક એને મ્હારે અર્થે મારશે, તો શ્રીભગવાન મારી ઉપર કોપશે, ત્યારે હું શો જવાબ દેઈશ ? માટે શ્રીભગવાનને સારૂં લગાડવા માટે ચડચડાટ શબ્દ કરીને દેવીની પ્રતિમા ફાટી ને તેમાંથી ભદ્રકાલીદેવી સ્વરૂપ ધરીને નિકળ્યાં, તે તેના તે શસ્ત્ર વડે પેલા ભીલ સર્વનાં મસ્તક છેદીને [1]કંદુકની પેઠે ઉછાળીને ક્રીડા કરવા મંડયાં, તે દેવી તે શ્રીભગવાનની બરોબર કેમ કહેવાય ? અને વળી શ્રીસતી શ્રીપાર્વતિજી શ્રીરઘુનાથજીની મનુષ્યનાટચ લીલા હા....સીતે ? હા....સીતે ? સાંભળીને મોહ પામ્યાં, ત્યારે પછી શિવજી પ્રત્યે કહ્યું કે–જેને તમો પરબ્રહ્મ કહો છો, તે તો કોઈ રાજ્યપુત્ર છે. પોતાની સ્ત્રીમાટે વિરહવિલાપ કરે છે તો તેને તમે પરબ્રહ્મ કહીને નમન કેમ કર્યું ? અને પરબ્રહ્મ હોયતો એમ કેમ કરે ? ત્યારે શ્રીમહાદેવજીએ કહ્યુંકે—એ પરબ્રહ્મ જ છે. પણ મનુષ્યનાટચ કરે છે. જો તારા મનમાં અવિશ્વાસ આવતો

---

૧ દડો.

હોય તો પરીક્ષા લઈ આવ, અમો અહિંઆં આ વૃક્ષતલે બેઠા છીએ. પછી સતીએ શ્રીજાનકીજીનું રૂપ ધરીને શ્રીરામચંદ્રજી સામાં ગયાં, ત્યારે શ્રીરામચંદ્રજી તો ઓળખી ગયા કે–એ સતી આવે છે, અને શ્રીલક્ષ્મણજીને કહ્યુંકે–એ શ્રીજાનકીજી ન હોય પછી શ્રીરઘુનાથજીએ બોલાવ્યાં કે–અહો દક્ષનન્દની! વૃષકેતુ જે શ્રીમહાદેવજી, તે વિના એકલાં કયાં થકી આવો છો? તે સાંભળીને સતી લજ્જા પામ્યાં, અને પછી નેત્ર મીચીને બેસી ગયાં, ત્યાં અનેક શ્રીરામસીતાનાં જુગલજોડાં દીઠાં, અને ઇત્યાદિક બીજું આશ્ચર્ય પણ ઘણું દીઠું, પછી ગ્લાનિ પામીને પાછાં શિવજીપાસે આવ્યાં, ત્યારે શિવજીએ કહ્યુંકે હે સ્તિ! તું શ્રીરામચંદ્રજીની પરીક્ષા લેઈ આવી? ત્યારે સતી લજ્જા પામીને જુઠું બોલ્યાં કે ના નાથ; હું તો આપના વચન ઉપર વિશ્વાસ આણીને પાછી આવી, ત્યારે શિવજીએ ધ્યાનમાં વિચારીને જોયું ત્યારે જાણવામાં આવ્યું કે–અમારી માતા શ્રીજાનકીજીનું રૂપ ધરીને એ પરીક્ષા લેઈ આવી છે, એમ મનમાં સમજી ગયા, પણ મુખે કહ્યું નહિ, પછી મનમાં સંકલ્પ કર્યો કે–એ અમારા ઉત્સંગમાં બેસવા લાયક હવે નથી, અમારી માતા શ્રીજાનકીજીનું સ્વરૂપ ધર્યું માટે. પછી કૈલાસમાં જઈને ઉત્સંગમાં બેસવા ન તેડયાં. અને જુદું આસન આપ્યું, ત્યારે સતી સમજી ગયાં, મેં એમની માતાનું રૂપ ધર્યું તેનું આ ફળ મળ્યું. એમ શક્તિ પણ ઘણે ઠેકાણે હરિની માયામાં મોહ પામ્યાં છે. તે શ્રીહરિની બરોબર કેમ કહેવાય? વળી **ગણપતિને** પણ તું જો કે [1]સુરાસુરે મળીને સમુદ્રમંથન કર્યું તે સમય શ્રીભગવાન્ પાસે હતા.

---

૧ સુરાસુર મળી સિંધુ વરોળ્યો રે ત્યારે ગણેશે મંદ્રાચલ બોલ્યો રે ॥
ફ્રિકા પડીયાકત્સપ તોળ્યો ॥
**હરિ તાહરી અકલકલા ના કલાય રે. (શ્રીદયારામ)**

માટે ગણુપતિનું સ્થાપન શ્રીપ્રભુની આજ્ઞાથી નહોતું કર્યું, ત્યારે ત્યાં ગણુપતિએ આવીને વિઘ્ન કર્યું. શું ? જે મંદરાચળપર્વતને આવીને બુરાડચો. ત્યારે શ્રીપ્રભુએ કચ્છપરૂપ ધરીને પાછો ઉદ્ધાર કર્યો, ત્યાર પછી ઉપર શિખરેથી ડોલાવ્યો. ત્યારે બીજા એકરૂપે ઉપર આરોહણુ કરીને દૃઢ કર્યો, ત્યારે ગણુપતિ ફીકા પડીને પાછા આવ્યા અને કશું બલ પણુ ચાલ્યું નહિ. તો તે શ્રીહરિની બરોબર કેમ કહેવાય ? અને વળી સ્કન્ધપુરાણુમાં કથા છે કે–એક સમય ગણુપતિને મદ ઉત્પન્ન થયો, તેથી હસ્તિનું સ્વરૂપ ધરીને ઘણાએક ઋષિ કોટાનકોટ ઋષિ તપ કરતા હતા તેઓને સહજમાં વિના અપરાધે હણી નાખ્યા, ત્યારે તે ઋષિને હણ્યાની કોટાનકોટ બ્રહ્મહત્યાઓ પ્રકટ થઇઓ. તે ગણુપતિના મસ્તક ઉપર મધપુડાની મક્ષિકાઓની પેઠે ભ્રમણુ કરવા લાગીઓ, પછી તો તે દેખીને ગણુપતિ ઘણું ભયભીત થઇને પોતાના પિતાશ્રી મહાદેવજી પાસે આવ્યા, ત્યારે શ્રીમહાદેવજીએ કહ્યું કે–અરે પુત્ર ! તું આ કુત્સિતકર્મ કરોડો બ્રહ્મહત્યાઓ કયાં કરી આવ્યો ? ત્યારે ગણુપતિએ કહ્યું કે હે પિતાજી ! મને અજ્ઞાનતાવડે અહંકાર આવ્યો તે થકી મેં બહુ બ્રહ્મહત્યાઓ કરી. 'હાવાં' (હવે) કંઇ એનો ઉપાય કરો, હું ઘણો ભય પામુ છું. ત્યારે શ્રીમહાદેવજીએ પોતાના પુત્રનું દુ:ખ જાણીને શ્રીરામચંદ્રજીની સ્તુતિ કરી, ત્યારે શ્રીરામચંદ્રજીએ શ્રીમહાદેવજીની સીપારસથી એવી આજ્ઞા કરી કે–મારાં સહસ્રનામ મહાપાવનકારી છે, તેનો એક વર્ષ પર્યન્ત તમારા પુત્ર પાસે પાઠ કરાવો, ત્યારે એ નિષ્પાપ થશે. ત્યારે એ ગણુપતિ શ્રીપરમેશ્વરને નામે પાવન થયા તો તે પરમેશ્વર બરાબર કેમ કહેવાય ? હાવાં (હવે) વળી સૂર્ય, તેને પણુ રાહુના ભય થકી શ્રીપ્રભુએ મુક્ત કર્યો છે; અને વળી પ્રભુના ભય થકી સદા કાલ તપે છે, અને વાયુ પણુ જે

ઈશ્વરના ભય થકી વાય છે. તેનું વચન શ્રીમદ્ભાગવતના તૃતીય સ્કંધમાં શ્રીકપિલદેવજીનું વાક્ય અ. ૨૫ **मद्भयात् वाति वातोयं सूर्यस्तपति मद्भयाद् इत्यादिवचन** હાવાં (હવે) શિષ્ય કહે છે કે હે મહારાજ! એ ચારનાં રૂપ કહ્યાં, તે તો હું સમજ્યો; પણ પાંચમા અંગીરૂપ જે શ્રીભગવાન શ્રીકૃષ્ણચંદ્ર છે; તેનું રૂપ તે કેવું સમજવું? તે મને વિસ્તારીને કહો. ત્યારે એવું સાંભળીને શ્રીગુરુ બોલ્યા; કે–હે શિષ્ય! તું સાંભળ જે પૂર્ણપુરુષોત્તમ જે શ્રીરાધિકારમણ તે તો એકજ છે, તે તેની બરોબર શેષ શિવાદિક કેમ કહેવાય? એટલે ન જ કહેવાય. તે વાત સાચી છે. તે શ્રીહરિ તો સર્વેશ્વર છે, સર્વજ્ઞ છે, અને અવિસ્મય છે. પરિપૂર્ણ છે, અને સ્વયંભૂ છે, અને અનાદિ છે, અને સર્વના કર્તા મૂલપુરુષ છે, અને સર્વના શાસ્તા છે, સર્વરૂપ છે, અને માયાકાળાતીત છે, આદિ પૂજ્ય છે, સર્વ પૂજ્ય છે, સર્વ શિરોમણિ છે, અને સર્વને શરણ આવવા યોગ્ય છે, અનંતકોટિ બ્રહ્માંડના નાયક છે, અદ્વિતીય છે. સર્વના સ્વામી છે. અને સર્વના દુઃખભયભંજન છે, સ્વયંપ્રકાશ છે, નિર્ભય છે, અને અચ્યુત છે, અનુપમ છે, અને જે માયાએ સર્વને મોહ પમાડયું છે; તે માયાના કર્તા પોતે જ છે, ઇત્યાદિક અનેક શુભલક્ષણના ભરેલા શ્રીહરિ છે. એ જે કહ્યાં તે સર્વલક્ષણ શ્રીકૃષ્ણચંદ્ર રાધિકારમણ વિના શેષ શિવાદિકમાં નથી, ત્યારે તેમની બરોબર તે શી પેરે કહેવાય? કેમ કહેવાય? એટલે નજ કહેવાય, તે જુવોકે–સર્વના આદિ શ્રીશેષજી તે પણ ભગવન્માયામાં ઘણી ઠેકાણે મોહ પામ્યા છે. તે દ્વારિકાલીલામાં કહ્યું છે. તે વિસ્તારીને કહેતાં ગ્રન્થ વધી જાય માટે કહેતા નથી. અને વળી શિવાદિ પંચાંગાદિ દેવની તો રીત પૂર્વે કહી છે અને વળી બ્રહ્મા પણ ભગવન્માયામાં મોહ-

વાયા છે, તે કહીયે છીએકે-બ્રહ્માક્ષીરસાગરને તટે સર્વ દેવતાસહિત શ્રીભગવાનને પ્રકટ થવાની પ્રાર્થના કરી આવ્યા છે. વળી ગર્ભે સ્તુતિપણ સર્વ સહિત કરી આવ્યા છે. તેના તેજ બ્રહ્મા મોહ પામીને વત્સહરણ કર્યાં તો તે બ્રહ્મા પણ શ્રીહરિના દાસતો છે. હવે ઇન્દ્રની રીતિ સાંભળ કે-વ્રજવાસીયોને સાત દિવસ લગી મેહ વરસાવીને પીડવા ગયો હતો. ત્યાં શ્રીભગવાને એને શિક્ષા દીધી, ત્યારે શ્રીભગવાનને ઓળાખ્યા. અને વળી પારિજાતક વૃક્ષ માગ્યું. તે ન આપ્યું, રૂપ ભૂલી ગયો, વળી પાછો પ્રહાર પામ્યો ત્યારે વૃક્ષ આપ્યું. તો તે ઈન્દ્રને પણ મોટો કેમ કહીએ? અને વળી યમરાજાની રીત સાંભળ કે-ગુરુપુત્ર મૃત્યુ પામેલો હતો, તે યમરાજા પાસે શ્રીભગવાને માગ્યો, ત્યારે ન આપ્યો, તે પછી સારી પેઠે શિક્ષા પામ્યા ત્યારે આપ્યો. અને એમ વરુણ રાજા પણ શ્રીનન્દરાયજીનું હરણ કરી ગયા હતા, તે શ્રીભગવાન્ ત્યાં પધાર્યા ત્યારે હસ્ત જોડી સ્તુતિ કરી અને બહુ ભેટસહુવર્તમાન શ્રીનન્દરાયજીને આણી આપ્યા. એમ અગ્નિને પણ શિક્ષા શ્રીભગવાને દીધી છે. તે શ્રીકૃષ્ણજન્મખંડમાં કથા છે, તે વિસ્તારીને અહીં કહેતા નથી, થોડામાં જાણજો. એ પ્રમાણે સઘળા દેવતાઓએ પણ શ્રીભાગવત ષષ્ઠસ્કન્ધમાં શ્રીભગવાનની સ્તુતિ કરી છે ત્યાં એમ કહ્યું છે-કે હે પ્રભો! તમો સર્વેશ્વર છો. તેને મુકી કરીને જે અમને ભજવા આવે છે તે ઘણા મૂર્ખ જાણવા, કે જેમ શ્વાનને પુચ્છે વળગીને સમુદ્ર ન તરાય, તેમ અમને ભજીને ભવસાગર ન તરાય. તે એ સ્થળે જો સન્દેહ રહેતો હોય તો સર્વ દેવતાના મુખની સ્તુતિનો શ્લોક લખીએ છીએ—

अविस्मितं तत्परिपूर्णकामं स्वेनैव लाभेन समं प्रशान्तम् ।
विनोपसर्पत्यपरं हि बालिशं श्वलाङ्गुलेनातितरन्ति सिन्धुम् ॥

ઈત્યાદિ. અને વળી હે શિષ્ય! તું સાંભળ કે શિવજીનો શત્રુ કામદેવ, તે શ્રીકૃષ્ણચન્દ્રનો પુત્ર પ્રદ્યુમ્ન અવતર્યો. ત્યાં શિવજીનું બલ ન ચાલ્યું. શ્રીભગવાનનો[૧] ભક્ત અમ્બરીષ રાજા તેનો અપરાધ શિવજીનો અવતાર જે દુર્વાસારૂપે ધર્યો. તેમણે કૃત્યા ઉત્પન્ન કરી રાજાને બાલવાને, એટલામાં રાજાના રક્ષણને અર્થે શ્રીભગવાને સુદર્શન ચક્ર આપ્યું હતું. તે વેગે કરીને આવ્યું અને કૃત્યાગ્નિને બાળી નાખ્યો, અને દુર્વાસાને પણ બાળવા માંડ્યા, ત્યારે ત્યાંથી નાઠા, પણ પછવાડે ચક્ર દોડયું, તે નાઠા નાઠા બ્રહ્માને શરણ ગયા, તે પણ ભગવદ્દાસના અપરાધી જાણીને બ્રહ્માએ ન રાખ્યા, ત્યારે તે પ્રમાણે પોતાનો અવતાર ખરો પણ ભગવદ્દાસના અપરાધી જાણીને શિવજીએ પણ ન રાખ્યા. પછી શ્રીવૈકુંઠમાં શ્રીભગવાનને શરણ ગયા. તે ત્યાં જઈને દંડવત્ પ્રણામ કરીને હાથ જોડીને ઉભા રહ્યા ને વિનતિ કરી કે—હે પ્રભો! હું તમારા ભક્ત અમ્બરીષનો અપરાધી છું. તે માટે મને તમારૂં સુદર્શનચક્ર બાળે છે, તેથી હું આપને શરણ આવ્યો છું, તો એ દુઃખ તથા ભય થકી મને બચાવો. તે એવાં દીનવચન સાંભળીને શ્રીમહાલક્ષ્મીજી બોલ્યાં. પોતાના સ્વામી શ્રીકૃષ્ણચન્દ્રજી પ્રત્યે કે—હે નાથ! આપ બ્રહ્મણ્ય દેવ છો, અને શરણાગત વત્સલ છો; માટે

---

૧. એક પદમાં દયારામભાઈએ ગાયું છે કે તેનો હેતુ એ છે કે—અમ્બરીષનો અન્યાશ્રય મુકાવ્યો અને દુર્વાસા મુનિનું અભિમાન મુકાવ્યું.

અભયાનો આશ્રય કિધો અમ્બરીષ ભકતે રે ॥ દુર્વાસા દ્વારા દુઃખ દીઠું રે ॥ રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર પણ ક્ષુધા દુઃખ વરષ એક વેઠુ રે ॥ હરિને ભજે વળિ અવર આશધે તે અનન્ય ભક્ત ના કહાવે ॥ હે જીલો ॥

દુર્વાસા ઋષિ ચક્રના ભયથી બ્રહ્મલોક કૈલાસ—વૈકુંઠ વિગેરે સ્થળે જઈ પાછા અમ્બરીષ પાસે આવતાં એક વર્ષ થયું, ત્યાં સુધી અમ્બરીષ રાજાને ભૂખ્યા રહેવું પડયું.

એ બ્રાહ્મણ શરણ આવ્યો છે તેને આપ ભયથી મુકાવો. ત્યારે તે સાંભળીને શ્રીપ્રભુ બોલ્યા કે હે-સ્રિ, તું જે કહે છે તે વાત તો સાચી, પણ બ્રહ્મણ્યદેવ અને શરણાગતવત્સલ તે હું છું. કંઈ અમ્બરીષ તો નથી, પણ મારા કાલજામાં તો અમ્બરીષ રાજા બેઠો છે, તે અમ્બરીષનો તો તે અપરાધી છે. તો તે એને કેમ રાખશે ? અને જો એ મારે શરણ આવે તો હું રાખું. પણ હું તો અમ્બરીષના હૃદયમાં બેઠો છું. તે ત્યાં જઈને એ અમ્બરીષના ચરણમાં મસ્તક મુકેતો હું ત્યાં વિરાજું છું. ત્યાં એને રાખું. માટે હું તો ભક્તને આધીન છું, તેનું વચન શ્લોક

अहं भक्तपराधीनः अस्वतन्त्र इव द्विजः ।

ઇત્યાદિ વચન; ત્યારે એવું સાંભળીને શ્રીમહાલક્ષ્મીજી બોલ્યાં નહિ, અને દુર્વાસામુનિ અમ્બરીષના પગમાં દંડવત્ કર્યા, ત્યારે ભય નિવૃત્ત થયો. માટે હે શિષ્ય, તું વિચારી જો કે શિવજીનો અપરાધી ભગવાને રાખ્યો, પણ ભગવદ્‌ભકતનો અપરાધી પણ શિવજીએ ન રખાયો. માટે એ તારતમ્ય વિચારી જો. શેષાવતાર શ્રીબલદેવજી તે તીહાંની (તેમની) સાહાય્ય દુર્યોધનરાજાને હુંતી, પણ ભગવદ્દાસભીમસેને મારી નાખ્યો તે ત્યાં કંઈ બલદેવજીનું બલ ચાલ્યું નહિ અને વળી શ્રીબ્રહ્માના ભક્ત હિરણ્યકશિપુને હિરણ્યાક્ષ તેમને શ્રીનૃસિંહરાયજીએ તથા વરાહજીએ હણી નાખ્યા ત્યાં બ્રહ્માનું પણ કશું ચાલ્યું નહિ. વળી રાવણ કુંભકર્ણ શ્રીમહાદેવજીના આશ્રિત હતા, તેમને શ્રીરામચન્દ્રજીએ હણ્યા તે ત્યાં પણ શિવજીએ કશું રક્ષણ ન થયું. અને વળી બાણાસુર શિવજીનો ભકત હતો, તે તેના સહસ્ર હસ્ત શ્રીભગવાને બે બે રાખીને ચ્છેદી નાંખ્યા. તે ત્યાં પણ શ્રીમહાદેવજીનું કશું બલ ચાલ્યું નહિ, અને સાહામી શ્રીભગવાનની સ્તુતિ કરવી પડી તે સ્તુતિનો શિવજીના મુખનો શ્લોક.

अहं ब्रह्माथ विबुधा मुनयश्चामलाशयाः
सर्वात्मना प्रपन्नास्त्वामात्मनः प्रेष्ठमीश्वरम्। स्कं०१०-६३-४३

એમ દુર્યોધનના પ્રસંગમાં પણ શ્રીબલદેવજીએ શ્રીભગવાનનું માહાત્મ્ય વર્ણન કરીને દુર્યોધનને શિક્ષા દીધી, જે હસ્તિનાપુરને શ્રીગંગાજીમાં નાંખતા હુતા, તે નમન કર્યું ત્યારે બચાવ્યો. કહ્યું કે હે મૂર્ખ! શ્રીભગવાનને રાજ્યનો અધિકાર નથી (એમ) તું કહે છે તેથી મોટો અપરાધી છે. તે તું શ્રીકૃષ્ણચન્દ્રના ઐશ્વર્યને તું સમજતો નથી. હવે તું સાંભળ! હું કહું, એમ શ્રીબલદેવજી બોલ્યા તે શ્લોક

यस्याङ्घ्रिपङ्कजरजोखिललोकपालै-
र्मौल्युत्तमैर्धृतमुपासिततीर्थतीर्थम्।
ब्रह्मा भवोहमपि यस्य कलाः कलायाः
श्रीश्चोद्वहेम चिरमस्य नृपासनं क्व॥ स्कं०१०-६८-३७

વળી સૂર્યનો પુત્ર કર્ણ તેને અર્જુને માર્યો, ત્યારે સૂર્યે કશું રક્ષણ થયું નહિ. માટે શ્રીકૃષ્ણચન્દ્ર ઈશ્વર છે, તે તો ખરેખરા છે. બાકી શિવાદિ ઈશ્વર વેદવાણી વડે કહે છે તે અર્થનું હાર્દ માંહ્યનું સમજતા નથી, અને વેદનું હાર્દ તો હુંજ (ભગવાન) સમજું છું. એમ શ્રીગીતાજીના પંદરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણચન્દ્રે કહ્યું છે તે શ્લોક

वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम्।

અને વળી પાંડવગીતામાં શ્રીવેદવ્યાસજીનું વચન છે.

सत्यं सत्यं पुनः सत्यं भुजमुत्थाय चोच्यते।
न वेदाद्वै परं शास्त्रं न देवः केशवात् परः।

વળી શ્રીમદ્વલ્લભાચાર્યજીનું વચન છે—

अन्तःकरण मद्वाक्यं सावधानतया शृणु।
कृष्णात्परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम्।

पूर्णेंदुसुन्दरमुखादरविन्दनेत्रात् कृष्णात् परं किमपि तत्त्वमहं न जाने।

श्रीमद्भगवद्गीतायां-श्रीमुखवाक्यम्
मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनञ्जय॥
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव॥
अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते।
इति मत्वा भजन्ते मां बुद्धिभावसमन्विताः। अ. १०-८
अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च॥ अ. १०-२०

ઇત્યાદિ વળી શ્રીભગવદ્‌ગીતાની પીઠિકામાં શ્રીવ્યાસજીની વાણી શ્લોક

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतस्तुन्वन्ति दिव्यैः स्तवैर्वे
दैःसाङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः॥

श्रीमद्भागवत (स्कं० ११-५-३३) श्लोक

ध्येयं सदा परिभवघ्नमभीष्टदोहं
तीर्थास्पदं शिवविरिञ्चिनुतं शरण्यम्।

भृत्यार्तिहं प्रणतपालभवाब्धिपोतं
वन्दे महापुरुष ते चरणारविन्दम् ॥

ઇત્યાદિક ઘણાં વચન છે. તે સર્વને સિદ્ધાન્ત એજ છે કે પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર રાધિકારમણુસમ તુલ્ય કોઈ નથી. માટે હે શિષ્ય! તું એટલું નિશ્ચય સમજી લેજે, આથી ઘણું કહ્યાનું પ્રયોજન નથી.

इति श्रीमत्कृष्णजनकविदयारामविरचितायां पुष्टभक्तमनमोहिन्यां
प्रश्नोत्तरमालिकायां प्रथमप्रश्नोत्तरं समाप्तम् ॥



श्रीकृष्णाय नमः

# દ્વિતીય પ્રશ્ન.

## ચોવીશ અવતારનું ભગવાન્ સાથે તારતમ્ય?



હવે પાછો શિષ્ય બોલ્યો કે મહારાજ તમોએ પ્રથમ પ્રશ્નમાં શ્રીકૃષ્ણચન્દ્રને સર્વોત્કર્ષ બતાવ્યા તેમની બરોબર શેષશિવાદિક કોઈ નથી, એમ આપે કહ્યું; તે વસ્તુ સત્ય મારા હૃદયમાં બેઠી; તે કોઇ દેવ તો શ્રીપ્રભુની બરોબર નહિ; તે તો ખરૂં પણ પ્રભુના જે ચોવીશ અવતાર છે તે તો શ્રીપ્રભુના બરાબર ખરા કે નહિ? તે કેટલાએક સમજુ તો એમ કહે છે કે શ્રીભગવાનના સઘળા અવતાર અને શ્રીભગવાન એકરૂપ છે. અને વળી તેનું દૃષ્ટાન્ત આપે છે કે અગ્નિ થકી જે દીપક થયા તે વસ્તુતઃ જોતાં એક જ છે; તો શો ભેદ છે? એમ કહે છે. અને વળી કેટલાએક એમ કહે છે કે મૂલ પુરુષ જે ભગવાન્ અવતારી તે તેની બરોબર બીજા અવતાર ન આવે. તે કેટલાએક અંશાવતાર છે, અને કેટલાએક

કલાવતાર છે, અને કેટલાએક આવેશાવતાર છે, અને કેટલાએક વિભૂતિના અવતાર છે, તે એવા અવતાર તો શ્રીપ્રભુના અનેક છે. તે તેમાં ચતુર્વિંશતિ મુખ્ય છે, તેમાં વળી દશ મુખ્ય છે. તે સર્વ બરોબર કહેવાય કે તેમાં તારતમ્ય છે ? તે એમાં જે નિશ્ચય હોય તે મને દૃષ્ટાન્તવિવેકે કરીને સમજાવો. એ મારા પ્રશ્નનો ઉત્તર આપ કૃપા કરીને કહો. ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા. કે–હે શિષ્ય ! તું સાંભળ. કે તારા પ્રશ્નનો નિશ્ચયઉત્તર વિવેકે કરીને સમજાવું છું. કે એ ચોવીશ અવતાર શ્રીપ્રભુના અંશરૂપ શાસ્ત્રમાં કહ્યા છે. તેનું વચન. શ્લોક.

श्रीर्यज्ञः कपिलो कुमारहृषभौ दत्तो मुनिर्मोहिनी
हंसो व्यासपृथू ध्रुवो हयकृतिर्देवर्षिनारायणौ ।
मत्स्यः कूर्मवराहकौ नरहरिः रामास्त्रिरामाभिधा
बुद्धः कल्किरिमे स्मृता हि सुखदाः श्रीवासुदेवाङ्गजाः ।

पुराणान्तरे वचनम् । पुनः श्रीगीतगोविन्दग्रन्थे श्रीजयदेवस्वामिनोक्तः श्लोकः ।

वेदानुद्धरते जगन्निवहते भूगोलमुद्बिभ्रते ।
दैत्यान् दारयते बलिं छलयते क्षत्रक्षयं कुर्वते ॥
पौलस्त्यं जयते हलं कलयते कारुण्यमातन्वते
म्लेच्छान् मूर्च्छयते दशाकृतिकृते कृष्णाय तुभ्यं नमः ॥

એ શ્રીપૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર દશ અવતારમાં અવતારી કહ્યા અને ચોવિશ અવતારમાં અંશી કહ્યા, અને અવતાર સઘળા અંશ કહ્યા, તેનું વચન શ્રીમદ્ભાગવત પ્રથમ સ્કન્ધમાં શુકવાક્ય છે.

एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम् ।
इन्द्रादिव्याकुलं लोकं मृडयन्ति युगे युगे ॥

તે શ્રીભાગવતમાં નિર્વિશેષ ભગવાન્ અને શ્રીગીતાજીમાં પરમાત્મા અને વેદમાં બ્રહ્મ એ ત્રણે નામ શ્રીપૂર્ણપુરુષોત્તમનાં છે તેનું વચન શ્લોક.

"ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते" इत्यादिश्रुतिवाक्यम् ।

અને શ્રીકૃષ્ણચન્દ્ર તે પુષ્ટિપુરુષોત્તમ છે, અને શ્રીરામચન્દ્રજી મર્યાદા પુરુષોત્તમ છે, અને વ્યાસાદિ કલાવતાર, છે અને પરશુરામાદિ આવેશાવતાર છે. ઇત્યાદિ સર્વ અવતારના મૂલ પૂર્ણશ્રીકૃષ્ણચન્દ્ર છે. તે શ્રીકૃષ્ણચન્દ્રના શ્રીઅંગને વિષે વસ્ત્રાભૂષણાદિકરૂપે વસી રહ્યા છે, કે જે પૂર્વે અવતાર કહ્યા. ત્યારે તું કહીશ કે તે હું શી રીતે સમજું? તે મને સમજાવો. તે સાંભળ; તને કહી સંભળાવું. શ્રીકૃષ્ણચન્દ્ર પુષ્ટપુરુષોત્તમના હાસ્યનું સ્વરૂપ તો શ્રીરામચન્દ્રજી છે, અને શ્રીનૃસિંહજી તો શ્રીજીના કૌસ્તુભમણિનું સ્વરૂપ છે, શ્રીવામનજી શ્રીજીની કટી મેખલાનું સ્વરૂપ છે અને પૃથુ અવતાર શ્રીજીના પીતામ્બરનું સ્વરૂપ છે અને શ્રીઋષભદેવજી શ્રીજીના બાજુબંધનું સ્વરૂપ છે અને શ્રીજીના વત્સલાચ્છનનું સ્વરૂપ કૂર્મજી છે અને શ્રીજીના પાદપલ્લવનું રૂપ મત્સ્યાવતાર છે અને શ્રીજીના પ્રાદેશમાત્ર શ્રીવરાહજી છે. અને શ્રીજીના ચતુર્ભુજનું સ્વરૂપ શ્રીદત્તાત્રેયમુનિ છે, અને શ્રીસનકાદિક શ્રીજીના ચાર આયુદ્ધનું સ્વરૂપ છે. અને શ્રીજીના નેપુરની કિંકણીયો જે ઘુઘરીયો તે શ્રીમન્વન્તરરક્ષકનું સ્વરૂપ છે. અને શ્રીજીની મુદ્રિકાનું સ્વરૂપ હંસાવતાર છે. અને શ્રીજીના કિરીટ કુંડલ શ્રીહયગ્રીવાવતાર છે અને શ્રીજીની વનમાલાનો અવતાર શ્રીહરિરૂપ છે, અને શ્રીજીના શ્યામકુંચિતકેશનું

સ્વરૂપ શ્રીપરશુરામજી છે, અને શ્રીજીના સહજ સ્નિગ્ધતા કાન્તિવાળા કેશ તેનો અવતાર શ્રીધનવન્તરીજી છે, અને શ્રીજીના વદનની પ્રસન્નતાનું રૂપ શ્રીનારાયણજી છે, અને શ્રીજીના નેત્ર-કમલનું સ્વરૂપ ધ્રુવ વરદાનાવતાર છે, અને શ્રીજીના ચિત્તવિચારનું સ્વરૂપ શ્રીવેદવ્યાસજી છે, અને શ્રીજીના ઐશ્વર્યનું સ્વરૂપ શ્રીકલ્કિ અવતાર છે, અને શ્રીકૃષ્ણચન્દ્રનાં ષડૈશ્વર્યનાં સ્વરૂપ ષટ્નારાયણનાં સ્વરૂપ છે, શ્રીજીના ચતુષ્ટય અન્તઃકરણનાં સ્વરૂપ ચતુર્વ્યૂહ છે. ( અને શ્રીજીના મનનું સ્વરૂપ શ્રીનારદજી છે અને મોહિનીસ્વરૂપ પ્રભુની દૈવીમાયાનું રૂપ છે.) અને શ્રીજીના અન્તઃકરણનાં ચતુષ્ટય સ્વરૂપ ચતુર્વ્યૂહ છે અને શ્રીજીના સદંશનું રૂપ વિરાટ્ પુરુષાવતાર છે અને શ્રીજીના ચિદંશનું રૂપ તે અક્ષરબ્રહ્મ છે. અને શ્રીમન્નારાયણ શ્રીજીના આનન્દનું રૂપ છે. અને શ્રીજી પોતે તો પરમાનન્દરૂપ છે. એ શ્રીજીનું સચ્ચિદા-નન્દનું સ્વરૂપ એ રીતે સમજવું. અને શ્રીકૃષ્ણચન્દ્ર તો સદાનન્દ સ્વરૂપ છે અને પ્રાકૃત જે પ્રકૃતિજનિત સઘળા દેવ અને બૃહદ્ બ્રહ્મ પર્યન્ત ગણિતાનન્દ છે. એટલે શું કે ? ત્યાંનો આનન્દ ગણ્યામાં આવે છે, અને પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર તેતો પૂર્ણાનન્દ છે.* એટલે શું ? કે–આનન્દની ગણતરી નથી, ત્યારે વળી તું કહેશે કે એ કથા શામાંથી નીકળી હશે ! તે તો શ્રીવલ્લભાચાર્યજી શ્રીસુબોધિનીજીમાં અવતાર અંગસંબંધથી વર્ણન કર્યા છે, તે વિભાગકથા અમોએ અહિંઆં વર્ણન કરી છે. અને વળી હે શિષ્ય ! ત્હેં અમોને પ્રથમ પુછ્યું હતું કે અવતાર બધા બરોબર કેમ નહિ ? તે તેની

*શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્રે શ્રીમદ્વલ્લભાચાર્ય વાક્ય

**प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ।**
**पूर्णानंदो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ।**

તારતમ્યતા સાંભળ કે–શ્રીપરશુરામજીનું ઐશ્વર્ય શ્રીરામચન્દ્રજીએ હરી લીધું ત્યારે શ્રીરામચન્દ્રજી અધિક જ ઠર્યાતા. તે પોતાનો આવેશ હતો તે શ્રીરઘુનાથજીએ હરી લીધો એટલે કોરા બ્રાહ્મણ રહ્યા. અને વળી તુંને અવતાર અવતારીની તારતમ્યતા કહું તે સાંભળ કે–શ્રીપૃથુરાજા અવતાર તો ખરા, પણ શ્રીપુરુષોત્તમની અર્ચન ભક્તિ કરે છે, અને વળી ઋષભદેવજી પણ ભગવદ-વતાર ખરા. પણ મૂલ પુરુષનું ધ્યાન કરે છે, તો તેમજ દત્તાત્રેયજી, અને તેવીજ રીતે શ્રીકપિલદેવજી યોગસમાધિ કરીને અવતારી પુરુષનું ધ્યાન કરે છે. અને વળી શ્રીવેદવ્યાસજી પણ શ્રીપ્રભુજીનું ગુણગાન કરે છે, તેમ જ શ્રીસનકાદિક શ્રીપ્રભુનું અખંડ ધ્યાન કરે છે, અને વળી તેજ પ્રમાણે શ્રીનરનારાયણજી બદ્રિકાશ્રમમાં અવતારી પુરુષનું ધ્યાન કરે છે, અને તે જ રીતે શ્રીનારદજી શ્રીકૃષ્ણચન્દ્રનું મન છે, તદપિ શ્રીકૃષ્ણચન્દ્રનું અખંડ ગુણગાન કરે છે, તે જ રીતે શ્રીબલદેવજી સરખા પણ મનમાં અખંડ શ્રીપ્રભુનું દાસત્વ માગે છે; ત્યારે તું વિચારી જો કે–અવતાર અવતારી વિષેનું ન્યૂનાધિકપણું આવ્યું કે ન આવ્યું ? અને વળી સાંભળ. તુંને અવતાર અવતારીમાં ન્યૂનાધિકપણું છે તે વિધે કહી દેખાડું. કે–પાંચ અવતાર લગી બીજા શ્રીહરિના અવતાર સર્વને જો ભજે તો તેને તે થકી શ્રીહયગ્રીવજીની ભક્તિ તેને થાય, તે શ્રીહયગ્રીવજીનું ઉપાસન દશ જન્મ લગી કરે ત્યારે શ્રીનૃસિંહજીની ઉપર શ્રદ્ધા ઉપજે, તે શ્રીનૃસિંહજીને સહસ્ર જન્મ લગી સેવે ત્યારે શ્રીમન્નારાયણની ભક્તિ ઉત્પન્ન થાય, તે શ્રીમન્નારાયણને કોટિ જન્મ લગી ભજે ત્યારે શ્રીરામચન્દ્રજીની ભક્તિ ઉત્પન્ન થાય, તે શ્રીરામચન્દ્રજીની અનન્ત જન્મ લગી ભક્તિ કરે ત્યારે તેને શ્રીરાધિકારમણ શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ

ઉત્પન્ન થાય, અને ત્યારપછી પરમધામ ને શ્રીવૃન્દાવન, તેને તે પામે, એ શ્રીપદ્મપુરાણોક્ત કથા શ્રીમહાદેવજીએ શ્રીપાર્વતિજી પ્રત્યે કહી છે, અને વળી પંચશલ્યનામ ગ્રન્થ છે, તેમાં પણ એમ લખ્યું છે કે–જેટલા પરમેશ્વ કહેવાય છે તેટલા સઘળા શ્રીગોવર્ધનધારી શ્રીગોપીજનવલ્લભમાં લીન છે અને વળી પુરાણાન્તરે અન્ય પણ વચન છે કે

जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥
इति सिद्धान्तः ।

इति श्रीकृष्णजनकविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभक्तमनमोहन्यां द्वितीयप्रश्नोत्तरं समाप्तम् ॥



श्रीकृष्णाय नमः

# તૃતીય પ્રશ્ન.

## હરિનામનો મહિમા.




વે વળી શિષ્ય બોલ્યો કે-હે શ્રીગુરુદેવ-મહારાજ! આપે અવતાર અવતારીનું નિરૂપણ કર્યું તે યથાવિધિ મારા મનમાં બેઠું, કે જે આપે કહ્યું તેમજ છે. પણ વળી એક મારા મનને વિષે પ્રશ્ન ઉદય થયો છે, તે હું આપને પૂછુ છું, તે મુને યથાવિધિ સમજાવીને કહો. અને મારે ગળે ઉતરે એ રીતે આજ્ઞા કરો. તે શો? કે-શ્રીહરિ-નામનો મહિમા સદ્ય ફલીભૂત થાય એમ શાસ્ત્રપુરાણ સર્વ કહે છે, પણ દૃષ્ટિએ દેખાતો નથી. તેનું શું કારણ હશે? તે મુને કહો.. એ પ્રમાણે શિષ્યે શ્રીગુરુદેવ પ્રત્યે વિનતિ કરી. ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે-હે પુત્ર! તું કહે છે તે વાત સાચી છે, કે-સર્વના મનમાં સંશય પડે એવી વાત છે, તે ખરી, પણ

વેદશાસ્ત્ર વિચારીને અનુમાન કરતાં મોટાઓએ કારણ કાઢ્યું છે, તે અમો તુને કહીએ છીએ, તે સાંભળ. કે—ભગવન્નામ સહજે વિવશ થઈને પણ એક વખત જો ઉચ્ચાર કરે, તો તેનું અપરિમિત માહાત્મ્યની સદ્ય પ્રાપ્તિ થાય, એમ શાસ્ત્રમાં લખ્યું છે. તે તેમાંના બેચાર વચન ગ્રન્થમાં લઈને તુંને કહી દેખાડીએ, તે તું સાંભળ. કે—વાયુપુરાણમાં શ્રીભગવાન્ શ્રીમુખનું વચન શ્લોક.

मदुक्तं सत्यमेतं तत् वाक्यं मे शृणुताधुना ।
सकृदुच्चार्य मन्नाम मत्तुल्यो जायते नरः ॥

पुनः प्रभासपुराणे श्लोकः—

मधुरमधुरमेतत् मङ्गलं मङ्गलानां निखिलनिगमवल्लीसत्फलं चित्स्वरूपम् । सकृदपि परिगीतं श्रद्धया हेलया वा भृगुवर नरमात्रं तारयेत् कृष्णनाम ॥

पुनः मेरुतन्त्रे श्लोकः—

सकृदुच्चारयेद्यस्तु जगन्नाथेति हेलया ।
ब्रह्महत्यादिपापेभ्यो मुच्यते नात्र संशयः ।

पुनः प्रह्लादसंहितायाम्

कायिकं वाचिकं पापं मानसं समुपार्जितम् ।
श्रीरामस्मरणेनैव तत्क्षणात् नश्यति ध्रुवम् ॥
सकृदुच्चारितं येन हरिरित्यक्षरद्वयम् ।
बद्धः परिकरस्तस्य मोक्षाय गमनं प्रति ।

पुनः सुरसंहितायाम्

श्वादोऽपि हि न शक्नोति कृतेः पापानुयत्नतः ॥
तावती यावती शक्तिर्विष्णुनाम्नाऽशुभक्षये ।

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः ।
अनिच्छयापि संस्पृष्टो दहत्येवेव पावकः ।
पुनः पाण्डवगीतायां श्लोकः ।
सकृन्नारायणेत्युक्त्वा पुमान् कल्पशतत्रयम् ।
गङ्गादिसर्वतीर्थेषु स्नातो भवति पुत्रक ।
पुनः पांडवगीतायाम् ।
कृष्णस्मरणमात्रेण नरो याति निरापदम् ॥
यो स्मरेत् सर्वदा कृष्णं न जाने तस्य किं फलम् ।
नाम्नोस्ति यावती शक्तिः पापानि दहने हरेः ।
तावत्कर्तुं न शक्नोति पातकं पातकी नरः ॥

ઇત્યાદિ ઘણાએક વચન સહજ નામોચ્ચાર માત્રે અત્યન્ત ફલની પ્રાપ્તિ સદ્ય થાય, તેમાં સંશય નહિ, અને એ માહાત્મ્યને વ્યર્થ કહેતાં જીહ્‌વોચ્છેદન કરવું જોઈએ, એમ સંભવે છે. તદપિ તત્કાલ ભારસમાન નથી થતું, ત્યાં સર્વને સંશય થાય, એમાં આશ્ચર્ય નથી, માટે એનું કારણ મોટા પુરુષે અન્તઃકરણમાં નિર્માણ કર્યું છે, તે તુંને કહીયે છીએ, તે તું સાંભળ. કે જો શ્રીહરિનામ તત્કાલ માહાત્મ્ય દેખાડે તો તે આટલી વસ્તુ બગડી જાય, કઇ ? કઇ ? તે કહીયે છીએ. કે—પાપીજન જાણી જોઈને પાપ કરે, અને મહાપાપ કરીને તેનું પ્રાયશ્ચિત કોઈ ન કરે, અને વળી જપ, તપ, તીર્થ, ધર્મનિયમ વ્રતાદિ સર્વની ઉપર પાણી ફરી વળે, અને વળી હરિનામે સદ્ય ફલ પ્રાપ્ત થયું દેખાય, ત્યારે વેદોક્તકર્મ કર્યાનું પ્રયોજન શું રહ્યું ? એટલે ન જ રહ્યું. અને મુક્તિથી જે અયોગ્ય જન હોય તેને પણ મુક્તિ મળે. અને તાપ કલેશ સકલપીડારોગ નામમાહાત્મ્ય જોતાં તો સદ્ય

મટે, ત્યારે વૈદ્યનો ઉદ્યમ પણ વિરામ પામે. માટે શ્રીહરિનું નામ તો સત્ય સત્ય જ છે. પણ બીજી ઘણી વસ્તુ બગડી જાય છે. માટે પોતે પોતાના નામનું માહાત્મ્ય જાણી જોઈને શ્રીહરિએ આચ્છાદિત કર્યું છે. આસુરજનને [1]વાહાવાને માટે. તે જો કે શ્રીપદ્મપુરાણમાં લખ્યું છે કે શ્રીહરિએ જાણી જોઈને આસુર-જનને પોતાથકી શ્ર મહાદેવજીને આજ્ઞા આપીને શ્રીમહાદેવજી પાસે વિમુખ કરાવ્યા છે. તે કિંચિંત્માત્ર વચન લખી દેખાડીયે છીએ. શ્લોક

द्वापरादौ युगे भूत्वा कलया मानुषादिषु ।
त्वं च रुद्र महाबाहो जनान् मद्विमुखान् कुरु ॥

ઇત્યાદિ વચન તો ઘણાં છે, પણ થોડાએકમાં કહીએ છીએ, તે તું સમજી લેજે. તેજ પ્રમાણે નામને વિષે પણ પ્રભુએ કર્યું છે. તે શા માટે કે અયોગ્યજનં સૌ મુક્તિ પામે તો આ સંસારનો ખેલ સૌ ભાગી જાય, માટે શ્રીભગવાને ભ્રમ નાંખ્યો છે, તે તુરત નામમાહાત્મ્ય જોવામાં ન આવે, ત્યારે અસુરજન એમ મનમાં જાણે જે એ રુચિ ઉત્પન્ન થવા માટે લખ્યું છે, પણ એ માહાત્મ્ય સાચું નથી, એમ કેટલાએક હરિવિમુખી જન કહે છે, તેને શાસ્રમાં મોટો અપરાધી લખ્યો છે. તેનું શાસ્રોક્ત વચન

अर्थवादं हरेर्नाम्नि सम्भावयति यो नरः ।
नरकान्न निवर्तते कल्पकोटिशतैरपि ॥

માટે આસુર જનને કોઈ કાલે મુક્તિ લખી જ નથી, તે તેનું શ્રીભગવદ્ગીતામાં શ્રીભગવાનના શ્રીમુખનો શ્લોક—

आसुरिं योनिमापन्नाः मूढा जन्मनि जन्मनि ।

1 આસુર વ્યામોહ. (છેતરવાને)

શ્રીહરિના અનુગૃહીત જે જીવ છે તે તો તત્કાલ માહાત્મ્ય નથી દેખતા તદપિ શ્રીહરિનામ સત્ય જ છે એમ જાણે છે. અને તેટલા માટે ભગવદ્ધર્મ ભગવન્નામનો અભ્યાસ સ્વલ્પમાત્ર પણ હોય તો મહામોટા ભયથી રક્ષણ કરે, તે શ્રીભગવદ્વાક્ય શ્રીગીતાજીમાં છે બીજા અધ્યાયમાં શ્લોક

**नेहाभिक्रमनाशोस्ति प्रत्यवायो न विद्यते।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥**

માટે એ શ્રીહરિના નામના લેનારા વૈકુંઠને યોગ્ય થઈ ચૂકયા છે, પણ હવડાં (હમણાં) દેખાતું નથી, તેવી તે શ્રીહરિની ઇચ્છા માટે તે ત્યાં તુને દૃષ્ટાન્ત બતાવું. કે-જેમ સ્પર્શમણિ ઈચ્છારૂપી અંબરે આચ્છાદિત કરીને લોહની પેટીમાં મૂકયો છે, તે મૂકનારો પુરુષ તો લોઢાની પેટીને કનક સરખી જાણે છે, અને વળી મનમાં એમ જાણે છે કે પેલું વસ્ત્ર ખેંચી લેઇશું ત્યારે કનક થાતાં કશી વાર નથી, માટે એ વાતમાં સાચા વિશ્વાસુજન જે ભગવદીય છે તે તો સુખની ગાદીમાં સુતા છે, અને તે નિશ્ચિન્તાઈએ ભગવન્નામોચ્ચાર અખંડ કર્યા કરે છે. ત્યારે હે શિષ્ય! તું એમ કહેશે કે—અહિંયાં તો જાણી જોઈને અસુરને વાહાવાને (છેતરવાને) શ્રીભગવાને નામમાહાત્મ્ય ઢાંકયું છે, પણ કંઈ એક તત્કાલ પણ દેખાયું છે.! એમ જો તું કહેશે તો સાંભળ, તુને કહી બતાવીયે. એ કે—અજામિલ મહાદુષ્ટપાપી હતો, તે તેણે ભય પામીને પુત્રને ઉદ્દેશીને નારાયણ એવું નામ તેના પુત્રનું હતું, તેને નારાયણ કહીને ભાવવિના પોકાર્યો, તદપિ ભગવત્પાર્ષદ તત્કાલ દોડી આવ્યા, અને યમદૂતના ભયથી છોડાવ્યો. અને વળી ગણિકા પુંશ્ચલી અને વ્યભિચારિણી તે તેણે શુકભણાવવાને મિષે रा માત્ર ઉચ્ચાર કર્યો "म"નો ઉચ્ચારતો

કર્યો નથી. એટલામાં જ પગે સર્પદંશ કર્યો, તેથી મૃત્યુ થયું. એટલામાં જ ભગવદ્દાસ વિમાનમાં બેસાડીને વૈકુંઠમાં લેઈ ગયા. ઈત્યાદિક ઘણાને તત્કાલ ફલ પણ દેખાડયું છે. માટે શ્રી હરિનામનું માહાત્મ્ય તો એવું પ્રબલ છે, પછી જાણી જોઈને વાર લગાડે તે તેની ઇચ્છા જાણવી. પણ ભગવદીયજનનું અહિત શ્રીભગવાને કોઇ કાલે કર્યું નથી, અને કરતા નથી, અને કરશે પણ નહિ. તેનું વચન—

श्रीहरिरायजीगोस्वामिना उक्तं शिक्षापत्रे ।

अहितं निजभक्तानां न विदधाति कर्हिचित् ।

समस्तानां सखा स्वीयभक्तानां न कथं भवेत १८-८॥

पुनः श्रीवल्लभाचार्यवाक्यम् ।

हरिरत्र न शक्नोति कर्तुं बाधां कुतोऽपरे ।

पुनः श्रीभगवद्गीतायां भगवद्वाक्यम्

अपिचेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।

साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ।

क्षिप्रं भवति धर्मात्मा शश्वत् शान्तिं निगच्छति ।

कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

ત્યારે તું વળી કહેશે કે—જે સારી પેઠે દુરાચાર કરતો હશે તે અનન્યભાવે શ્રીકૃષ્ણચન્દ્રને ક્યારે ભજતો હશે? જે ભક્ત કહેવાય? તે તેનું હાર્દ તુંને કહું તે સાંભળ: કે—એકવાર હે શ્રીકૃષ્ણ! હું તમારો છું. એટલું ઉચ્ચાર કરે તો તે અનન્ય ભક્ત ઠર્યો. ત્યારે તું કહેશે કે—એનું કંઈ વચન છે? તો તે પણ છે, તે તું સાંભળ.

सकृदेव प्रपन्नो यो यस्तवास्मीति याचते
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥

તે છે તો એમ જ. પણ આસુરીજીવને સરલ હરિનામનું અપરિમિત માહાત્મ્ય માન્યામાં ન આવે, અને ઘણું લંબ કઠિણ સાધન હોય ત્યાં તેને વિશ્વાસ આવે, અને દૈવીજીવને તેવા ઉપર વિશ્વાસ ન આવે, અને ભગવન્નામ લઘુ વિસ્તારને સરળ ઘણું, ત્યાં દૈવીજીવને વિશ્વાસ આવે, તે દૈવી–આસુરીજનમાં એટલો ફેર છે, ભેદ છે–કે હરિનામરૂપી સુધાને અસુરજનને પાન કરવું ઉચિત નથી. અને આસુર તે સુરાપાન રૂપી વામમાર્ગને યોગ્ય છે, માટે મોહિની સ્વરૂપ ધરીને શ્રીહરિએ સુધાનો ઘટ મોહ પમાડીને અસુર પાસેથી હરી લીધો, તે અમૃત દૈવીરૂપ દેવને પાયું, તેમ આપણે જાણવું. ત્યારે વળી તું કહેશે કે એકલું ભગવન્નામ જ કલિમાં કલ્યાણકારી કહો છો ત્યારે શું બીજાં સાધન નથી કહ્યાં ? કલિમાં તો નથી જ કહ્યાં, તેનું વચન.

अग्निहोत्रादिकर्माणि सपापानि कलौ युगे ।
गङ्गास्नानं हरेर्नाम निष्पापं यदिदं द्वयम् ।
कृते यद्ध्यायतो विष्णुंस्त्रेतायां यजतो मखैः ।
द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ।

(भा० स्कं० १२–३–५२)

વળી એ ઠેકાણે તુને એક પ્રબલ દૃષ્ટાન્ત બતાવું તે તું સાંભળ: કે—શ્રીહરિનામ કીર્તન તે અગ્નિરૂપ જાણવું. અને બીજા ધર્મકર્મ તે સર્વ દીપકરૂપ જાણવા. તે આજ કલિકાલરૂપી પ્રબલવાયુ વાય છે, ત્યારે દીપક સઘળા બુઝાઈ જાય છે અને અગ્નિ જે છે તે વાયુથકી પ્રબલ થાય છે, એમ શ્રીહરિનામકીર્તન અને બીજાં સાધન સમજી લેવાં. વળી શ્રીગુરુ બોલ્યા કે તું દઢ મનમાં

એમ આશંકા કરીશ કે શ્રીહરિનામમાહાત્મ્ય સદ્ય ફલે, એમ ગ્રન્થમાં, લખ્યું છે પણ દૃષ્ટિએ તો દેખાતું નથી, ત્યારે સાચું તે કેમ કહેવાય? ત્યારે તું જો કે પાપ થાય છે તેનું ફલ સદ્ય પ્રત્યક્ષ કયાં દેખાય છે? ત્યારે પાપનું ફલ નરક તે પણ જુઠું જ હશે તો તે મનમાં તું વિચારી જો. અને વળી ત્યારે તું એમ કહીશ કે—શ્રીહરિનામ સરલ ઘણું છે, અને પાપ તો મોટાં બ્રહ્મહત્યાદિ ટાળે એમ શાસ્ત્ર કહે છે, ત્યારે મનુસ્મૃતિમાં પાપ ટાળવાનાં પ્રાયશ્ચિત્ત બીજાં કઠિન શું કરવા લખ્યાં હશે, તે ત્યાં સરલ ભગવન્નામ કેમ ન લખ્યું? તે તેનાં કારણ ચાર છે. તે તુને કહીયે તે તું સાંભળ. તે શ્રીભાગવતમાં શ્રીધરસ્વામિટીકાકારે લખ્યું છે જે—મનુ આદિ ને નામમાહાત્મ્યનું જ્ઞાન નથી, કે અથવા પાપીને શ્રીભગવન્નામનો અધિકાર નથી, કે—અથવા શ્રીભગવન્નામ સિંહ સરખું લેવા પાપરૂપી શિયાળ ઉપર પ્રેરવું ઉચિત નથી, કે અથવા સર્વની મુક્તિ એકકાલે કરવાની શ્રીપ્રભુજીની રુચિ નથી, તે વચન સૃષ્ટિરેષોતરોત્તરैः। અને વળી ત્યારે તું કહેશે કે—સહેજ નામ ન ફલે અને વિધિપૂર્વક લેતે ફલે, એમ કહેવું પણ નથી સંભવતું. તે શા માટે કે—પાપ જે જીવથી બને છે, તે પરાધીનતાએ બને છે. ત્યાં કંઈ વિશ્વાસ વિધાન નથી, હોતું. ત્યારે તે શું નથી ફલતું? તમ આ પણ ફલે, તે તું તારા મનમાં અનુમાન કરી જો, અને વળી તું જો કે વિશ્વાસ વિના કુન્તાજીએ સૂર્યનો મન્ત્ર નાણી (પરીક્ષા) જોવાને ભણી જોયો, અને જો વિશ્વાસ હોય તો નાણી સીદ જુએ? ત્યારે મન્ત્ર ભણતા માત્રમાં મન્ત્રની વસ્તુશક્તિ સાચી, માટે સૂર્ય પ્રત્યક્ષ પધારીને ફલદાન કરી ગયા. એ મહાભારતમાં કથા છે, એ સૂર્ય શ્રીહરિની વિભૂતિ છે. તીહાંને (તેમને) પણ મન્ત્રનું માન્ય રાખવું પડયું, ત્યારે ઈશ્વર પોતાના નામની સફલતા કેમ

નહિ કરે, કરશે જ કરશે. અને વળી વિશ્વાસ વિના વિષ અથવા અમૃતનું સ્વરૂપ સમજ્યા વિના ઉદરમાં જાય તદપિ તે પોતાનો ગુણ નથી છોડતું, તો પછી ભગવન્નામ અજ્ઞાને વા જ્ઞાને લીધું સફલ કેમ ન થાય? એટલે થાય જ. અને વળી તું સાંભળ કે—હરિનામનું માહાત્મ્ય યદ્યપિ નથી દેખાતું. તદપિ સત્ય જ છે. તે કોની પેઠે કે—જેમ કોઈ આપણું સંબંધી મૃત્યુ પામ્યું હોય અને આપણે કોઇ સભામાં બેઠા હોઈએ, અને ઓચીન્તુ આવીને તેનું કોઈએ સ્નાન કહ્યું, ત્યારે તે સભા સહિત અભડાઈએ ખરા, પણ તે સ્નાન આપણે આપણીદૃષ્ટિએ કયાં દેખીએ છીએ? તે નથીજ દેખતા. તેમ શ્રીભગવન્નામ પણ સભાસહિત પવિત્ર કરે. એમ સમજી લેવું. અને વળી બીજું દૃષ્ટાન્ત વિશ્વાસ આવવાનું તુને કહું, તેનું સાંભળ. કે—જે જોષીએ શિતકાલમાં ઉષ્ણકાલમાં ગ્રહણ જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે જોવામાં આવ્યું, તેને તે જોષીએ પાછું વર્ષાઋતુમાં ગ્રહણ કહ્યું, તે મેઘના અભ્રના આચ્છાદને જોવામાં કદિ ન આવ્યું, માટે તે કંઈ જુઠું ન કહેવાય. તે જ રીતે અજામિલ ગણિકાદિને સદ્ય ફલીભૂત થયું છે, તે પણ કહેનારૂં શાસ્ત્ર, તેનું તે જ શાસ્ત્ર આ ભગવન્નામનું માહાત્મ્ય કહે છે. તે કલિકાલરૂપી અભ્રને ઢાંકયેથી નથી દેખાતું, માટે શું કંઈ જુઠું ઠર્યું? તે જુઠું નથી જ. અને વળી એક તુને દૃષ્ટાન્ત કહીએ તે તું સાંભળ કે—એ શ્રીહરિનામ કોઈ એકને સદ્ય સફલ થાય છે, અને કોઈ એકને કંઈ વિલંબ પણ થાય છે, અને કોઈ એકને અતિશય વિલંબ પણ લાગે છે, પણ નિદાન ફલ્યા વિના રહે નહિ તે કોની પેઠે કે—પાસામાં પોબારનો દાવતો છે, પણ કોઈને સદ્ય ફલે, અને કોઈને વિલંબ લાગે, અને કોઈને અતિશય વિલંબ પણ લાગે, તે શામાટે કે પાસો સ્વતન્ત્ર છે, પણ નિદાન દાવ આવ્યા વિના ન રહે, તે રીતે

ભગવન્નામ પણ સ્વતન્ત્ર છે, તે નિદાન કલ્યાણ કર્યા વિના ન રહે, એમ સમજવું કે-ઘણીકવાર લગી ગમતો પાસો ન પડ્યો, ત્યારે રીસ ચઢાવીને પાસા નાખી ન દેવા; માંહે દાવ છે, તે બે ઘડી વહેલો માંડો પણ આવે. એમ ભગવન્નામ પણ ફલ આપતાં વાર લગાડે તદપિ મુકી ન દેવું, તે બે ઘડી મોડું વહેલું પણ સહજ ફલશે, એ નિશ્ચય રાખવો. અને વળી તું સાંભળકે-પાપની પછવાડે પાપીનો વિશ્વાસ દૃઢ બેસે છે. તેવો આનન્દદાયક શ્રીકૃષ્ણનામનો વિશ્વાસ દૃઢ નથી બેસતો, તેનું કારણ એ છે કે અધમવસ્તુની પ્રતીતિ અધમ હોય તેને બેસે. તેમ જ ઉત્તમ પદાર્થનો વિશ્વાસ ઉત્તમ હોય તેને બેસે, એમ સમજી લેવું. અને વળી એક તુંને યુક્તિ કહીયે તે તું સાંભળ. કે-દૈવીજીવ જે કોઈ છે તેને એ શ્રીહરિનામ સદ્ય ફલે કે વાર લગાડે, પણ એને મુકીને બીજી વાત શીઘ્ર ફલે પણ ત્યાં મન ઠરે જ નહિ, તે એ જ શ્રીહરિન્નામમાં મોટો ચમત્કાર છે, તે તું સમજી લે. અને વળી એક તુંને યુક્તિ કહીયે તે તું સાંભળ, કે શ્રીહરિ-નામ ઉચ્ચાર કરતા માત્રમાં પ્રકૃતિજનિત જે કર્મ તે તો ભસ્મીભૂત થઈ ગયાં, તે શ્રીહરિનામનો એવો પ્રતાપ છે, ત્યારે તું કહેશેકે-કર્મ જે છે તે દેહનું મૂલ છે, તે કમ તો નામ-પ્રતાપે ભસ્મીભૂત થઇ ગયાં, ત્યારે દેહ તેનો રહે છે, તે કેમ રહેવો સંભવે ? તેનું હાર્દ એ છે કે-અક્રૂરજીએ જેમ શ્રીપ્રભુને પ્રેમ સહિત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો એટલામાં પ્રેમના અધિકચ થકી જીવાત્મા હુતો તે નીકળી શ્રીપ્રભુના શ્રીઅંગમાં પ્રવેશ કરી ગયો, તે સમય શ્રીપ્રભુએ ઈચ્છાકૃત જીવાત્મા અક્રુરજીમાં મુક્યો, તેથી પાછા સજીવન થયા, એ વાર્તાનું હાર્દ શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં લખ્યું છે, તે રીતે એ શ્રીહરિનામના જપનારાને પણ જાણવું. અને જો દેહ પડે ત્યારે ઘણા કાલ શ્રીહરિનું નામ

કેમ લેવાય? અને ભગવદીયના મુખનું શ્રીભગવન્નામ સાંભળવું શ્રીભગવાનને ઘણું ગમે છે. માટે એ યુક્તિ પ્રભુ કરે છે. ને તેનું પ્રમાણ નવરત્નગ્રન્થમાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે—

तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ।

અને વળી એક યુક્તિ કહું તે સાંભળ કે—શ્રીહરિનામના જપનારા શ્રીહરિસમાન થાય. તે એમ પાછળ પ્રમાણ આપીને લખ્યું છે અને વળી ત્યારે તું કહેશે કે—તે દેહે કર્મ કરે છે તેને કેમ જાણવાં? કે તે ભગવત્સ્વરૂપ થયો માટે તેને કર્મ લાગતાં નથી, તે કેમ કે—તેનું તુને દૃષ્ટાન્ત બતાવું કે—હરિવિમુખને તો દેહધર્મ તો બન્નેનો બરાબર હોય છે પણ શ્રીહરિના ભક્તને જગત્‌ના જીવ બરોબર ન જાણવા. ત્યારે તું કહીશ કે તે કેમ? ત્યારે તુને દૃષ્ટાન્તે કરીને તારો સન્દેહ ટાળુ, જેમ શ્રીગંગાજીના જલનો અને અન્ય સરોવરના જલનો જલધર્મ તો જેમ એક છે. તેમ અહીંયાં પણ ફીણ પરપોટાને પંક શ્રીગંગાજીની તીરે પણ હોય છે, પણ શ્રીગંગાજીમાં બ્રહ્મદૈવત્વ રહ્યું છે, તે બીજા સરોવરના જલમાં નથી, તેમ શ્રીહરિભક્તિના હૃદયમાં સાક્ષાત્ શ્રીભગવત્સ્વરૂપ બિરાજે છે તેવું જગત્‌ના જીવ વિષે નથી. માટે હરિભક્તને કર્મ બાધા ન કરે, અને હરિવિમુખજનને કરે. તેનું પુરાણાન્તરમાં વચન છે

दृष्टिस्वभावजनितैर्वपुषस्थदोषैर्न प्राकृतत्वमिह भक्तजनस्य पश्येत।
गङ्गाम्भसो न खलु बुद्बुदफेनपङ्कैर्न ब्रह्मत्त्वमपि गच्छति नीरधर्मैः ॥

અને વળી એક તુંને યુક્તિ કહું તે તું સાંભળ, કે—શાસ્ત્રમાં એમ લખ્યું છે કે—નિત્ય શ્રીભગવન્નામ ઉચ્ચાર જે કરે

છે તેનું મન પાપને વિષે ફરી દોડે નહિ, શાસ્ત્રનાં વચન તો એમ છે. તદપિ જો પાપને વિષે બુદ્ધિ દોડે છે એવું ભાસે છે, તે સંભવે તો નહિ, પણ રહે છે તેનું કારણ એ છે કે–શ્રીભગવન્નામને પાપનો આહાર છે, તે જો દુર્બુદ્ધિ કથન માત્ર પણ જો ન હોય તો પાપ કેમ થાય? અને પાપ ન થાય, ત્યારે શું ભક્ષણ કરીને નામ એના શરીરમાં રહે? માટે ભગવદિચ્છા થકી કાંઈ એક દુષ્ટબુદ્ધિ રહે છે, પણ એને નડતી નથી. પણ એવું જાણીને ભગવદીયને જાણી જોઈને દુર્બુદ્ધિ ન રાખવી, અને અશક્યતાએ દુર્બુદ્ધિ રહે ત્યાં એ શું કરે? તદપિ કુકર્મતાનો મનમાં તાપ ક્લેશ રાખીને દીનતા રાખવી અને મનમાં એમ જાણવું કે–મુને લોક મોટો પુરુષ કહે છે પણ હું મહાનીચ છું, એવી ખરી દીનતા રાખવી. અને વળી એક યુક્તિ કહું તે તું સાંભળ કે–દેહ ના રહે ત્યારે શ્રીહરિનામ કેમ લેવાય? અને દેહ હોય ત્યાં લગી દેહાધ્યાસ તો હોય, અને તે દેહાધ્યાસતો પાપનું જ ધામ છે, ત્યારે દેહધારી નિત્ય દેહાધ્યાસવડે અપવિત્ર તો થાય, તેનાથી નિત્ય નવાં પાપ થાય તેટલાં નિત્ય શ્રીભગવન્નામ બાળે. તે એવી વિધિ કર્મમાર્ગમાં પણ લખી છે. કે–બ્રાહ્મણને વૈશ્વદેવ કર્યા વિના ભોજન ન કરવું. તે શામાટે? કે નિત્ય પ્રતિ પંચહત્યાઓ સર્વને ઘેર થાય. તે કર્યા વિના ચાલે જ નહિ. તે પાંચ કેવી? તે તેનાં નામ લખીયે છીયે. કે–અન્ન ખાંડતાં, દળતાં, અને ચુલે લગાડતાં અને જલભરતાં અને માર્જની કહેતાં પુંજે વાળતાં, એમ પંચ હત્યાઓ શાસ્ત્રમાં લખી છે, તે શ્રીહરિના ભક્તને તો હરિસેવાને ઉદ્દેશીને કરે તે તેને તો એ સેવાબળથી (પંચ હત્યા ટળે) અને કર્મમાર્ગીયને તો હરિસેવા ઘેર છે નહિ, તે તેને એ પંચહત્યા ટાળવાને વૈશ્વદેવ કહ્યો છે તે વૈશ્વદેવનો સંકલ્પ લખીયે છીએ.

पञ्चसूनाजनितपञ्चपातकपरिहारार्थं वैश्वदेवहोममहं करिष्ये ॥
તે નિત્ય પાપ થાય તે વૈશ્વદેવ થકી અને હરિભક્તને ત્યાં તો એમ સેવાવિધિમાં પાંચ હત્યાઓ બલે, સુરદાસજીએ લખ્યું છે કે–

હરિમંદિરમાં કરે બુહારી; કબહુ ન દેખે જમકી દ્વારી.

તે એ રીત્યે શ્રીપ્રભુને નિમિત્ત સઘળાં કર્મસેવારૂપ થાય છે, તે વળી શ્રીવલ્લભાખ્યાનમાં શ્રીગોપાલદાસજીએ લખ્યું છે તે વચન–

સ્વસ્વરૂપ અર્થે પ્રોજીયાં કૃત હુતાં જે સંસાર;
તે રાજકાજે જોડીયાં જન ઉંચઅવચ નરનાર;

એમ સમજવું; અને વળી તુકારામ ભગવદીયે પણ એમ લખ્યું છે કે—

નામ ઘેતો કરી ધંદ્મા ધ્યાની સમાધિષ્ટ સદા.

એટલે શ્રીભગવન્નામ લેતાં લેતાં જે સંસારનાં કર્મ કરતો જાય, તો નામને પ્રતાપે જે રીતે સમાધિવાળા યોગીને કશું ન હોય, તેમ હરિનામના લેનારને સંસારનાં કર્મ કરે તદપિ ન લાગે. વળી પુરાણાન્તરમાં વચન છે–શ્લોક–

सर्वदा सर्वकार्येषु ये तु कुर्वन्ति पातकम् ।
नामसङ्कीर्तनं कृत्वा यान्ति विष्णोः परं पदम् ।

નામને પ્રતાપે જેમ ભર્જીત અન્ન ન ઉગે, તેમ તેનાં કર્મ પણ ન જ ઉગે. એ રીતે જાણવું. અને વળી એક યુક્તિ કહું તે સાંભળ. કે–ઘણાં બલિષ્ઠ મોટાં પાપ પણ જીવનાં કરેલાં. તે તેમાં તે જીવના જેટલું સામર્થ્ય, અને નામ શ્રીભગવાનનું તેમાં શ્રીભગવાનના જેટલું સામર્થ્ય તે જીવ અને શ્રીભગવાનમાં કેટલો ફેર? તે સમજી લેવું. તેનું વચન વિજ્ઞપ્તિગ્રન્થે શ્રીમદ્-વિઠ્ઠલનાથગોસ્વામિએ કહ્યું, છે.

बलिष्ठा अपि मद्दोषा त्वत्कृपाग्रेऽतिदुर्बलाः ।
तस्या ईश्वरधर्मत्वाद् दोषाणां जीवधर्मतः॥पृ.३२का०२३

અને વળી એક યુક્તિ કહું તે સાંભળ કે-જે નિરન્તર શ્રીહરિના નામ લેનારા છે, તદપિ તેની કુબુદ્ધિ નથી ટળતી, ત્યારે નટુવો જેમ નારીનું રૂપ ધરે તે દેખાવમાં સ્ત્રી મોહકારી તો ખરી, પણ વસ્તુતઃ જુઠી છે. તેમ કુબુદ્ધિ દેખવામાં આવે, અને ભય લગાડે, પણ ફલીભૂત ન થાય, તે રીતે સમજવું. વળી પુરાણાન્તરમાં વચન છે શ્લોક-

विपरीताचारकारी मद्भक्तः सर्वदा शुचिः ।
तद्दोषदर्शनाल्लोके सर्वे नरकगामिनः ।

અને વળી એક યુક્તિ કહીયે તે તું સાંભળ કે-શ્રીભગવન્નામનો જપનારો જાણીજોઈને પાપ કરે તો નહિ જ, અને કદાપિ યદૃચ્છાએ બની આવ્યું, તો નામના ભરોંસાના બલથકી હૃદયમાં તાપ ન થાય, તે કોની પેઠે કે-ગારુડી જે હોય છે તે જાણીજોઈને તો સાપને છેડે નહિ, પણ કદાપિ આવી લપટચો. તો મન્ત્રના બલ વડે ડરે પણ નહિ, તે રીતે એ પણ જાણવું. અને વળી એક યુક્તિ બતાવીએ તે સાંભળ કે-અસિ જે ખડ્ગ, તેનામાં અંગ ચ્છેદવાની શક્તિ તો ઘણી છે પણ જેટલી તે ખડ્ગમાં હસ્તસત્તા પ્રેરણા કરે તેટલું જ છેદે, તે પ્રમાણે મનનો સન્દેહ તું ટાળી નાખજે. કે-નામી જે શ્રીભગવાન્, તે નામને વિષે જેટલી પ્રેરણા કરે, તેટલું નામ બલ જણાવે. તેમ નામ વિષે પણ સમજી લેવું. અને વળી એક યુક્તિ બતાવીયે તે તું સાંભળ. કે-શ્રીહરિના નામને વેદશાસ્ત્રાદિ સર્વે મોટું કહે છે. અને વળી શ્રીનારદજી, શિવજી, શેષાદિ સરખા મોટા પણ સદા જપે છે, માટે મોટા જે માર્ગે ચાલ્યા તે માર્ગે આપણે પણ

ચાલવું, માટે હે શિષ્ય! તું પણ સઘળા, ભ્રમ કાઢી નાંખીને શ્રીરાધાવરનું અખંડ નામ રટ, એ સિદ્ધાન્તવાત છે, અને એ સ્થલે શાસ્ત્રનું વચન પણ છે કે-વરુણના દૂત પ્રત્યે ધર્મરાજાએ કહ્યું છે શ્લોક-

श्रुतिर्विभिन्ना स्मृतयोपि भिन्ना नैको मुनिर्यस्य वचः प्रमाणम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्था

અને વળી એક યુક્તિ કહીયે તે તું સાંભળ, કે-નિરન્તર જેના હૃદયમાં સાક્ષાત્ શ્રીહરિ વસતા હોય, તે થકી જ નિરન્તર શ્રીભગવન્નામ લેવાય, અને તેની બુદ્ધિ અને તેની કૃતિ તે શ્રીહરિના હાથમાં જાણવી, તે જેમ જંત્રી જંત્ર વગાડે, તદ્વત્ સમજી લેવું, વળી એક યુક્તિ કહીયે તે તું સાંભળ, કે-જ્યાં પ્રેમસહવર્તમાન શ્રીહરિના ભક્ત શ્રીહરિગુણગાન કરે વા નામ રટે ત્યાં શ્રીહરિ અખંડ ઉભા રહે છે, એમ જાણવું, અને જ્યાં શ્રીહરિ ઉભા રહ્યા હોય ત્યાં આનન્દમંગળ કેમ ન હોય? અને ત્યાં થકી અશુભમાત્ર કેમ ન નાશી જાય? અને ત્યારે વળી તું કહેશે કે-હરિભક્ત હરિગુણ ગાય ત્યાં આવીને શ્રીહરિ ઉભા રહે છે, એવું શા વચનના આધારે માનીએ? તો તું સાંભળકે-તેનું વચન છે, નારદજી પ્રત્યે શ્રીભગવાને કહ્યું છે-

नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

અને વળી નરસિંહ મહેતાજી સરખા મોટા ભગવદીયોએ એમ પણ ગાયું છે તે કીર્તનનું વચન—

બેઠાંબેઠાં ગાય ત્યાં હું ઉભોઉભો સાંભળું,
ઉભાઉભા ગાય ત્યાં હું નાચું રે,
વૈષ્ણવજનથકી ક્ષણ નથી વેગળો, તે ભણે નરસિંયો એ સાચું રે.

ઇત્યાદિ ઘણાં વચન છે—જ્યાં શ્રીહરિનાં કથાકીર્તન થાય ત્યાં સઘળાં તીર્થો પણ આવીને વસે છે. તેનું પુરાણમાં વચન છે શ્લોક—

तत्रैव गङ्गा यमुना त्रिवेणी गोदावरी सिन्धुः सरस्वती च।
सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदारकथाप्रसङ्गः।

અને વળી એક યુકિત કહું તે સાંભળ, કે—જે પ્રાણીની કદાપિ પણ ગતિ નથી, એવો જે જીવ છે, તેની ગતિ પણ શ્રીહરિનામવડે થાય, તે કોની પેઠે કે—મોઢું કરોડો કોગળા કરીયે પણ પવિત્ર ન કહેવાય, તે જો શ્રીહરિનામ બોલતાં જો મુખનો છાંટો પુસ્તકાદિ ઉપર ઉડે તે પણ અમૃતતુલ્ય છે, તે ઉચ્છિષ્ટનો દોષ ન ગણવો. તે પ્રમાણે એ પણ જાણવું. અને વળી એક તુંને યુકિત કહીયે તે તું સાંભળ કે—વિશ્વાસવિના નામ શ્રીહરિનું લે; તે ન ફલે, એવું કોઈ કહે, તે સાંભળીને વિશ્વાસ છૂટી જાય, પછી કોઈએ કહ્યું કે—ના કહે છે તે મૂર્ખ છે, વિશ્વાસવિના સહુજે પણ નામ તો ફલીભૂત થાય, તેવું શ્રીભાગવતમાં તેનું વચન છે શ્લોક—

साङ्केत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेव वा।
वैकुण्ठनामग्रहणमशेषाघहरं विदुः। स्कं. ६–२–१४
पतितः स्खलितो भग्नः संदष्टस्तप्त आहतः।
हरिरीत्यवशेनाह पुमान्नार्हति यातनाम्।
पुनः पुराणान्तरे पाण्डवगीताऽङ्गीरावचनम्
हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः।
अनिच्छयापि सम्पृष्टो दहत्येव हि पावकः॥

અને વળી જ્યારે તું કહેશે કે ભ્રમણ ચિત્ત હોય અને શ્રીહરિનામ લેઈએ, તે કંઈ ફલ આપે કે નહિ? તો તે ફલ આપે. તેમાં સન્દેહ ન રાખવો. તે કોની પેઠે કે—મન ભ્રમણ કરતું ભોજન કરીયે, ત્યારે ભૂખ તો જાય, પણ *સ્વાદ ઓછો પડે. તેમ ભ્રમતે ચિત્તે ભગવન્નામ લેઈએ તદપિ કલ્યાણ તો થાય, પણ સ્થિર ચિત્તે જમીએ તેમાં સ્વાદ ઘણો, એટલો ફેર. અને વળી એક યુક્તિ કહીયે તે સાંભળ કે—પોતાના બલ પ્રમાણે જે કોઈ શરણ આવે તેને સર્વ રાખે. એ રીત અનાદિ છે. તે જેમ કોઈ મોટો ખૂની ગુન્હેગાર હોય, તે કોઈ મોટા મેવાસીને શરણ જાય તેનું બલ ચાલે ત્યાં લગી કોઈને કહાઢી ન આપે. તો શ્રીહરિનું નામ મહાસમર્થ છે. તો તેને શરણ મોટો મહાપાપી આવે પણ શ્રીહરિનું નામ તે પાપીને કહાડીને કાલના હાથમાં ન આપે. એ વાત નિશ્ચયે જાણવી, એ ઇત્યાદિ દૃષ્ટાન્ત તો ઘણાં છે, પણ ગ્રન્થનો વિસ્તાર વધી ન જાય માટે સમાપ્તિ કરીયે છીએ.

इति श्रीकृष्णजनकविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभक्तमनमोहन्यां तृतीयप्रश्नोत्तरं समाप्तम् ॥



* (મન ભટકતું ને ભોજન કીજીએ સ્વાદ ઓછો તદપિ ઉદર ભરી લીજીએ.)

श्रीकृष्णाय नमः

# ચતુર્થ પ્રશ્ન.

## ભક્ત દુઃખી કેમ દેખાય છે?



વળી શિષ્યે વિનતિ કરી કે–હે શ્રીગુરુદેવમહારાજ! શ્રીહરિનામનું માહાત્મ્ય કેમ સદ્ય નથી દેખાતું? તે તો મુને આપે સમજાવીને યથાવિધિ કહ્યું, તે મારા હૃદયમાં બેઠું. પણ હજી મારા મનમાં એક સન્દેહ ઉત્પન્ન થયો છે, તે શો? કે–સર્વત્ર શ્રીહરિના ભક્ત દુઃખી દેખીયે છીએ, અને હરિવિમુખને સુખી દેખીયે છીએ, તે એ બન્ને અસંભવ વાત છે, તો તેનું શું કારણ હશે? તે મુને શાસ્ત્રસિદ્ધાન્તયુક્તિદૃષ્ટાન્તવડે કરીને સમજાવો. એ મારો પ્રશ્ન છે. તે સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે, હે શિષ્ય! એનું હાર્દ ઘણું ગૂઢ છે. કે–શ્રીહરિએ પોતાના ભકતનું કોઇકાલે અહિત કર્યું નથી, કરતા નથી, અને કરશે પણ નહિ, અને એ

જે તુરત દેખાવામાં દુઃખ આવે છે, પણ અન્તર્ભૂત વિચારે એ દુઃખમાં ઘણું સુખ છે, અને ભગવદીયને જે દુઃખ છે, તે કંઈ કર્મજનિત નથી, અને જો પૂર્વનાં કર્મજનિતદુઃખ કહીએ તો સંભવતું નથી, તે શા માટે કે—એક શ્રીહરિના નામમાં એવું બલ છે કે—ત્રણ પ્રકારનાં કર્મ જે સંચિત ક્રિયમાણ અને પ્રારબ્ધ તે તત્કાલ છૂટે. તે તુકારામભગવદીયે ગાયું છે કે—

सञ्चितक्रियमाणभोग नामात् हरति त्रिविध रोग ॥

અને વળી તે તો હરિજનને ઘેર સદાકાલ ભજન સ્મરણ હરિકીર્તન બન્યું જાય છે. ત્યારે કર્મજનિત દુઃખ તો ન જ ઠર્યું, અને કર્મજનિત દુઃખ તો હરિવિમુખ જીવને સંભવે. અને ભગવદીયને સુખદુઃખાદિ સર્વ શ્રીપ્રભુનું કર્યું થાય છે, તે ભગવદીયોએ ગાયું છે. તે કીર્તન-

કીયો ગોપાળકો સબ હોય, જો માને પુરુષારથ અપનો;
અતિશય જુઠો સોય,
સુખદુઃખ લાભ અલાભ સહજ ગત તાહી મરો મત રોય,
જો કછુ લીખી રાખ્યો નન્દનન્દન મેટી શકે નહિ કોય,
સાધન મંત્રજંત્ર ઉદ્યમ બલ સો સબ ડારો ધોય,
પરમાનન્દદાસ ઠાકુરકે ચરણ કમલ ચિત્ત પ્રોય.

ત્યારે પરમાનન્દદાસનો તો સિદ્ધાન્ત એ જ ઠર્યો કે—ભગવદીયને સુખદુઃખ તે શ્રીહરિનું કરેલું જ થાય છે, અને કર્મ કાલ ગ્રહ મન સ્વભાવ જીવાદિક કોઈ સુખદુઃખનો હેતુ નથી, જાણીજોઈને પ્રભુ ભગવદીયનું દુઃખ સહન કરી રહ્યા છે, તે દુઃખમાં અન્તર્ભૂત સુખ છે માટે, નહિ તો પોતે શ્રીહરિ સર્વ મટાડવાને સમર્થ છે, અને ઘણા કૃપાલુ છે. અને ભગવદીય પોતાને ઘણા વ્હાલા છે, માટે ભગવદીયનું જો દુઃખમાં હિત ન હોય તો ટાળતાં વાર કેમ લગાડે? નજ લગાડે. પણ એને

નિજાનન્દનું અલૌકિક સુખ આગળ આપવું છે, તે માટે લૌકિક-માંથી આસક્તિ છોડાવવાને માટે દુ:ખ આપે છે. તે મોટા ભગવદીય સમજી ગયેલા છે, માટે દુ:ખ દેખીને વ્યાકુલ થતા નથી, અને જો વિચારીને જુવે તો દુ:ખ મોટો સત્સંગ છે, તે સત્સંગ કેમ કહેવાય ? કે–તે સત્સંગ સંસારમાંથી મન છોડાવે, અને અખંડપ્રભુમાં મન લગાડી સ્મરણ કરાવે, તે એ બન્ને લક્ષણ દુ:ખમાં છે. અને જો દુ:ખમાં ગુણ ન હોય તો શ્રીકુન્તાજી શ્રીપ્રભુની પાસે દુ:ખ સીદ માગે ? તે વચન.

विपदः सन्तु नः शश्वत्तत्र यत्र जगद्गुरोः। भवतो दर्शनं यत्र स्यादपुनर्भवदर्शनम्। ( भा. स्कं: १–८–२५ )

ત્યારે તું કહેશે કે સુખ હોય ત્યારે શું પ્રભુ ન ભજાય? ઉત્તર કે ના. શા માટે ? કે–અલૌકિક સુખ તો આગળ મળવાનું છે. અને હવણાં (હમણાં) સંસારનું સુખ પ્રભુ એને આપે તો તે પ્રકૃતિજનિત દુ:ખરૂપ છે, અને નાશવન્ત છે,–ચાર દહાડા દીઠું ને જાય, ત્યારે રડવું પડે. અને માયાનું સુખ તે તો વિષય, ખાન-પાન આદિ ઋષિઓની મન ઈન્દ્રિયોને ભ્રષ્ટ કરીને માયામાં નાંખે છે અને શ્રીપ્રભુને વિસરાવી દે છે. માટે સંસારનું સુખ તે તો મોટો દુ:સંગ છે. અને જો સંસારના સુખમાં સાર હોય તો ઈન્દ્રનો વૈભવ પ્રભુએ પરીક્ષા જોવાને સુદામાજીને આપ્યો. તદપિ તે સુખનો વૈભવ સ્ત્રીપુત્રને સોંપ્યો. અને પોતે માયાના સુખથી વિરક્તતા રાખીને અખંડ પ્રભુનું સ્મરણ ભૂલ્યા નહિ. કે જો માયાના સુખમાં પડશે તો શ્રીહરિથી દૂર પડશે. તેની વિધિ કહેતાં એક તો અલૌકિક દુ:ખ અને બીજું લૌકિક દુ:ખ. તે બન્ને ભગવદીયને સુખરૂપ છે, તેનું વચન શ્રીવલ્લભાચાર્ય શ્રીમહાપ્રભુજીએ ગ્રન્થમાં તે દુઃખની પ્રાર્થના કરી છે તે શ્લોક–

यच्च दुःखं यशोदाया नन्दादीनां च गोकुले ।
गोपिकानां च यद्दुःखं तद्दुःखं स्यान्मम कचित् ॥ नि०ल०

એટલે શું કે પ્રભુ મળવાના વિરહનું દુઃખ તો પરિપૂર્ણ ભગવત્કૃપા હોય તેને પ્રાપ્ત થાય. ત્યારે તું કહેશે કે-તે તો ખરૂં. કે-અલૌકિક દુઃખમાં તો સુખ ખરૂં. અલૌકિક દુઃખ જો દુર્લભ ન હોય તો મોટા માગે સીદ, તે તો મનમાં બેઠું. પણ ભગવદીય લૌકિકકલેશ પામે છે, તે તો દુઃખરૂપ ખરો કે નહિ? ત્યારે શ્રીગુરુ બોલ્યા કે-તે પણ સુખરૂપ છે, તેનું વચન શ્રીહરિરાયજી ગોસ્વામીનું श्रीशिक्षापत्रग्रन्थमां શ્લોક—

लौकिकः क्लेशसम्बन्धो हर्यङ्गीकृतलक्षणम् ।

માટે લૌકિકકલેશ છે તે પણ શ્રીહરિના અંગીકારનું લક્ષણ છે, અને વળી શ્રીભાગવત એકાદશ સ્કન્ધમાં શ્રીઉદ્ધવજીએ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રત્યે પૂછ્યું કે-હે મહારાજ! કે જે જીવ ઉપર તમારો અનુગ્રહ હોય તે સંસારમાં કેવી રીતે કાલ વ્યતીત કરે છે? ત્યારે શ્રીજીએ કહ્યું કે સાંભળ. ઉદ્ધવ!

देशत्यागो महाव्याधिर्विरोधो बन्धुभिः सह ।
धनहान्यपमानश्च मदनुग्रहलक्षणम् ॥
यस्यानुग्रहमिच्छामि हरिष्ये तद्धनं शनैः ।
करोमि बन्धुविक्षेपं सश्च कष्टेन जीवति ॥

પુનઃ શ્રીમહાપ્રભુજીએ કૃષ્ણાશ્રયગ્રન્થમાં લખ્યું છે—

म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च ।
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥
नवरत्नग्रन्थे श्रीमहाप्रभुजीवाक्यम् ।
चिन्ता कापि न कार्या निवेदितात्मभिः कदापीति ।

भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ।
चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् ॥

શ્રીવિવેકધૈર્યાશ્રયગ્રન્થનો શ્લોક—

त्रिदुःखसहनं [illegible]ः सर्वतः सदा ।
तक्रवद्देहवद्भाव्यं जडवद्गोपभार्यवत् ॥

માટે એ અનાદિકાલની એ રીતિ છે કે બહુધા કરીને ભગવદ્દાસ દુઃખી જ હોય, અને જો દુઃખી ન થતા હોય તો પ્રભુની પ્રાર્થના કરીને મનથકી પ્રભુને શરણ સીદ જાય? તે શ્રીહરિરાયજી ગોસ્વામિ સરખા સમર્થ એમણે પણ અત્યન્તચિન્તા દેખીને શ્રીમહાપ્રભુજીના શરણની પ્રાર્થના કરી છે.

चिन्ता पारावारे पतितस्यात्रैव मग्नस्य । शि०प०२८
एतज्जलवडवाग्निः शरणं श्रीवल्लभाचार्याः ।

વળી શ્રીમહાપ્રભુજીએ પણ અનેક પ્રકારનાં દુઃખ પડે ત્યાં શ્રીહરિનું શરણ લેવું કહ્યું છે—

दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे ।
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ॥
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ।

માટે શ્રીહરિ ભક્તને લૌકિક ક્લેશ પમાડે છે, તેનો હેતુ શું? કે સંસારમાં દુઃખ દીઠા વિના મનની આસક્તિ સંસારથી છૂટે નહિ, અને સંસારનું સુખ જે વિષયાદિ, તે તો વિષતુલ્ય છે, અને જન્મમરણનું કારણ છે, અને નાશવંત છે, તે મળ્યા પછી નાશ પામે, ત્યારે અત્યન્ત ક્લેશપ્રાપ્તિ થાય, માટે શ્રીભગવાન્ પોતાના ભક્ત હોય તેને લૌકિકમાં આસક્ત થવા દેતા જ નથી,

તે શા માટે ? કે–પોતાના ભક્તને અલૌકિક સુખ આગળ આપવું છે, તે માટે પ્રભુ સંસારનું સુખ ભાગી નાખે છે, તે હિત વિચારીને, કે–પોતાના ભકતને આગળ અલૌકિક સુખ આપવું છે. તે માટે અત્યન્ત સંસારનું દુઃખ પામે તદપિ શ્રીહરિને વિષેથી પ્રીત ન ખસે, ત્યારે તેને પ્રભુ અંગીકાર કરે, તેનું દૃષ્ટાન્ત, કે–જેમ શેર બશેર સોનાનો ગડો ઘરમાં મુકી છાંડયો હોય, તે ઘરનો ધણી જાણે કે–એ છે તો મારૂં જ, પણ મને સુખરૂપ તો નથી. ત્યારે કોઈએકે પૂછ્યું કેતે તમારા અંગીકારમાં કેમ આવે ? ત્યારે તે સોનાના ધણીયે કહ્યું કે–તે જ્યારે ઘણીએક પ્રકારે દુઃખ સહન કરે, અને આભૂષણરૂપ થાય, ત્યારે મારા અંગીકારમાં આવે. તે તેનો પ્રકાર કહીયે, તે સાંભળો. કે–પ્રથમતો સોનાને અગ્નિમાં તપાવે, અને પછી તેને હથોડાવડે ટીપે, પછી તેને જતરડામાં ઘાલીને ખેંચે, પછી વાંકુચુંકુ મરડીને સાંકળી ગુંથે, ત્યારે તે ધણીના કંઠમાં પહેરવા વેગા આવે. એ પ્રકારે બીજાં આભૂષણ સઘળાં કષ્ટ સહન કરે, ત્યારે અંગીકારમાં આવે. એજ રીતે મોતીની છાતી ઉપર સાર મુકે અને ન ફાટે, ત્યારે ઘરધણીના ગળામાં માળા થઈને પડે, ત્યારે તે ધણીને પ્રિય લાગે, એમ ચંદનનું મોટું કાષ્ટ ઘરમાં હોય, પણ વગર ઘસાયે ધણીના અંગીકારમાં ન આવે, ઇત્યાદિ દૃષ્ટાન્તે હરિભકતે સમજી લેવું. કે–હું સુવર્ણ, મોતી, ચંદનની પેઠે તનમનને તપાવીને ભગવત્સેવા કરીશ, અને મને અભાવ નહિ આવે, ત્યારે હું અંગીકારમાં આવીશ, તો પ્રભુને પ્રિય લાગીશ. એમ પોતાના મનમાં સમજી લેવું. કે–હું પ્રભુનો તો કહેવાયો, પણ પ્રભુનો સંબંધ મને નથી, અને મારો સંબંધ પ્રભુને નથી, ને તેમાં સ્વામિસેવક બન્નેને સુખ નથી. વળી ત્યારે હે શિષ્ય ! તું એમ કહીશ કે–એ દુઃખ આવે તે શી રીતે સહન થાય ? તે તું

સાંભળ કે–જે કોઇ ભગવદીયજન આપણાથકી ઘણું દુઃખ પામ્યા હોય અને પ્રભુને ન ભૂલ્યા હોય તેનું દૃષ્ટાન્ત આપણે જોવું. અને વળી તેવું શાસ્ત્રમાં પણ વચન લખ્યું છે–

न दुःखं पञ्चभिः सह

અને વળી ત્યારે તું કહેશે કે–જે જગત્‌ના જીવ દુઃખ પામે છે, તે તો પોતાના કર્મે કરીને પામે છે, તે તેનું વચન મીમાંસાશાસ્ત્રમાં લખ્યું છે શ્લોક–

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
कृतकर्मक्षयो नास्ति कल्पकोटिशतैरापि ॥

અને વળી ત્યારે તું કહેશે કે સંસારીજીવને તો કર્મજનિત દુઃખ છે, તે તો સંભવે. પણ શ્રીહરિશરણાગતજીવને તો કર્મ ભોગવવાં પડતાં નથી, તે શ્રીહરિના નામના બલવડે સંચિતક્રિયમાણ અને પ્રારબ્ધ, એ ત્રણે ભસ્મીભૂત થાય છે. તે તુકારામ ભગવદીયે ગાયું છે. "સંચિતક્રિયમાણ ભોગ નામાસી ટળતી ત્રિવિધ રોગ." અને વળી પુરાણાન્તરે વચન.

मदर्थे सकलं कर्म त्यक्त्वा ये शरणागताः ।
तस्य कर्माणि कुर्वन्ति तिस्रः कोट्यो महर्षिणः ।
पुनः प्रह्लादसंहितायाम् ॥
कायिकं वाचिकं पापं मानसं समुपार्जितम् ।
श्रीरामस्मरणेनैव तत्क्षणान्नश्यति ध्रुवम् ॥

વચન તો ઘણાં છે પણ ગ્રન્થ વધી જાય માટે લખતા નથી, થોડામાં જાણજો, વળી એક વચન.

दैवं पैत्रं मानुषं च ऋणं तावद्देहास्थितम् ।
य वत्सवात्मना विष्णोः शरणं नैति मानवः ।

ત્યારે ભગવદીય જનમાં શ્રીહરિશરણાગતિ અને શ્રીહરિનામ તો અખંડ હોય છે, ત્યારે કર્મજનિત દુઃખ તો ન જ સંભવે. ત્યારે મોટા મોટા ભગવદીય દુઃખ કેમ પામ્યા છે? એમ તું અમને પૂછીશ. તેનું સમાધાન સાંભળ, કે–भक्तपरीक्षकाय नमः એવું પ્રભુનું નામ છે, એટલે શું કે–વગર પાપે પણ પોતાના ભક્તને પોતે પીડા પમાડીને પોતે જ પરીક્ષા લે છે, ત્યારે તું કહેશે કે–ક્યાં ક્યાં લીધી? તે તુને તેનાં નામ કહું, તે તું સાંભળ. કે–ત્રિકર્મરહિત એવા જે શ્રીપ્રહ્લાદજી, તે મહાભક્તરાજ, તે પણ વિવિધ પ્રકારે અતિશય દુઃખ પામ્યા છે, પણ શ્રીહરિને નથી ભૂલ્યા. વળી પાંડવ મોટા હરિભક્ત, તે પણ ઘણી વિપત્તિ પામ્યા છે. તેને વિષે સંચિતક્રિયમાણ અને પ્રારબ્ધ, એકપણ સંભવતું નથી, અને શ્રીકૃષ્ણ જેના સુહૃદ્ કહેતાં વહાલા છે. તદપિ તે દુઃખ ઘણું પામ્યા છે. તેમાં શ્રીભાગવત પ્રથમ સ્કન્ધ ભીષ્મવાક્ય છે.

यतो धर्मसूतो राजन् गदापाणिर्वृकोदरः ।
कृष्णोस्ति गाण्डिवं चापं सुहृत्वकृष्णस्ततो विपत् ।

વળી મયૂરધ્વજ રાજાની પરીક્ષા લેવા માટે શ્રીહરિએ બ્રાહ્મણનું રૂપ ધરીને માથા ઉપર કરવત મુકાવીને સ્ત્રીપુત્ર પાસે માથું વહેરાવ્યું. તદપિ રાજા સત્યથી ન ચૂક્યો, ત્યારે પ્રત્યક્ષ દર્શન આપીને પ્રસન્ન થયા, વળી તુકારામ ભગવદીયને ખર (ગધેડા) ઉપર બેસાડીને જગત્‌માં હાંસી કરાવી? તદપિ પ્રભુ ઉપર અભાવ ન આવ્યો, વળી રુક્માંગદ રાજા ભક્ત હતો, તેના પુત્રનું માથું અપ્સરાદ્વારા ખાંડણીયામાં ખંડાવ્યું, તદપિ ભક્તિથકી ચળ્યો નહિ. વળી શ્રુતદેવ, સુદામાજી, વિદુરાદિક ઘણા ભક્તને અત્યન્ત દારિદ્ર દુઃખે કરીને પીડ્યા, તદપિ ભક્તિ

હરિની ન ભૂલ્યા. એ રીતે અંબરીષ, વિભીષણ, વ્રજવાસી, મીરાં, જયદેવજી, જની, (નામદેવની દાસી) નરસિંહમહેતા આદિ અનેક ભકતને પીડા પમાડી અને પરીક્ષા લીધી છે, તદપિ તે હરિભજનથી નથી ભૂલ્યા, ત્યારે તેને પછી પ્રભુએ પ્રાણપ્રિય કર્યા. માટે હરિભકતને દુઃખ તો હોય જ. પણ દેખીને બીહવું નહિ. માટે જેમ રાખે તેમ રહીને પણ હરિભજન કરવું. વળી મોટા ઇશ્વરાવતાર, ઇશ્વિરસરખાએ પણ અત્યન્ત દુઃખ મનુષ્યનાટચે કરી સહન કર્યું છે, તોપછી આપણે જીવ તો પાપરૂપ છીએ, તેને દુઃખ સંભવે જ. તે ઉપર રસિકરંજનગ્રન્થે કવિત–

મનોવ્યથા વ્યાસસહી તનપીડા તુલસીમાધો;
કટુબચન ધ્રુવજી નલ કષ્ટ દીનો કલિહેં;
શિવજીકો બ્રહ્મકપાલ બ્રહ્માકો અપકીર્તિ;
પાંડવ મહાદુઃખી જદપિ સહાય કૃષ્ણ બલિહેં;
આપ રામચન્દ્ર મનુષ્યનાટય દુઃખ બહુત સહે;
દુષ્ટાધીન તાકો કષ્ટ સહ્યો જનકલલીહેં;
ઇત્યાદિક બડે તીનહું બીનાપાપ તાપસહે;
તુ કિલ્બિષ કોશ દયા તેરી કહા ચલીહે;

કવિત—

દ્રૌપદીજુ પાયે દુઃખ સહીહેં પ્રલ્હાદપીડા;
અમ્બરીષ રુકમાંગદ દુઃખતે અઘાયેહેં;
ભીષ્મજુ બિભિખનજુ પાંડો નલ હરિશ્ચન્દ્ર;
ધ્રુવ કુન્તા ચન્દ્રહાસ્ય; દુઃખીભયે ગાયેહેં;
મહેતાજી મીરાં જયદેવ જની તુકારામ;
માધોદાસ તુલસી પીપાદિ કહું પીરાયેહેં;
હરિભક્ત દુઃખતો અવશ્ય દયા ડરો મતી;
બીના કષ્ટપાયે કહો કોન કૃષ્ણ પાંયેહેં.

માટે હરિભજતાં દુઃખ ન સમે ત્યારે હરિભક્તને બીજો ઉપાય કશો કરવો નહિ, એ દુઃખ સમવાને માટે પ્રભુવિના કોઈ અન્યની પ્રાર્થના કરવી નહિ. એ હરીચ્છાજનિતદુઃખ તે અન્યથી મટે નહિ, અને અન્યાશ્રય થાય તે પ્રભુને રુચે નહિ, અને અતિશયદુઃખે વ્યાકુલ થવાય, અને વિનતિ કર્યાવિના ન રહેવાય, ત્યારે કેવલ એક શ્રીપ્રભુની જ વિનતિ કરવી. તે મોટાએ કરી છે. શ્રીહરિરાયજી ગોસ્વામિસરખા સમર્થ તીયાંણે; (તેમણે) કષ્ટવિકલતા સમયે ગાયું છે તે પદ—

અહો હરિ દીનકેજુ દયાલ, કબ દેખોંગે દશા હમારી;
ગ્રસતહેં કલિકાલ; અહો હરિ દીનકેજુ દયાલ. ॥૧॥
સકલસાધન રહિતમોંસો; ઓર નાહીં ગોપાલ;
કરતહોં વિપરીત સાધન; ચલત ચાલ કુચાલ. અહો હરિ૦॥૨॥
કાહા સુમરન કરૂં તિહારો પર્યો મહા જંજાલ;
કાટવેકો નહિ સમરથ; તુમબિના નન્દલાલ. અહો હરિ૦॥૩॥
તુમબિના કાસોં કહુ; વ્રજપતિ ! યહ મેરે હાલ;
હસત કહાં હરોં આરતિ કરોં રસિક નિહાલ. અહો હરિ૦॥૪॥

વળી એકજોડાનું પદ—

હરિ યહ કોન રીત ઠરી ( ટેક )
દાસ દુઃખસુખ હોત વિમુખન બડી લાજ ઘટી; હરિ યહ૦॥૧॥
ભેદ પથ શ્રીભાગવતકી બધી મેંડ કટી;
દેખિ યહ બિધિ સબનકી મતિ ભજનતેં ઉછટી; હરિ યહ૦॥૨॥
કરય દુઃસંગ સુસંગ તજકે બિસરી જાય ઘટી;
કુમતિયપાવસ કુપજલટ્યો આપતેં ઉપટી; હરિ યહ૦॥૩॥
કરન હારે હોં કહાં પ્રભુ ! જાત ગતિ નટરી;
ચરનપર જે હોત તીનકી હોત બાત ઉલટી; હરિ યહ૦॥૪॥
કાંહાં ગીતા ભાગબતમેં કહી બાત નટી;
કાંહાં ફૂલકી ચીઠી સબકી એક બારફટી; હરિ યહ૦॥૫॥

હમારી યહ બેરમનસા દાંનતેઉહટી;
રસિક તુમસો જીભ કહે કહે ફુલતફુલત છટી; હરિ યહ૦॥૬॥
पुनः श्रीहरिरायजीकृत श्लोक
सर्वज्ञ सर्वसामर्थ्य सह्यते केन हेतुना।
दीनदुःखं दुष्टजनजनितं परमं प्रभो।
અને વળી તુકારામભગવદીયે પણ ગાયું છે તે અભંગ—
फारसांगे पुराणवक्ता हरिकर्ता त्राता संहरता;
तुझी सत्ता सर्वा वरि मझ लाभासें नाहीं खरी;
माझा प्रारब्धाचा बल तीथें तुं झाला निर्बल;
माझी प्रारब्धाची रेख तीथें कोण मारी मेख;
काय सांगु पुंढरीनाथा कुणा शरण जाउं आता;
दुजा दाखवावा धणी; त्यासी घालुं लोहां गणी;
तुका म्हणे सांगतों; तुझी माझी हा फझेती;
અને વળી એક મહેતાજીના કીર્તનની ફટ્ટીકા—
તું કસો ઠાકુર હું કસો સેવક માઝા કર્મચ્યા લેખ મેટ્યા ન જાયે;
વળી બીજા કીર્તનની ફટ્ટીકા—
દુ:ખ ને સુખતો જીવ સહુને અડાં તારૂં શરણ સાહ્યાતણો સો છે વ્હેરો;
બરદધારી ધસોં; દૃષ્ટિ આગળ વસો; કામવેળા કરે કાં ન બેરાં.
એમ ઘણા ભગવદીય ઘણે દુ:ખે વ્યાકુલ થયા ત્યારે શ્રીપ્રભુને ઠપકા તો દીધા; પણ દુ:ખ દેખીને ભજન ન મુક્યું. તેમ કોટી કલ્પના કહાઢીને હરિભજન કરે તે હરિભક્ત સાચા, એ લક્ષવાતની એકવાત છે. એટલામાં સમજી લેવું.

ति श्रीकृष्णजनकाविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभक्तमनमोहन्यां चतुर्थप्रश्नोत्तरं समाप्तम्॥

श्रीकृष्णाय नमः

# પંચમ પ્રશ્ન

## અનન્ય ભક્ત અને ભકતાધીન ભગવાન્

## ભકત અને ભગવાન્ સરખા છે.



વે વળી શિષ્ય બોલ્યો કે—આપે મુને ભગવદ્દીય દુઃખ બહુધા કરીને પામે છે તેનો હેતુ તો સમજાવ્યો. તે હું સારી પેઠે શાસ્ત્રના સંમત યુક્તિ દૃષ્ટાન્ત વડે સમજ્યો. ભગવદ્દીયને દુઃખ જે છે તેમાં અન્તર્ભૂત સુખ છે, તે હું સમજ્યો પણ વળી એક હાવાં (હમણાં) મુને સન્દેહ ઉત્પન્ન થયો છે કે—શ્રીભાગવત એકાદશ સ્કન્ધમાં શ્રીભગવાને શ્રીમુખે કહ્યું છે કે—"મારા—એવા પણ ભકત છે કે—જેની પછવાડે હું નિત્યપ્રતિ ફરૂં છું, અને તેના ચરણની રજ મારા ઉપર પડે તો કેટલાએક બ્રહ્માંડ

પવિત્ર થઈ જાય." તે ઠેકાણે સન્દેહ થાય છે કે–ભગવદીય મોટા તે શ્રીભગવાનને ભજેથી થયા છે, તેના ચરણની રજ શ્રીભગવાનને પાવન કરે, તે કેમ સંભવે? તેનું હાર્દ હોય તે કહો.

ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે–હે તાત! તેં જે પૂછ્યું તે વાત તો ખરી છે, કે–શ્રીમુખે શ્રીભગવાને એમજ કહ્યું છે તે વચન તને કહી દેખાડું, તે તું સાંભળ.

निःस्पृहं मुनिनं शान्तं सन्तोषिसमदर्शिनम् ।
अनुव्रजाम्यहं नित्यं पूये यस्याङ्घ्रिरेणुभिः ॥

આ વચન શ્રીભગવાનના શ્રીમુખનું છે, તે ભગવદીયના ચરણની રજ શ્રીભગવાવને પાવન કરે, તે વાત ઘણી આશ્ચર્યરૂપ તો ખરી; પણ તેનું હાર્દ ઘણું ગૂઢ છે, તે તુંને સમજાવીને કહીયે તે તું સાંભળ. "શ્રીહરિને સર્વ ધર્મ કરતાં અનન્યભક્તિ શરણાગતિ ઘણી પ્રિય છે, તે પોતાથકી અનન્યભાવ બનતો નથી, કેમકે પોતે સર્વેશ્વર છે, અને સર્વાશાપૂરક છે, તે સર્વના મનનું સમાધાન તો કરવું જોઈએ, ત્યારે પોતાથકી અનન્યતા કેમ બની આવે? નજ બની આવે. અનન્યભાવવાળા જે ભગવદીય છે તે પ્રભુને પ્રાણ થકી ઘણા પ્રિય લાગે છે, તે કેમ જાણીએ? શ્રીભગવદ્ગીતામાં શ્રીભાગવતાદિમાં અનન્ય ભાવ પોતે ઘણો વખાણ્યો છે. તેનાં વચન શ્રીગીતાજીના નવમાધ્યાયમાં બાવિશમા શ્લોકમાં કહ્યું છે–

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः

પુનઃ અષ્ટાદશમાધ્યાયમાં-

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

માટે જેને પ્રભુનો અનન્ય આશ્રય હોય, નિઃસ્પૃહી હોય કોઈની આશા શ્રીપ્રભુ વિના ન રાખે; માટે શ્લોકના મૂલમાં નિઃસ્પૃહ કહ્યું છે તે અનન્ય છે માટે, તેનાં ચરણની રજથી પોતે પવિત્રતા માને છે. ગૂઢ હાર્દ તે એ છે કે-એ ઠેકાણે અનન્ય ભગવદીય તુલસીદાસનું પણ વચન છે.

દુહા

બનેસોં રઘુ વરસોં બનો કે બીગરો ભરપૂર;
તુલસી બને જુ ઓરસોં વે બનવેમેં ધૂર;
પ્રભુકોં સેવક બહુતહેં સેવકકાં પ્રભુ એક;
તુલસી તીનકો ધન્યહેં જીનકે હિરદે ટેક;
કામી તરે ક્રોધી તરે લોભીકી ગત હોય;
તુલસી સરલ સંસારમેં તર્યો ન દેખ્યો કોય;
*બિધક બિંધ્યો †સુરસરી પરયો ઉલટ ઉઠાઈ ચાંચ;
તુલસી ચાતક મરતહું રાખી અપની ખાંચ; ॥ ૪ ॥

અને વળી પરશુરામ ભગવદીયનું વચન—

દુહા

અપુને અપુને ઇષ્ટ કોં નમન કરે સબ કોય;
ઇષ્ટ બીહોનાં પરશુરામ નમેજુ મુરખ હોય;

---

* પારધીએ ચાતક બિંધ્યો તે શ્રીગંગાજીમાં પડયો. તોપણ પોતાનો (સ્વાતિ બુન્દ પીવાનો ટેક રાખવા માટે ચાંચ ઊંચી કીધી પણ ગંગાજળ પેશવા ન દીધું-(ભાવાર્થ)

અને વળી નરસિંહમહેતાજીના વચનની ફટ્ટીકા;—
ગમ્યોરે એક ગોપીનો વ્હાલો અવર બીજાનું મ્હારે કામ કશું;
આપતણા સમખાઈને કહું છું; નંદલાલ વસો તે ગામ વસું;
અને વળી એક અનન્ય કૃષ્ણ ભકતનું વચન—

દુહા

રાધાવર સૂં જો બને તામેં હમકો સ્વાદ;
દયા બનેં જો ઓરસોં; હમરે હરપરસાદ;+

અને વળી માણેકચંદ ભગવદીયનું પદ—

પદ

હોં સેવું ગિરિધર ને છબિલો; મોહનલાલ રંગીલો શ્યામ-
ઓર અનેક ઓતાર ધરે હેં તાસું મેરે નાહીંન કામ;
જનની જસોદા પિતાનંદજી; બડભૈયા જાકે બલરામ;
જાકી પ્રિયા વૃષભાનુંનંદિની; રાધા પ્યારી જાકો નામ;
ગિરિગોવર્ધન વ્રજ વૃન્દાબન મથુરા નગરી ગોકુલ ગાઉં;
માનીકચંદ્ર પ્રભુ સદા બિરાજો; નિતપ્રતિ બ્રાજમેં દરસન પાઉં;

વળી શ્રીસુરદાસજીનું કીર્તન—

હમ તો ચેરેહેં યહ ઘર કે (ટેક)
બીના હી મોલ બિકાનેં લીનેં સેવક સાંમા બરકે; હમતો (૧)
તીનકો કોન બાતકી ચિંતા બાસી કલ્પતરુબરકે;
સો કૈસેં કે પ્યાસ મરેંગેં મીન માંનસરબરકેં (૨)
ચંડીભૂત પ્રેત નહિ માંનું નાંહી ઉપાસક હરકે;
શ્યામા શ્યામ છોંડીકેં સુરજયોં ઓરભજે સુત ખરકેં;

અને વળી શ્રીતુલસીદાસજીનું અનન્યતાનું કવિત છે—

(कवित)

છાંડકે રઘુનાથ રામ; ઓરકા જો લેઉ નામ;
કાટીયોં કટારી લેં કે; જીભમેંરી પેંડતેં;

+શિવનિર્માલ્ય.

દેવી શિવ દેવાલય જાઉં; દેવ દર્શકો જો ધાઉં;
જાનીયો કુજાત જાત; ખરો ખુરો છેડતે;
ત્યાગકે કૌશલ્યાધીશ ઠોરે ઠોરે નાઉં સીસ;
કાઢીયો કડી ન ખાલ; પાવનકી એકનેં;
તુલસીદાસ સૂજી એસી મૂલતુલ ડારી કેંસી;
પૂજી એક ગૌકો દયા રાખું પસુ ભેડતેં;
પુનઃ પુરાણાન્તરે વચન—

नान्यं स्मरामि न शृणोमि न चिन्तयामि
नान्यं भजामि न वदामि न चाश्रयामि।
भक्त्या त्वदीयचरणाम्बुजमादरेण
श्रीश्रीनिवास पुरुषोत्तम देहि दास्यम्।
वासुदेवं परित्यज्य योन्यदेवमुपासते ॥
तृषितो जह्नवीतीरे कूपं खनाति दुर्मति
नान्यं देवं नमस्कुर्यात् नान्यं देवं निरक्षयेत्
नान्यं प्रसादं मानेहं नान्यदायतनं व्रजेत् ॥

(पाण्डवगीता.)

ઇત્યાદિ વચન તો ઘણાં છે પણ થોડાએકમાં સમજી લેજે કે—અતિશય સમજેલા ભક્ત તે અનન્યભક્તિ જ કરે છે, તે માટે તે પ્રભુને ઘણા પ્રિય લાગે છે, અને અનન્યભક્તિને વશ શ્રીપ્રભુ છે, તે શ્રીમુખે શ્રીગીતાજીમાં પોતે જ કહ્યું છે—તે શ્લોક—

भक्तया त्वनन्या शकयः अ. ११ श्लो. ५४

પુનઃ શ્રીજગન્નાથરાયજીના શ્રીમુખનો શ્લોક—

एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव
मन्त्रोप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा।

पुनः श्रीविठ्ठलेश्वरगोस्वामिनोक्तम्
जानीत परमं तत्त्वं यशोदोत्सङ्गलालितम् ।
तदन्यदिति ये प्राहुः आसुरास्तान् अहो बुधाः ।
अहं कुरङ्गीदृग्भङ्गिसङ्गिनाङ्गी कृतोस्मि यः।
अन्यसम्बन्धगन्धोपि कन्धरामेव बाधते ।। "भक्तिहेतु"

તે સાંભળીને શિષ્ય બોલ્યો કે–મહારાજ ? અનન્યભક્તિ પ્રભુને ઘણી પ્રિય કહી, તે વાતતો મારા હૃદયમાં બેઠી; પણ તેમાં એક સન્દેહ થાય છે, કે–તે ભક્તિ જે કેવલ પ્રીતિ, તે પ્રીતિ વડે જ પ્રભુ પ્રસન્ન થાય કે બીજો ઉપસ્કર કશો જોઈએ ? ત્યારે શ્રીગુરુદેવ બોલ્યા કે–હે તાત ! શ્રીજીતો કેવલ શુદ્ધપ્રીતિ થકી જ પ્રસન્ન છે. તેમાં પુરાણાન્તરે વચન છે.

व्याधस्याचरणं ध्रुवस्य च वयः विद्या गजेन्द्रस्य का;
कुब्जायाः कमनीयरूपमधिकं किं तत् सुदाम्नो धनम् ।
का जातिर्विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषं
भक्त्या तुष्यति केवलं न तु गुणैः भक्तिप्रियो माधवः ।।

અને વળી ગોવિન્દ સ્વામિભગવદીયે પણ ગાયું—પદ:

પ્રીતમ પ્રિતહી તે પૈયે (ટેક

જદપિ રૂપ ગુન શીલ સુઘડતા ઈન બાતન ન રીઝૈયે,
સતકુલ જનમ કરમ સુભલછન બેદપુરાન પઢૈયે;
કહેં ગોવિન્દ બીનસ્નેહ સુવાટયોં રસના કાજુન ચયેં.
પ્રીતમ–॥૨॥

ત્યારે તું કહેશે કે–એટલા ગુણ કહ્યા પણ એટલા ગુણ જેમાં ન હોય અને હીનજાતિ હોય, અને કેવલ શુદ્ધભક્તિ જ હોય, તેને શ્રીહરિ પ્રસન્ન થયા હોય, તેનાં મુને નામ કહી બતાવો; ત્યારે મુને વિશ્વાસ આવે. એવું સાંભળીને શ્રીગુરુદેવ

બોલ્યા કે—સાંભળ, અલ્યા શિષ્ય ! તેનાં નામ કહીએ છીએ કે—સર્વથકી અધમોધમ જે શ્વપચ(ચાંડાલ;) તેને પણ જો અનન્ય-ભક્તિ પ્રાપ્ત થઈ હોય તો તે થકી વિપ્ર દ્વાદશ ગુણે સંયુકત હોય અને ભગવચ્ચરણારવિન્દ થકી વિમુખ હોય તો તે થકી ભકત શ્રીહરિનો શ્વપચ શ્રેષ્ઠ જાણવો. તેનું વચન સપ્તમસ્કન્ધ પ્રલ્હાદ વાકય છે. સ્કં૦ ૭–૯–૫૦

विप्राद्विषड्गुणयुतादरविंदनाभविदारविन्दतिमुखात् स्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राणं पुनातु सकुलं न च भूरिमानः

पुनः दशमस्कन्धे ऋषिवाक्यं—अ. २३–४०

धिग्जन्म नस्त्रिवृद्विद्यां धिक्व्रतं धिक् बहुज्ञताम् ।
धिक्कुलं धिक्क्रियादाक्ष्यं विमुखा येत्वधोक्षजे

માટે બ્રાહ્મણ સર્વગુણસંપન્ન હોય અને શ્રીહરિથી વિમુખ હોય તો આ બન્ને શ્લોકમાં કહ્યા તેવા જાણવા, અને જો શ્રીહરિની ભકિત યુક્ત હોય તે તો સર્વોત્કૃષ્ટ જાણવા,

તેનું વચન શ્રીગીતાજીમાં શ્લોક—

स्त्रियो शूद्रास्तथा वैश्यास्तेपि यान्ति परां गतिम् ।
किं पुनः ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा
मम भक्तियुक्तो भुवनं पुनाति ।

તે તું જો કે દામાજીપંત દક્ષિણીબ્રાહ્મણ હરિભક્ત હતા, તેને અર્થે શ્રીવિઠ્ઠલનાથજી મહારનું રૂપ ધરીને તીહાંનું (તેમનું) સંકટ જાણીને બાદશાહને ઘેર પોતુ ભરી આવ્યા, વળી એક-નાથને ઘેર તથા ત્રિલોચનને ઘેર શ્રીહરિએ જલ ભર્યું છે, અને નામદેવાદિકને કાજે પાડાને પશ્ચાદ્દ્વારે (ગુદાદ્વારે) શ્રીહરિએ

વેદોચ્ચાર કરાવ્યો છે, અને શ્રીજગન્નાથરાયજીએ માધવદાસનું મલમૂત્રાદિ ધોયું છે. અને નરસિંહ મહેતાજીના પિતાનું મહેતાજીનું સ્વરૂપ ધરીને શ્રીહરિએ પોતે શ્રાદ્ધ કર્યું છે, અને વળી નામદેવ દરજીનું છાપરૂં પોતે શ્રીહરિએ છાયું છે, અને વળી સેનાનાપિક ભક્તનું સંકટ જાણીને પોતે નાપિક રૂપ ધરીને રાજાનું મુંડન કીધું. અને વળી સદના કસાઈને ઘેર માંસ તોલવાનું કાટલું પોતે થયા, અને વળી જની (નામદેવની દાસી) તેનું દળણું દલ્યું, છાણાં વીણી આપ્યાં, અને વસ્ત્ર પણ ધોઈ આપ્યાં. વળી ગોરાકુંભારનાં ભાંડ પાત્ર પણ ઘડયાં, વળી સાંમતામાળીને પણ ઘણી સાહાય્ય કરી છે. અને વળી મેહાઢિમ્મરને પણ શ્રીજીએ ઘણી કૃપા કરી છે. અને વળી રઈદાસ ચમારને ઘેર ચર્મનાં વસ્ત્ર પહેર્યાં છે, અને વળી યવન અલીખાન પઠાણની પુત્રી ખાનજાદી, તેની સંગે શ્રીજી રંગે રમ્યા છે, અને વળી રજસ્વલા ગણીકાના હાથનો પોતે શ્રીમસ્તક નમાવીને મુકુટ લીધો છે, અને વળી મીરાનું વિષાદિસંકટ ટાળીને પતિભાવે સાક્ષાત્ રમ્યા છે, અને વળી ભક્ત આશકરણરાજા માટે તેના શત્રુ જોડે યુદ્ધ કરવા શ્રીજી ગયા છે, અને વળી કરમાભક્ત આચારરહિત હુતી, તેનો ખીચડો આરોગ્યો, અને વળી સબરી ભીલડીનાં ઉચ્છિષ્ટ બોર આરોગ્યાં, અને વળી પદ્મનાભદાસ ભક્ત માટે નાવના ખેવટીઆ પોતે થયા છે, અને વળી વાલ્મિક શ્વપચ્ભક્તને માટે પાંડવને ઘેર ભોજન કરાવીને પોતાનો પાંચજન્ય શંખ બોલાવ્યો. અને વળી ચોખામેલ શ્વપચ્ભક્તની સ્ત્રીની સુવાવડ પોતે નણંદ થઈને કરી, અને વળી મોહનાશ્વપચ્ભકતની ખાંધે શ્રીજી બેઠા, એ ઇત્યાદિ અધમભકતનાં અનુચિત કાર્ય શ્રીજીએ કર્યાં છે, તો ઉત્તમ ભકતનાં કાર્ય કરે તેમાં આશ્ચર્ય જ શું ? માટે ઉત્તમાધમા જાતિનું કંઈ પ્રમાણ શ્રીહરિના ઘરમાં નથી; માટે

શ્રીહરિભકિત કરે તે હરિની બરોબર જાણવો, એમ શ્રીહરિએ પોતાને મુખે કહ્યું છે. તેનું વચન નરસિંહ મ્હેતાના કીર્તનની ટ્ટીકામાં છે.

મ્હારા ભકતની જોડે હું પાળો પલીયો;*
મ્હારા હાથીની સ્હાય કરવારે;
ઉંચનીચ કુલ કંઈ હું ગણું નહિ;
મુને ભજે તે મુજ જેહેવારે; ।

એમ શ્રીજીએ કહ્યું છે; અને વલી પરમેશ્વર થકી ભકત મ્હોટા; તે શી રીતે ? કે–વેદમાં કહ્યું છે તે વચન योयच्छ्रद्धः स एव सः । એટલે શું કે જેને જેની ઉપર શ્રદ્ધા હોય તેને તે રૂપ જાણવું. ત્યારે અનુમાન કરતાં એમ ધાર્યામાં આવે છે કે જીવ અધમ છતાં તેણે ઉત્તમોત્તમ જે શ્રીપ્રભુ તેની ઉપર શ્રદ્ધા રાખી ત્યારે એ ઉંચી સીડીએ ચઢયો; અને શ્રીપ્રભુએ જીવકોટીમાં એવો જે ભકત તેની જોડે પ્રીતિ કરી ત્યારે શ્રીપ્રભુ નીચી સીડીએ ઉતર્યા ઠર્યા; માટે પ્રભુ થકી ભકત મોટા ઠર્યા; અને પ્રભુને ભકિત ઘણી વ્હાલી છે તે ભકિતમાટે ચહાય તે કરે, એ સિદ્ધાન્ત સમજી લેવો.

**इति श्रीकृष्णजनकविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभक्तमनमोहन्यां पञ्चमप्रश्नोत्तरं समाप्तम् ॥**



---

* પગે ચાલીને ગયો

શ્રીકૃષ્ણાય નમઃ

# ષષ્ઠ પ્રશ્ન

## ભક્તને લૌકિકાસક્તિ કેમ સંભવે ?




ળીં શિષ્ય બોલ્યો–કે મહારાજ! આપે અનન્યભકતને શ્રીહરિએ પોતાના બરોબર કહ્યા, અને પોતાનાથી અધિક પણ કહ્યા તેનું હાર્દ તો હું સમજ્યો, તે મારા હૃદયમાં બેઠું, પણ વળી એક મુને સન્દેહ ઉત્પન્ન થયો છે કે–કેટલાએક ભગવદીય શ્રીહરિના સુખના અનુભવી હોય છે, અને તેનું મન કાંઈએક લૌકિકાસકિતમાં રહે છે તે કેમ સંભવે ? તેનું કારણ હોય તે કહો. એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે–શ્રીહરિસુખના અનુભવી તેં જે કહ્યા તે એ હરિસુખનો અનુભવ કાંઈ સાધન–સાધ્ય નથી, તે તો પ્રભુની પરિપૂર્ણ કૃપા હોય તેને એ વસ્તુ હોય, ત્યારે પ્રભુએ પાછું વિચાર્યું, જે મેં એ ભકતને કૃપા કરીને મારા અનુભવનું સુખ એને આપ્યું, પણ આખર

જીવકોટીમાં એ ભક્તનો જન્મ છે, તેથી એને અહંકાર ઉત્પન્ન થશે, શી વાતનો ? કે–મોટા મોટા સાધનવાળાઓને મારા જેવો હરિસુખનો અનુભવ નથી, અને મને થાય છે, તે હું સર્વથી મોટો છું. એવો વિચાર મનમાં આવે ત્યારે અહંકાર તો મુને ગમશે નહિ, ત્યારે ગર્વગંજન એવું મારૂં નામ છે, માટે ગર્વ-ભાંજવાને અનુભવ હું બંધ કરીશ, ત્યારે મારા વરદને પણ લાંછન લાગશે, જે શિવાદિકનો આપેલો અનુભવ જાય, પણ મારો આપ્યો અનુભવ હું ખેંચી લઉં તે અતિશય અસંભવિત લાગે. તેનું શ્રીરામાયણને વિષે વચન છે–શ્લોક–શ્રીરામચન્દ્રજી પ્રત્યે શ્રીનારદજીએ કહ્યું છે, તે કયારે ? કે–લંકામાં કોઇએક ઉત્તમસિંહાસન હતું, તે નારદજી દેખતાં શ્રીરામચંદ્રજી એમ બોલ્યા–કે આ સિંહાસન આપણી અયોધ્યામાં મોકલાવો, ઘણું સારૂં છે. તે સાંભળીને નારદજી બોલ્યા કે–હે મહારાજ ! એ લંકાપુરી તો આપે સમુદ્રને તીરે વિભીષણજી આપને શરણ આવ્યા, ત્યારે આપે આવો લંકાપતિ, એમ કહીને બોલાવ્યા હતા. ત્યારે રાવણને મારીને આપે લંકા લીધી, તેતો ખરૂં, પણ વિભીષણને (લંકાપુરી) પહેલી આપે આપી છે; વાગ્દાન કર્યું છે, ત્યારે લંકાની સઘળી વસ્તુ તો વિભીષણજીની જ ઠરીસ્તો ત્યારે એ સિંહાસન અયોધ્યામાં મોકલવું આપણે કેમ સંભવે ? ના જ સંભવે. આપણા વરદને બટ્ટો લાગે. એમ કહીને ત્યાં વચન કહ્યું છે,

अहो राघव राजेन्द्र शतकल्पानुजीवितम् ।
न शृणोमि न पश्यामि स्वयं दत्तापहारिणम् ।

એવું વચન નારદજીનું સાંભળીને શ્રીરામચન્દ્રજી હસીને બોલ્યા કે–હે નારદ ! એ તો તારા મુખે કહેવડાવીને જગતને

જણાવ્યું. જે પ્રભુ બોલ્યા તે સત્ય જ હોય. માટે હે નારદ ?' કે કાલે હું અસત્ય બોલ્યો જ નથી, અને બોલીશ પણ નહિ એ મારી નિશ્ચય પ્રતિજ્ઞા છે (તેવો શ્લોક.)

अनृतं नोक्तं पूर्वं मे न च वक्ष्ये कदाचन ।
एतत्ते प्रतिजानामि सत्यं नैवत्यजाम्यहम् ॥

માટે હે શિષ્ય ! તું સાંભળ કે–મારૂં વચન સત્યજ છે, મેં આપ્યું તે ચલે નહિ, એવું પ્રભુએ કહ્યું. તે રીતે પ્રભુ પોતાના ભક્તને જાણીજોઈને અનુચિતકૃતિમાં–પ્રપંચવસ્તુમાં–કાંઈએક મોહ રખાવે છે. એ પ્રભુના પ્રેરેલી બુદ્ધિ કેમ જણાય? અનેક અશુભકૃતિ ઉપાય થકી મટે નહિ, તે પ્રભુ મટાડે ત્યારેજ મટે. કોઈ ભકતમાં કામવાસના, અને કોઈમાં ક્રોધ, કોઈમાં લોભ, મોહ, મદ, માત્સર્ય આદિ, કોઈ કોઈ દોષ તાદૃશી ભગવદીયમાં પણ પ્રભુના મુકેલા રહે છે. ભકત પ્રભુની વિનતિ બહુ કરે, પણ પ્રભુ મટાડે નહિ, તે શામાટે ? કે–પોતાના ભક્તનું એમાં હિત છે, તે પ્રભુ જાણે, એ ભકતના સમજ્યામાં ન આવે. એ અનુભવી ભકતને જોઈને જગતના જીવ સ્તુતિ કરે. જે તમો તો પ્રભુ જેવા મોટા કહેવાઓ, તે સાંભળીને મનમાં અહંકાર ન આવે, અને પોતાના દોષ સમજીને તે મનમાં ધિક્કાર માને. જે મુને તો લોક મોટો કહે છે, પણ હું તો અનિષ્ટ કર્મ કરનારો છું, એ બિચારા મારા કાલજાની વાત શું જાણે ? તે તો મારા અન્તર્યામી જાણે. એમ જાણીને પોતાના મનમાં ખરેખરી દીનતા આવે, તે ખરેખરી દીનતા દેખીને પ્રભુની કૃપા અખંડ એની ઉપર રહે, ત્યારે પેલી અનુભવેલી ભક્તિ એની પાસેથી દૂર જાય નહિં. અને વળી પોતાનો દોષ ભાસવામાં બીજા પણ ઘણા ગુણ છે, તે કહું તે સાંભળ.

કે-જગતના જીવના દોષ દેખીને એ તેની નિન્દા ન કરે, મનમાં એમ જાણે કે હું હરિભક્ત છું. અને અનેક દોષ મારા કાલજામાં છે, તો એ સંસારીમાં તો હોયજસ્તો, એમ સમજીને તેના દોષ હૈયામાં ન આવે; એ પણ મોટો ગુણ છે. પોતાના દોષ પોતાને ભાસે ત્યારે અખંડ દીનતા કાલજામાં રહે, ત્યારે હૃદય શુદ્ધ રહે. તેનું દૃષ્ટાન્ત કે-જેમ કોઈ અન્ન વાવવાનું ખેતર હોય તેમાં કાંઈ કંકુ હીંગલોકનું ખાતર નથી નંખાતું. ખાતર તે નીચ ઉકેડાનુંજ નંખાય. તે વડે તે ખેતર સુધરે, ત્યારે અન્ન બમણું ચોગણું પાકે. તેમજ દીનતા વડે ભક્તિ પણ કાલજામાં ઘણી ઉદય થાય, અને તે જે દોષ ઈચ્છાકૃત (ભગવાને) મુકેલા છે તે એને આગળ ભોગવવા ન પડે, તે કોની પેઠે કે-જેમ ભર્જિત અન્ન ન ઉગે તેની પેઠે. માટે હે શિષ્ય! તેં મને પૂર્વે પૂછ્યું હતું કે-ભગવદીયનું મન સંસાર-દુરાચરણમાં કેમ રહે? તેનો હેતુ હુતો તે અમ્યો (અમોએ) તુને કહ્યો. જે ભક્ત પોતાના બલથી પોતાની ઉત્તમતાનો અહંકાર ટાળી ના શકે, તે પ્રભુએ જાણીને પોતે પોતાના ભકતને અહંકાર ન આવે એવી યુક્તિ કરી. એમ સઘળી વાતે સમજી લેવું. કે-પોતાના ભક્તનું પ્રભુ સદા હિતજ કરે છે. અહિત કોકાલે થાતું જ નથી. ભક્ત સમજણ વિના અહિત સરખું દેખીને અહિત માને પણ અન્તર્ભૂત હિત જ હોય. એ ઠેકાણે શ્રીહરિરાયજી ગોસ્વામીનું વચન શ્રીશિક્ષાપત્ર ગ્રન્થોમાં છે.

अहितं निजभक्तानां न विदधाति कर्हिचित्।
समस्तानां सखा स्वीयभक्तानां न कथं भवेत्॥

વળી એક શ્રીમહાપ્રભુજીએ ગ્રન્થમાં શ્લોક કહ્યો છે તેની ટીકા લખીએ છીએ તે વચન.

हरिरत्र न शक्नोति कर्तुं बाधां कुतोपरे।

ત્યારે શિષ્ય બોલ્યો કે-હે મહારાજ! આપે કહ્યું તેમાં મુને એક સન્દેહ થાય છે, કે–સાચા હરિભક્તને પ્રભુ ઈચ્છાજનિત કુકૃતિ કરાવીને મનથી અધમતા અણાવે, લાવે એવું કંઇ પૂર્વે પુરાણુમાં લખ્યું છે, તેનો મુને સંમતિ આપીને કહો. અને વળી બીજી વાત એ કહો કે–સાચા ભગવદીય શ્રીભગવાનની ઈચ્છા વડે કુકૃતિ કરે, તે બીજા લોક દેખે તેને શું સમજીને નિંદા ન કરવી? દુષ્ટજન દેખે ત્યારે નિન્દાતો કરે તો, તેને પાપ લાગે કે નહિ? તે કહો. અને ભગવદીય ઈચ્છાજનિત વિપરીતાચાર કરે, તેને ન લાગે, તે કર્યા પછી કોને નથી લાગ્યાં? તેનાં નામ કહો. ત્યારે શ્રીગુરુ બોલ્યા કે–ઉત્તમ હતા તેને જાણી જોઈને પ્રભુએ અધમ કર્યા, તે પ્રભુની કૃપા ઘણી દેખીને પોતાની યોગ્યતા ન ભાસે, અને કેવલ શ્રીહરિની કૃપા જ ભાસે, તે અમે કહીએ, તે તું સાંભળ કે-દેવતા સર્વોત્કૃષ્ટ કહેવાય, તેને પ્રભુએ શ્રીરામાવતાર ધર્યો ત્યારે જાણીજોઇ ને વાનર કર્યા, અને પંક્તિમાં પોતાની સાથે ભોજનાદિકૃતિ કરાવી. પહેલા રૂપની તો વિસ્મૃતિ થઈ ગઈ છે. ત્યારે એમ વિચાર્યું કે પ્રભુકૃપા કરીને અમને પાસે બેસાડે છે, બાકી અમો વાનરજાતિને એવું સંભવે નહિ, તેનાં કંઈએક નામ કહીએ તે સાંભળ, કે–શ્રીમહાદેવજી તો હનુમાન રૂપે થયા, ઈન્દ્ર વાલીરૂપે થયા, અને બ્રહ્માજી જાંબુવાનરૂપે થયા, સૂર્ય સુગ્રીવરૂપે થયા, અને ઇત્યાદિ સર્વરૂપ ધરીને શ્રીરામચન્દ્રજીની સેવા વિષે રહ્યા. એ જ પ્રમાણે શ્રીકૃષ્ણાવતારમાં ગોપ પણ થયા છે, તીયાંને (તેમને) પ્રભુએ બરોબર સખારૂપ ગણ્યા, ત્યારે પ્રભુની કૃપા સમજ્યા. જો દેવતારૂપે બન્ને અવતારમાં જો પાસે રાખત, ત્યારે પોતાની ઉત્તમતા ભાસત, જે અમો પ્રભુ પાસે બેસવા યોગ્ય છીએજસ્તો, એમ અહંકાર આવત, તે

ટાલવા માટે વાનર–ગોપ–કર્યા. તેજ પ્રમાણે તું સમજી લેજે, કે– દૈવીજીવને બ્રહ્મસંબંધ કરાવીને ઉત્તમતા ઉદય કરી તેનો અહંકાર ટાળવા માટે અધમ કૃતિ કરાવી, તે અમોએ તને પૂર્વે કહ્યું છે.

વળી તેં બીજા પ્રશ્નમાં પૂછ્યું હતું કે–ભગવદીયને અધમ કૃતિ સ્વેચ્છાજનિત પ્રભુએ કરાવીને જેને નથી લાગી, તેનાં નામ કહીએ છીએ, તે સાંભળ. કે પરાશર મુનિ મોટા ભગવદીય, તેણે ન સંભવે એવી કૃતિ કરી. તે કેવી કે–શ્રીગંગાજી મધ્યે નાવમાં સૂર્યનારાયણના દેખતાં ઢિમ્મરની કન્યા, વળી કુમારી, તેનો બલાત્કારે સંબંધ કર્યો. તે સંબંધ વડે શ્રીવેદવ્યાસજી તત્કાલ પ્રકટ થયા. તે જો દોષ લાગ્યો હોય તો અહીંઆં ભગવદવતાર કેમ સંભવે! એ પ્રમાણે પૂર્વે કશ્યપ ઋષિએ પોતાની સ્વકીયા દીતિ તેણે સન્ધ્યાકાલ સમય પોતાના પતિ પાસે ઋતુદાનનો આગ્રહ કર્યો, ત્યારે તેને સ્વામિએ ના કહી, કે–હે સ્રિ! આ આ બે ઘટિકા શ્રીમહાદેવજીનો કાલ છે, તેને તું વ્યતીત થવા દે. પછી તું કહીશ તેમ અમો કરીશું. તેના આગ્રહને લીધે તત્કાલ સમાગમ કર્યો, એ કાલજદોષ હુતો, બાકી સઘળું ઉચિત હતું. તદપિ તે એક કાલદોષવડે હિરણ્યાક્ષ હિરણ્યકશિપુ બે અસુર પુત્ર જગતને દુઃખદાતા થયા ત્યારે પણ પરાશર મુનિને ત્યાંતો ચાંડાલ ઉત્પન્ન થવો જોઇએ. (પરંતુ) તેમના થતાં તે ભગવદવતાર શ્રીવેદવ્યાસજી પ્રકટ થયા. ત્યારે દોષ ક્યાં લાગ્યો? તે તું જોઇ લે. નથી જ લાગ્યોસ્તો. તેનું શ્રીભાગવત એકાદશસ્કન્ધમાં શ્રીભગવદ્વાક્ય.

बाध्यमानोपि मद्भक्तो विषयैरजितेन्द्रियः।
प्रायः प्रगल्भया भक्त्या विषयैर्नाभिभूयते ॥

ઇત્યાદિ વળી હાવાં (હવે) જો, કે-ધ્રુવજીએ કિંચિત્ પ્રાચીન વૈર સંભારીને હરિભકત થઇને સહસા કુબેરની પુરી સમીપે જઈને શંખનાદ કર્યો, કે-અમારા ભાઈને પૂર્વે તમારા યક્ષે માર્યો હતો. માટે અમારી સાથે યુદ્ધ કરવા નિકળો, પછી ત્યાં યુદ્ધ કર્યું અને કુબેરના કોટાનકોટ યક્ષ-પુણ્યજન માર્યા. અને રુધિરની નદી વહેવરાવી; તદપિ ધ્રુવજી શ્રીહરિના ભક્તનું અતુલ પરાક્રમ જાણીને કુબેર સામા આવીને કહ્યું કે-હે પુત્ર! અમો તારૂં યુદ્ધ દેખીને ઘણા પ્રસન્ન થયા છીએ, તું અમારી પાસે વરદાન માગ. ત્યારે ધ્રુવજીએ તો કાંઈ ન માગ્યું ત્યારે (કુબેર) પોતાની ઈચ્છાએ કેટલાંએક વરદાન આપીને પોતાને ઘેર ગયા. હાવાં (હવે) ક્રોધ કરીને કેટલાએક પુણ્યજન માર્યા, તેનું જોઈને (એમને) પાપ લાગ્યું હોય તો એનો એ દેહે વૈકુંઠમાં કેમ જાય? ત્યારે પાપ ન લાગ્યું ઠર્યુંસ્તો. વળી તું જો કે-અજામિલ સરખો પાપી, તે ભકિતનું એક અંગ જે-કોઇ ભગવન્નામ, એક નારાયણમાત્ર, એકવાર પુત્રને ઉદ્દેશીને ભયભીત થઇને કહ્યું, તદપિ તત્કાલ પાપમાત્ર ભસ્મીભૂત થઇ ગયાં, જો કર્યાં તેટલાં પાપ ભોગવવાં પડ્યાં હોત તો એને એ દેહે વિમાનમાં બેસીને વૈકુંઠમાં કેમ જાત? ત્યારે પાપ ન લાગ્યાં જ ઠર્યાંસ્તો. એ જ પ્રમાણે ગણિકા-મહા-*વ્યભિચારિણી-ને 'રા' ઉચ્ચાર માત્રે 'મ' કહ્યા વિના વૈકુંઠમાં ગઇ; તે જ પ્રમાણે ગીધને, તે જ પ્રમાણે પારધિને, ઇત્યાદિ ઘણાને શ્રીહરિના કિંચિત્ સંબંધમાત્રે વૈકુંઠ પ્રાપ્તિ થઈ, તેનું પુરાણાન્તરે વચન.

हत्यायुत पानस सहस्रमुग्रम् गुर्वाङ्गनाकोटिनिषेवनं च ।
स्तेयानि शेषाणि कृतानि पापैर्गोविन्दनामानिहरन्ति सद्यः ॥

---

* અર્ધે નામે ગણિકા તારી;

वर्तमानं च यत्पापं यद्भूतं यद्भविष्यति।
तत्सर्वं निर्दहत्याशु गोविन्दानलकीर्तनात्।

વળી તેં કહ્યું હતું કે–સાચા ભગવદીય શ્રીભગવાનની ઇચ્છાએ કુકૃતિ કરે તે બીજા લોક દેખે તેને શું સમજીને નિન્દા ન કરવી? દુષ્ટજન દેખે ત્યારે નિન્દા તો કરેસ્તો. તેનો ઉત્તર સાંભળ, કે–નિન્દા કરે ને નરકમાં પડે, એમાં સંશય નહિ તેનું પુરાણાન્તરે વચન છે.

विपरीताचारकारी च मद्भक्तः सर्वदा शुचिः।
तद्दोषदर्शनात् लोके ते वै नरकगामिनः॥

ઇત્યાદિ માટે ભકિતના બલ વડે ભગવદીય તો સદા પવિત્ર જ રહે એવું જે સમજ્યા છે, તે તો ભગવદીયના અત્યન્ત દોષ દેખે તદપિ નિન્દા ન કરે, અને વારંવાર નમન કરે. જો ભગવદ્દાસ સમજુ હોય તો તેનું વચન શ્રીગોકુલેશવચનામૃત સિન્ધુગ્રન્થમાં પંડિત રાજકલ્યાણ ભટ્ટજી ખંભાળીયાવાળાએ કહ્યું છે તે શ્લોક. आर्या

अपि वेदशास्त्ररहितं पाखंडदुर्जनं जनैर्निंद्यम्।
श्रीगोकुलेशदासं भूयोभूयो नमस्यामि।

માટે સમજુએ હરિભક્તની નિન્દા ન કરવી.

इति श्रीकृष्णजनकाविद्यारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभक्तमनमोहिन्यां षष्ठप्रश्नोत्तरं समाप्तम्॥

श्रीकृष्णाय नमः

# સપ્તમ પ્રશ્ન

## સ્વપ્નમાં સાનુભાવતા.




ળી શિષ્ય બોલ્યો કે–હે મહારાજ! આપે ભગવદ‌નુભવીજન મોટા હરિભક્તનું મન સંસારમાં કેમ રહે છે તે મેં પૂછ્યું હતું, તેનું સમાધાન આપે મુને યથાવિધિ કહ્યું, તે મારા મનમાં બેઠું, પણ વળી એક મુને સન્દેહ ઉત્પન્ન થયો છે કે શ્રીભગવાનનો અનુભવ પ્રત્યક્ષ જેને થાય છે તે તો બડભાગી છે જ. પણ વળી કોઈ કોઈને સ્વપ્નદ્વારા શ્રીજીનો અનુભવ થાય છે, દર્શન થાય, સ્પર્શ થાય, બોલવું, ચાલવું, હસવું, ભેટવું ઇત્યાદિ સુખ શ્રીભગવાન જોડે થાય તે પ્રત્યક્ષ તુલ્ય માનવું કે કાંઈ ફેર હશે? તે મુને યથાવિધિ સમજાવીને સંશય નિવૃત્ત થાય એ રીતે કહો. એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે પુત્ર! તેં એ પ્રશ્ન કર્યો તે ઘણો સારો કર્યો, એનું યથાવિધિ સમાધાન કહું તે

સાંભળ કે-પ્રત્યક્ષમાં ને સ્વપ્નમાં આટલો ફેર છે કે-પ્રત્યક્ષમાં તો પ્રમાણ રહ્યું છે, અને સ્વપ્નમાં તો કેવલ પ્રમેયબલ છે, તે પ્રમેયબલ તે કેવલ કૃપા જાણવી, તે કેમકે પ્રભુ પોતાની સ્વેચ્છાએ કરીને તેના સ્વપ્નમાં પધારે, ત્યાં કાંઈ જીવનું યત્ન નથી ચાલતું, અને પ્રત્યક્ષમાં તો કંઈ યત્નસાધન રહ્યું છે, તે પ્રત્યક્ષમાં સુખ ઘણું, અને સ્વપ્નમાં કૃપા ઘણી, તે મોટા મહા-પુરુષે કહ્યું છે તે તુંને કહી દેખાડીએ તે સાંભળ-કે શ્રીમદ્‌ગોસ્વામિ શ્રીવિઠ્ઠલનાથજી તે તો નિત્ય શ્રીજી જોડે સાક્ષાત્ વાતો કરતા. તે તીયાંને (તેમને,) પણ કોઈએક સમય શ્રીજીએ સ્વપ્નમાં સુખનો અનુભવ કરાવ્યો, તે ઘણો ઉત્કર્ષ માનીને 'સ્વપ્નાધ્યાય ગ્રન્થ' કર્યો, તે એમ વિચાર્યું કે-પ્રત્યક્ષતો શ્રીજીને પૂછીએ તેનો ઉત્તર આપે. તે તો એક રીત ઠરી, અને સ્વપ્નમાં પોતાની પ્રસન્નતાથી પધારીને સુખનો, અનુભવ કરાવે તે તો અન્તઃકરણની પ્રીતિ ઠરી. વળી તેજ પ્રમાણે નરસિંહ મહેતાજી શ્રીકૃષ્ણ જોડે નિત્ય પ્રત્યક્ષ અનુભવ સુખ લેતા, તીને (તેમને) કોઈએક સમય સ્વપ્નમાં પણ ગુહ્યસુખનો અનુભવ કરાવેલો, તે ઘણો મિષ્ટ લાગેલો, તે સફળ થવાની પ્રાર્થના શ્રીમહેતાજીએ કરી છે, તે પદની ટીકા કહીએ તે સાંભળ-

સ્વપ્ન સાચાં કહો શૈલધરશામળા પ્રણમું હું પ્રાણપતિ પાણી જોડી;
પયચટું પશુ જયમ માય પુઠે ફરે ત્યમ ફરે નરસૈયો નાથ ત્રોડી;

એ રીતે બન્ને ઠેકાણે પ્રત્યક્ષવાળા એ સ્વપ્નનું સન્માન્ય અધિક કર્યું, માટે એટલી સ્વપ્નમાં અધિકતા માનવી. અને વળી ત્યારે તું કહીશ:કે સ્વપ્નની વાત કાંઈ પ્રત્યક્ષ જોવામાં નથી આવતી, એમ ન જાણીશ; તે પણ જોયામાં આવે છે. તે તુંને કહીએ તે સાંભળકે-વ્રજમાં મહાવનને વિષે પંચોલી કરીને બ્રાહ્મણ હુતા, તેની પુત્રી ઘણી ભગવદીય હુતી તે તેને શ્રીવિઠ્ઠલનાથજી

ગોસ્વામિના રૂપનો ઘણો મોહ થયો અને સમાગમ સુખની ઇચ્છા થઈ, તે તે થકી વિરહજ્વર આવી ગયો અને પ્રાણાન્ત-દુઃખ થયું ત્યારે તેણે શ્રીગોસ્વામિજીની એકાન્તમાં પ્રાર્થના કરી જે હે મહારાજ! મારો દેહ છૂટશે નહિ તો મુને સમાગમ સુખની કૃપા કરો, શ્રીનાથજીમાં ને આપમાં કાંઈ ફેર નથી તે સાંભળીને આપ તે પ્રત્યે બોલ્યા કે–તેં વાત કહી તે તો ખરી પણ હવડાંતો (હમણાં) અમો આચાર્ય રૂપ પ્રકટ થયા છીએ, મનુષ્યરૂપ ધર્યું છે માટે વેદવિરુદ્ધ વાત અમે થકી ન થાય, અને વળી તારો પ્રાણ છૂટવા વેળા થઈ છે તે પણ વાત ખરી, તું આતુર થઈને અમારે શરણ આવી છે ત્યારે અમારે શરણાગતવત્સલ વરદ પણ પાલવું જોઈએ; માટે એ બન્ને વાતનો નિકાલ તુને અમો વિચારીને કહીએ છીએ, તે સાંભળ કે તું હવડાં (હમણાં) તો તારે ઘેર જા, જઈને ત્યાં તું સ્નાન કરજે અને પવિત્ર વસ્ત્ર પહેરજે અને તુંથી બને તેવો શૃંગાર ધરજે, પછી પવિત્ર આસન ઉપર અમારૂં ધ્યાન કરીને તું શયન કરજે, ત્યાં અમો તુને સ્વપ્ન દ્વારા સુખનો અનુભવ કરાવીશું, એટલે તારો મનોરથ પણ સિદ્ધ થશે. અને અમારા આચાર્યપદમાં ખંડનતા નહિ આવે. તે પ્રમાણે તેણે કર્યું તેને પોતે સઘળું સુખ આપ્યું. તે સ્વપ્નના સમાગમથી એક મોટી હરિભક્ત પુત્રી ઉત્પન્ન થઈ. તેનું નામ ગંગાબાઈ. તે ગંગાબાઈ સાથે શ્રીનાથજી પ્રત્યક્ષ વાતો કરતા, ત્યારે પ્રભુસંબંધી સ્વપ્ન સત્ય ઠર્યું કે ન ઠર્યું? તે તું મનમાં વિચારી જો; વળી એક તુને વાત કહું તે સાંભળ કે–શ્રીભગવાનમાં દશમ સ્કન્ધમાં બાસેઠમા અધ્યાયમાં ઉખાલગ્ન શ્રીઅનિરુદ્ધજી સાથે ત્રણ ફેરા થશે એવું શ્રીપાર્વતીજીનું વરદાન હતું, ત્યારે એ ફેરા પ્રત્યક્ષ લગ્ન થયું, તે તો જગતે દીઠું, પણ સ્વપ્નમાં લગ્ન

ત્રીજું થયું તે જો પ્રત્યક્ષ બરાબર ન હોય તો ત્રણ લગ્ન કેમ સંભવે. માટે શ્રીપ્રભુ સંબંધી સ્વપ્નતો પ્રત્યક્ષ બરાબર છે; એમ જાણવું. શ્લોક जन्म कर्म च मे दीव्यं એ શ્રીગીતાજીમાં ભગવદ્વાક્ય છે, ત્યારે તું અમને એમ કહે કે એટલું જ વચન હશે કે શ્રીપુરાણશાસ્ત્ર વેદમાં શ્રીમુખ વચન સ્વપ્નની સત્યતાનાં હશે? તે મુને કહો તો મારા મનમાં ઘણો નિશ્ચય બેસે. ગુરુ–તે પણ છે તે તુને વિસ્તારીને કહું તે તું સાંભળ કે–

ब्रह्मवैवर्तकपुराणे श्रीकृष्णजन्मखण्डे भगवन्नन्दसंवादे सप्ततितमे अध्याये, श्यामवेदे काण्वशाखायां पुण्यकाण्डोक्ते स्वप्नाध्यायप्रकरणे श्रीकृष्णेनन्दप्रत्युक्तं वचनम् ।

अतिविस्तारं विहाय—

यं स्वप्ने ब्राह्मणो विप्रो करोति च शुभाशिषम् ।
यद्वदन्ति भवेत्तस्य तस्यैश्वर्यं भवेद् ध्रुवम् ॥१॥
परितुष्टो द्विजश्रेष्ठश्चायाति यस्य मन्दिरे ।
नारायणः शिवो ब्रह्मा प्रविशेत्तु तदाश्रमम् ॥२॥
स पतिस्तस्य भवति यस्य स्याद् विपुलं शुभम् ।
पदे पदे सुखं तस्य समानं गौरव भवेत् ॥३॥
स्वप्ने यस्मै महामन्त्रं विप्रो यो वै ददाति चेत् ।
स भवेत् पुरुषः प्राज्ञो धनवान् गुणवान् सुधीः ॥४॥
स्वप्ने ददाति मन्त्रं वा प्रतिमां वा शिलामयीम् ।
यस्मै ददाति विप्रश्च मन्त्रसिद्धिश्च तद्भवेत् ।
स्वप्ने विप्रो हरिः शंभुर्ब्रह्माणीं कमलां शिवाम् ।
शुक्ला स्त्री वेदमाता वा जाह्नवी वा सरस्वती ॥५॥

गोपालिका वेषधरा बालिका राधिका मम।
बालाश्च बालगोपालाः स्वप्नविद्भिः प्रकाशिताः ॥६॥
एते ते कथिता नन्द सुस्वप्नपुण्यहेतुकाः ॥

વચન તુંને કહ્યાં અને વળી બીજાં પણ ઘણાં છે, એમ શ્રીહરિનો સંબંધ સ્વપ્નદ્વારા સાચો છે, અને શ્રીહરિનાં વચન તો સ્વપ્નનાં સાચાં હોયજ, પણ દેવતાનાં વચન આકાશવાણી પ્રેત પર્યન્ત પણ સ્વપ્નવચન સાચાં જાણવાં, અને સ્વપ્નવચનનું શુભાશુભ ફલ, ઉત્તમ અધમ શાસ્ત્રમાં લખેલું છે. ગજેન્દ્રમોક્ષમાં પણ એવું વચન છે.

तदहं श्रोतुमिच्छामि नृणां दुःस्वप्ननाशनम्।

ઇત્યાદિ વચન શાસ્ત્રમાં લખ્યાં છે. દુઃસ્વપ્નનું જો અનિષ્ટ ફલ ન થતું હોય તો તેનો સમજવાનો ઉપાય શોધવાનું શું પ્રયોજન? માટે દુઃસ્વપ્નનું ફલ પણ સાચું છે. તેમ સુસ્વપ્નનું ફલ પણ સાચું છે. શાસ્ત્રમાં લખ્યું છે કે—સ્વપ્નમાં ભગવન્નામ લેવાયું હોય તો સઘળાં પાતક ભસ્મીભૂત થાય. સ્વપ્ન જો છેક જુઠું હોય તો સ્વપ્નમાં ભગવન્નામ લીધાથી પાપ કેમ બળે? માટે સાચું છે, મોટા પુરુષે કહ્યું છે કે—સ્વપ્નનાં ભગવદ્વાક્ય, વરદાન, અનુભવ, વ્યર્થ કહેતાં મોટો અપરાધ લાગે છે. શ્રીજીએ શ્રીમુખે પોતાના કૃપાપાત્ર ભક્તને એમ કહ્યું છે કે અમારી લીલા સદા નિત્ય છે, પૂર્ણ છે. માટે તું અમારાં સ્વપ્નનાં વચન પ્રત્યક્ષ તુલ્ય માનજે, એ તું સ્વપ્ન ન માનીશ. કંઈ એક પટ અન્તર જે અમે રાખીએ છીએ તેનો કાંઈ એક હેતુ છે, બાકી સ્વપ્નનાં વચન સંભવે એવાં ઘણીએક વાર લગી ઉત્તર પ્રતિઉત્તર થાય નહિ, માટે સત્યજ છે એવું શ્રીભગવાને શ્રીમુખે કહ્યું છે

કે–અમો સહજ લીલા કરતાં પણ જે બોલીએ તે સત્યજ હોય તેનું વચન શાસ્ત્રમાં લખ્યું છે—

सद्भिस्तु लीलया प्रोक्तं शिलालिखितमक्षरम् ।
असद्भिः सपथैरुक्तं लिखितमक्षरं जले ॥

વળી શ્રીરામાયણ ગ્રન્થમાં શ્રીરામચન્દ્રજીએ શ્રીમુખે વિભીષણજી પ્રત્યે કહ્યું છે તે વચન શ્લોક.

द्विः सरं नाभिसंधत्ते द्विःस्थापयति नाश्रितान् ।
द्विर्ददातिन चार्थिभ्यो रामोद्विर्नाभिभाषते

ઇત્યાદિ વળી શ્રીભગવાને ગર્ભસ્તુતિ પ્રકરણે ભગવાન પ્રતિ દેવતાવાક્ય.

सत्यव्रतं सत्यपरं त्रिसत्यम् ।
पुनः श्रीवल्लभाचार्योक्तमंतःकरणप्रबोधग्रंथे
'सत्यसंकल्पतो विष्णुर्नान्यथा तु करीष्यति' ।

વળી શ્રીવિઠ્ઠલેશ્વર વાક્ય સર્વોત્તમગ્રન્થમાં सत्यप्रतिज्ञेति। વળી પરમાનન્દદાસ ભગવદીયે પણ ગાયું છે કે–

પરમાનન્દદાસકો ઠાકુર વાચાતેં નટરે

અને વળી સ્વપ્નમાં શ્રીમહાદેવજીએ રામરક્ષા વિશ્વામિત્ર પ્રત્યે સ્વપ્નામાં કહી હુતી તે જાગ્રત અવસ્થા થઈ ત્યારે યથાવિધિ સ્મૃતિ રહી તે લખી છે તેનું વચન.

यथा आदिष्टवान् स्वप्ने रामरक्षामिमां हरः ।
तथा लिखितवान् प्रातः प्रबुद्धो मुनिकौशिकः ॥

વળી હરિશ્ચન્દ્ર રાજાએ વિશ્વામિત્રને સ્વપ્નમાં સંકલ્પ કરીને રાજ્ય આપ્યું હતું તે વચન જાગ્રત અવસ્થામાં પાળ્યું,

માટે મોટાનાં વચન સ્વપ્નમાં પણ સત્ય માનવાં. વળી રામકૃષ્ણ ભક્તને સ્વપ્નમાં શ્રીદ્વારિકાધીશે ઉદ્ધવજી પાસે પોતાનું પીતાંબર તે ભક્તને ઉસીકે મુકાવ્યું, અને રામકૃષ્ણ ભક્તને કહ્યું કે–શ્રીહરિએ તમને કૃપા કરીને આ પીતામ્બર મોકલ્યું છે. તે તે જાગ્યા ત્યારે પ્રત્યક્ષ દીઠું, તેની જીવનઃપર્યન્ત સેવા કરી, ત્યારે એ સ્વપ્ન તે પ્રત્યક્ષ પ્રમાણે ઠર્યું કે નહિ ઠર્યું? તું વિચારી જો. ત્યારે વળી તું એમ કહે શે કે–પ્રભુનાં પ્રત્યક્ષ વચન વિના પડદાને વચને સારી પેઠે વિશ્વાસ નથી આવતો, તે આવે એવું દૃષ્ટાન્ત યુક્તિ બતાવો, તે તું સાંભળ, તુંને કહીએ છીએ. કે મોટા યોગી સમાધિમાં પ્રભુના વચનાદિનો અનુભવ કરે છે, તેમ સ્વપ્નમાં પણ પ્રભુ સાથે અનુભવ એ રીતે સમજવો, તે તું જો કે વેદ વ્યાસજીને પ્રભુએ સમાધિદ્વારા ચતુઃશ્લોકી ભાગવતાદિ અનુભવ કરાવ્યો; તે સત્ય થયો કે ન થયો? વળી ક્ષીરસાગરની તીરે પૃથ્વીનો ભાર ઉતારવાને માટે બ્રહ્માદિ દેવતા શ્રીભગવાનની સ્તુતિ કરવા ગયા હુતા, ત્યાં પણ બ્રહ્માજીને ધ્યાન સમાધિદ્વારા શ્રીહરિએ આજ્ઞા કરી હતી, તે પ્રત્યક્ષ ફલી કે ન ફલી? એમ ત્યાં જેમ સમાધિનો પડદો, તેમ અહિંઆં સ્વપ્નાવસ્થાનો પડદો; પણ પ્રભુ તેના તે, તે સાચું, તેમ આ પણ સાચું જાણવું; અને વળી એક તુંને યુક્તિ બતાવું તે સાંભળ કે–વેદ થકી તો સત્યતા કોઈની મોટી નથી તે વેદ શ્રીપ્રભુની સ્વપ્નાવસ્થાના વચન છે, તે શ્રીગીતાજી પ્રભુના પ્રત્યક્ષ વચન છે. તે એ બન્નેની સત્યતા બરોબર છે, કશો ફેર નથી. ત્યારે વળી તું એમ કહેશે કે વેદ તો પ્રભુનું સ્વપ્ન, અને આતો જીવના સ્વપ્નમાં પ્રભુ પધાર્યા, તો કંઈ ભેદ હશે? તો તેમાં કશો ભેદ નથી, તેની તુંને એક યુકિત કહું તે સાંભળ કે–જેમ અગ્નિ

ઉપર કાષ્ઠ નાખીએ કે કાષ્ઠ ઉપર અગ્નિ નાખીએ, તે કાષ્ઠ બધાં અગ્નિરૂપ થાય, તે રીતે તું આ પણ સમજી લેજે-વળી એક તુને યુક્તિ કહીએ તે સાંભળકે-જેમ સમર્થના ઘરનું આમન્ત્રણ પ્રાતઃકાલમાં આવે, તે આમન્ત્રણવાળો બ્રાહ્મણ ભોજન કંઈ સંઘાતે લેઈને નથી આવતો, તે તો મધ્યાહ્નને મળશે. પણ સમર્થ નોતરૂં આવ્યું ત્યારથીજ ભોજનનો નિશ્ચય થઇ ચૂકયો. તે પ્રમાણે પ્રભુસંબંધી સ્વપ્ન તે સાચાફલનું સૂચક છે, એમ સમજી લેવું. વળી એક યુક્તિ કહીએ તે સાંભળ, કે-હરિભક્ત સંસારમાં છે, ત્યાં લગી દીવ્યચક્ષુ પ્રભુને આપવાં સંભવે નહિ, અને કદાપિ પ્રત્યક્ષદર્શન આપે તો જીવનું પેટ ઉંડું નથી, તે સર્વ ઠેકાણે બકતો ફરે, કૃષ્ણદાસમેઘનની પેરે, અને પ્રભુને ભક્ત વહાલા છે, તે મળ્યા વિના પણ રહેવાય નહિ, માટે ઈચ્છાજનિત કાંઈ એક લપેટ રાખે છે. અને વળી એક યુક્તિ બતાવીએ તે તું સાંભળ, કે-જેમ લોઢાની પેટીમાં વસ્ત્રે વીંટીને સ્પર્શમણિ મુકયો છે, તે મુકનારો ધણી તો તે લોઢાને સોનું જ દેખે છે પણ જો જગત સોનું દેખે તો એ લુંટાઈ જાય, માટે ઢાંકયું સુખ આપે છે, તેમાં પણ પ્રભુની કૃપા જાણવી વળી એક યુક્તિ કહીએ તે સાંભળ, કે-બોડાણાની સ્ત્રી ગંગાબાઈ તેને પ્રભુએ સ્વપ્નમાં આજ્ઞા કરી હુતી કે તારી સવાવાલની સોનાની વાલી બરાબર અમે કાલે તોલાઈશું; તે વિચારી પ્રાતઃકાલ પ્રભુના સ્વપ્ન વચન ઉપર વિશ્વાસ ન રહ્યો માટે કેડમાં છાની છરી રાખી, તે અવિશ્વાસનો અપરાધ શ્રીહરિએ ન ગણ્યો, અને વચન સત્ય કરવાને સવાવાલ સોને તોલાયા ખરા, ત્યારે પ્રભુનું સ્વપ્નનું વચન સત્ય ઠર્યું કે નહિ તે તું વિચારી જો-વળી એક બીજું દૃષ્ટાન્ત કહીએ તે તું સાંભળ કે-પરમાનન્દદાસ

વૈષ્ણવને પ્રયાગમાં જલગરીયાની ગોદમાં બેસીને શ્રીનવનીત પ્રિયાજીએ કીર્તન સાંભળ્યાં, તે શ્રીમુખે પોતે સ્વપ્નમાં કહ્યું ને બીજે દિવસે સાક્ષાત્ દર્શન બોલવું થયું. ત્યારે જોકે સ્વપ્નાનાં વચન પ્રભુનાં સત્ય ફલ્યાં કે ન ફલ્યાં ? વળી એક તુને યુકિત કહીએ તે સાંભળ કે–એક મર્યાદી વૈષ્ણવ અને એક નામધારી વૈષ્ણવ. તે બન્નેને શ્રીજીનો મહાપ્રસાદ કોઈ વૈષ્ણવે આપ્યો, તે મર્યાદીએ તો વસ્ત્રને અન્તરે લીધો ને નામધારીએ પ્રત્યક્ષ હસ્તમાં લીધો. એ બન્ને જણે મુખમાં નાખ્યો, તેનું માહાત્મ્ય બરાબર કે ઓછુંવત્તું ? તે તું વિચારી જો, અને વળી એક યુકિત કહીએ તે સાંભળ કે–શ્રીવલ્લભકુલના બાલક શ્રીજીની ભેટ પટાન્તરે લે છે, પ્રત્યક્ષસ્પર્શ કરતા નથી, માટે શું કંઈ રૂપૈયો ઓછો કહેવાય ? એટલે નજ કહેવાય એમ સમજી લેવું. વળી એક વાત કહીએ તે સાંભળ કે લક્ષ્મણભટ્ટજી શ્રીમહાપ્રભુજીના પિતા તીયાંને (તેમને) સ્વપ્નમાં આજ્ઞા શ્રીજીએ કરી હુતી, તે પ્રમાણે પ્રત્યક્ષ બાધું ( બધું ) દીઠું અને પુરનમલ્લ ક્ષત્રિયને શ્રીજીએ અમારૂં મંદિર કરાવ એવી આજ્ઞા આપી હુતી, તે પ્રમાણે તેણે મંદિર કરાવ્યું ત્યારે તે પુરનમલ્લ પ્રદેશ કમાવવા ગયો, અર્ધું મંદિર રહ્યું હુતું, તે કોઈ દ્રવ્ય પાત્રે પુરૂં કરાવ્યાની આજ્ઞા માગી, ત્યારે શ્રીજીએ ના કહી, જે અમે જેને આજ્ઞા આપી છે તે દ્રવ્ય લાવશે, ત્યારે મંદિર પુરૂં કરાવશે, બીજા પાસે મંદિર કરાવ્યાની અમને ઈચ્છા નથી, એમ પોતે કહ્યું. વળી બીજી વાત તને એક કહીએ તે તું સાંભળ, કે–પ્રભુ સ્વપ્નમાં બોલ્યા તે જાગ્રતપણાના કરતાં ઓછું ન જાણવું, એમ જીવને સ્વપ્નાવસ્થાની અજ્ઞાનતા હુતી તેને પ્રભુના અનુભવનું સુખ મળ્યું, તે પણ સાચું. તે કોની પેઠે કે-જેમ કન્યા અતિશય અજ્ઞાન નહાની, અને તેને રાજા મદોન્મત્તતામાં પરણ્યો, તે

સાવધાનપણામાં પરણ્યો હોય તેવુંજ જાણવું, તેની પેઠે. વળી એક યુક્તિ કહીએ તે સાંભળ કે–ચોરાસી વૈષ્ણવમાં એક રામાનન્દ પંડિત લખ્યા છે. તેને મોટો અપરાધ એક વૈષ્ણવનો પડયો હતો. તે જોઈને શ્રીમહાપ્રભુજીએ તેને સવાલક્ષજન્મ ધરીશ ત્યારે શ્રીજીને પામીશ, એવો શ્રાપ દીધો હતો, તે સાંભળીને તે વિકલ થઈ ગયો હુતો, તે તેણે હલવાઈના ઘરની જલેબી લેઈને શ્રીજી આરોગજો એવું કહ્યું એટલે શ્રીજી આરોગ્યા, શ્રીજીને મુખવસ્ત્ર કરાવવા શ્રીમહાપ્રભુજી પધાર્યા, ત્યારે શ્રીજીના મુખમાંથી જલેબીનો ટુક નીકળ્યો, ત્યારે શ્રીમહાપ્રભુજીએ શ્રીજીને પૂછયું કે આજ કંઈ ઉત્સવ તો છે નહિ આપ જલેબી કયાં આરોગ્યા છો? ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી કે તમારો સેવક રામાનન્દ પંડિત તે વિકલ થયો છે તેણે હલવાઇના ઘરની જલેબી અમને આરોગાવી છે, તે અમો આરોગ્યા છીએ, ત્યારે શ્રીમહાપ્રભુજી એમ બોલ્યા જે અમે તો તેનો ત્યાગ કર્યો છે આપ કેમ આરોગ્યા? ત્યારે શ્રીજી બોલ્યા કે તમે ત્યાગ કર્યો છે પણ અમે ત્યાગ નથી કર્યો, તે શા માટે કે–અમે તમોને લીલામાં પ્રથમ વચન આપ્યું છે કે તમારો સોંપેલો જીવ મનમાં આવે તેવો દોષવાન્ હશે તદપિ અમો તેહનો ત્યાગ નહિ કરીએ, ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે–મહાદોષવાનનો પણ અમારા સેવકનો તમે ત્યાગ નહિ કરો, તેવું જગત જાણીતું કરીને વચન આપો, ત્યારે શ્રીમહાપ્રભુજીના શ્રીહસ્તમાં શ્રીજીએ શ્રીહસ્તવડે ત્રણ ફેરા ફરીને વચન આપ્યું કે–નહિ ત્યજીએ. તે સમય દામોદરદાસ બોલ્યા કે હે શ્રીમહાપ્રભુજી! એને સવાલક્ષ જન્મ ધરવાનો આપે શ્રાપ દીવા છે તે એ બિચારાનો કયારે પાર આવશે? માટે કૃપા કરીને માફ કરવા જોઈએ. ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે અમારૂં વચન મિથ્યા તો નહિ જાય,

પણ પ્રત્યક્ષવચન મટીને સ્વપ્નદ્વારા થોડાએકમાં ભોગવશે તેથી એનો અપરાધ બધો માફ થશે. અને વળી એક શ્રીમહાપ્રભુજીનો સેવક હતો તેને પ્રત્યક્ષ શૂલીએ ચઢવું કર્મમાં લખ્યું હતું તેને સ્વપ્નદ્વારા શૂલી ભોગવાવીને પ્રત્યક્ષ દુઃખ માફ કર્યું. એમ સ્વપ્નાનુભવ પ્રત્યક્ષ જેવા જાણવા. વળી એક યુકિત કહીએ તે સાંભળ કે–ઘણાંએક સ્વપ્નની કૃતિ તો મિથ્યા કહે છે તે સ્વપ્ન મિથ્યા લૌકિકનું, પણ તેની કૃતિનું ફલ મિથ્યા નહિ, તે તુને દૃષ્ટાન્ત બતાવીએ તે જોકે સ્વપ્નમાં સ્ત્રીનો સમાગમ થાય છે' તે સ્ત્રીતો મિથ્યા પણ તે થકી વસ્ત્રાદિનો બિગાડ થાય છે ને અનર્થ ભોગવવો પડે છે એ તેતો સાચો. તે એમ અનિષ્ટ વસ્તુ સાચી પડે છે, તો ઉત્તમ વસ્તુ સાચી પડે એમાં શું કહેવું? વળી એક વાત કહીએ તે સાંભળ કે કોઇ એક ભકતની અવસ્થા બદલાય, અને કોઈ એક પ્રભુરૂપ પલટે પણ એ બન્ને પ્રકારનાં શ્રીહરિનાં દર્શન કલિયુગમાં સત્ય જ છે એમ જાણવું. વળી તુને યુકિત કહીએ તે સાંભળ કે–બાજીગર બજારમાં તમાસો કરે છે, તે ઘડી પછી કાંઇ રહેતો નથી, તેવો સઘળાનો જાણવો, તે એક બાજીગરનો કરેલો અનારનો બાગ મરૂ દેશમાં ઘણાં વર્ષ થયાં પણ અદ્યાપિ છે અને વળી સાબરમતિ નદી બાજીગરે સાભરી મન્ત્રથી આણી છે તે ઘણા કાલ થયાં હજી લગી છે. એમ બાજીગરના મન્ત્રની વસ્તુ કોઇ ઠેકાણે મિથ્યા છે ને કોઇઠેકાણે ખરી પણ છે તે રીતે સ્વપ્નનું પણ સમજી લેવું કે લૌકિકનું સ્વપ્ન મિથ્યા પણ છે અને લૌકિકનું સાચું પણ છે.

इति श्रीकृष्णजनकविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभक्तमनमोहिन्यां सप्तमप्रश्नोत्तरं समाप्तम् ॥

શ્રીકૃષ્ણાય નમઃ

# અષ્ટમ પ્રશ્ન

## મન શી રીતે જીતાય?





વળી શિષ્ય બોલ્યો કે હે મહારાજ! આપે મુને શ્રીહરિસંબંધી સ્વમાનુભવ સાચો યુક્તિદૃષ્ટાન્ત વેદશાસ્ત્રને વચને બતાવ્યો, તે મારા હૃદયમાં બેઠું, પણ વળી એક મુને સન્દેહ ઉત્પન્ન થયો છે, તે આપ પ્રત્યે હું વિનતિ કરૂં છું કે શ્રીહરિના રૂપનું ધ્યાન ધરવા બેસીએ છીએ, તે સમય મન તે ધ્યાન વિષે મોટું વિઘ્ન નાખીને કલેશ, કુતર્ક ઘણા ઉદય કરે છે, એ આદ્યે બીજી શુભકૃતિ કરતાં પણ અશુભ વાસના ઉઠે છે, એ આન્તરકલેશ કોઈને કહેવાતો નથી, એ દુઃખ મટવાનો કાંઈ ઉપાય હોય તો મુને કહો. એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા, કે હે તાત! તેં એ વાત અમને પુછી તે કંઈ ખોટી નથી.

એ કલેશતો આન્તરમ સર્વને હોય છે, પણ હરિભક્ત સમજુ હોય તેને વિશેષે થાય તેનું કારણ કહીએ તે સાંભળ કે-હરિનું ધ્યાન, ચિન્તન, મનન, સ્મરણ જે કરવું તેતો એક ઠેકાણે મન સ્થિર હોય ત્યારે થાય તે મનતો અતિશય ચંચલ છે, મહા બલિષ્ટ છે, અગ્રાહ્ય છે, તે શ્રીભગવદ્દગીતામાં અર્જુને શ્રીકૃષ્ણ-ચન્દ્ર પ્રત્યે વિનતિ કરી છે તે વચન—

चञ्चलं हि मनः कृष्ण प्रमाथी बलवद्दृढम्
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्।

ત્યારે શ્રીભગવાને એટલો ઉપાય બતાવ્યો, તે વચન—

अभ्यासेन हि कौन्तेय वैराग्येण च गृह्यते ॥

તે જે ઉપાય શ્રીપ્રભુએ બતાવ્યો તે વાતતો સત્ય જ છે અહિં ગુહ્ય શું હાર્દ છે તે કોઇના સમજ્યામાં નથી આવતું તે તું વિચાર કે મોટાં મોટા યોગી મુનિ વૈરાગ્ય ધરીને અભ્યાસ ઘણાએક કાલ લગી કરે છે, પણ તેનું મન વશ નથી થાતું, તે કેમ જાણીએ? કે-અપસરા આવીને છલાવે છે, ત્યારે તે છલાય છે અને હજારો વર્ષનું તપ ધુલ મેળવીને તે ચાલી જાય છે, તે મોટા યોગી પાછળથી પસ્તાય છે. પણ તે સમય મન સ્થિર નથી રહેતું. જો રહેતું હોય તો સીદ છળાય? માટે નથી જ રહેતું. વળી ઘણા કાલ લગી યોગ સમાધિ કરે છે, અને વળી સમાધિ ઉતરે છે, ત્યાતોએ પછી પૂર્વે મનની વૃત્તિઓ હોય તેની તે લઈ ઉઠે, યોગે કરીને પણ મનવૃત્તિઓ શમતી નથી, તે યોગવાસિષ્ઠ ગ્રન્થમાં લખ્યું છે તે કિંચિત્ તેમાંનું કહી દેખાડીએ છીએ તે તું સાંભળ, કે-એક યોગી કોઈ એક ગૃહસ્થીને ઘેર ભિક્ષા લેવાને ગયો હતો. તે ત્યાં રસોઈ સઘળી થઈ હતી, પણ કઢી એક બાકી હતી, ત્યારે ગૃહસ્થની

સ્ત્રીએ કહ્યું કે હે મહારાજ ! લગારેક એ... કઢી થાય એટલી વાર છે, ત્યારે તે યોગીએ વિચાર્યું જે એટલી વાર વૃથા ખોઈએ તેથી ભગવદ્દધ્યાન કરીએ તો સારૂં, એમ જાણીને ઘરમાં એકાંત સ્થલ અંધારામાં પાછળ હતું ત્યાં બેસીને તે યોગીએ ભગવદ્દધ્યાન કરવા માંડયું, તેથી ચિત્ત ધ્યાનમાં લાગી ગયું. તેને સમાધિનો અભ્યાસ હતો તે સમાધિ થઈ ગઇ, પછી સમાધિ ઉતારવી પોતાને વશ રહી નહિ, તે પેલી કઢી થયા પછી પેલા ગૃહસ્થે તો તે યોગીને ઘણી હાંકો મારીઓ તેના મઠમાં સઘળે શોધી આવ્યા પણ તે તો યોગી ન જડયા ત્યારે હારી કરીને તે ગૃહસ્થના ઘરનાં સર્વ જમ્યાં, પછી ભગવદિચ્છાએ તે ગૃહસ્થને ઘેર બે ચાર ઘાસનાં ગાડાં આવ્યાં, તે યોગી બેઠા હતા તે ઘાસ ભરવાનું હતું ત્યાં અંધારે યોગીને તો દીઠા નહિ, ને બધું ઘાસ ત્યાં નાખ્યું પછી કેટલેએક દિવસે હરીચ્છા થકી તેમાં અગ્નિ પડયો, પછી તે ઘાસને સંબંધે સઘળું ઘર બળી ગયું, ને જોડેનાં ઘરો પણ ઘણાંએક બળ્યાં. પછી ત્યાં તો ઘણાંએક વર્ષ વીતી ગયાં ને ઉજાડ પડયાં ને બેચાર પેઢી પછી તેના કુલમાં કોઈ પુરુષ ધનાઢ્ય નીપજ્યો, તેણે ત્યાં પાછું ઘર કરવા માંડયું; તે ઘણીએક પૃથિવી ચઢી ગઈ હતી. તે ખોદતાં ખોદતાં ઘણુંએક ઉંડું ખોદયું ત્યારે પેલા યોગી નીકળ્યા, તેના યોગબલે કરીને તેવું ને તેવું શરીર રહેલું જોઈને કેટલાંએક ડાહ્યા મનુષ્યોએ કહ્યું કે એ કોઈએક યોગી હશે, એના મસ્તક ઉપર માખણ ઘસો; તે ઘણીએકવાર માખણ ઘસતાં સમાધિ ઉતર્યો, ત્યારે તે યોગી એ બોલ્યો કે–કઢી થઈ એજ રીતે.

એક નટુવાને સમાધિ કરતાં આવડતી હતી, તે તેણે કોઈ એક રાજાને ત્યાં ઘણાએક નટુવા મળ્યા હતા, તેમાં

તે નટુવે નવો ખેલ બતાવીને હું ઘોડા માગીશ, એવી ઇચ્છા મનમાં રાખીને સમાધિ કરી, પાછલા યોગીની પેઠે પરવશતા થઈ ગઈ, પછી ઘણે કાલે પેલા યોગીની પેઠે સમાધિ ઉતર્યો ત્યારે તે નટુવો એમ બોલ્યો કે–**ઘોડાહું હોં પાઉં.** એમ એવી વાતોના ઇતિહાસ તો ઘણા છે. પણ થોડામાં સમજી લેજો કે યોગ થકી પણ મનની વૃત્તિ નથી શમતી, પછી અભ્યાસ તે કોઈ કેટલો કરશે? માટે એ મન તો ભગવાન પોતાની મેળે પોતાના સ્વરૂપમાં કૃપા કરીને દૃઢ લગાડે ત્યારે જ લાગે બીજો ઉપાય નથી. વળી એક વાત કહું તે સાંભળ કે શ્રીભગવદ્ગીતામાં શ્રીભગવાન પ્રત્યે અર્જુને એમ પૂછ્યું કે–હે મહારાજ! મનતો નીચી વાતમાં પડતાં બીહે છે, તેને જોરાવરી અધમકાર્ય નીચવસ્તુમાં નાખીને કોણ ભ્રષ્ટ કરે છે? જો પોતાની મેળે ભ્રષ્ટ થતું હોયતો પાછળથી પસ્તાય સીદ? માટે પોતાની મેળે ભ્રષ્ટ થવું સંભવતું નથી. ત્યારે આપ એમ કહેશો કે–પૂર્વનાં અનુચિતકર્મ કરેલાં છે તેનું એ ફલ છે. તે પણ મોટાને પૂર્વનું અનુચિતકર્મ સંભવતું નથી, ત્યાં તે મોટાને પણ એ દુઃખ તો છે એ સન્દેહ રહે છે, તે એટલો નથી ત્યારે આપ કહેશો કે મોટાને ન હોયતો અર્જુનથકી મોટું કોણ? તે એ દુઃખ અર્જુનને વીતતું હશે ત્યારે જ એ પૂછ્યું હશે તો. માટે એ કોટિક સાધને પણ મનતો વશ નથી જ થાતું, તે કેવલ આપની કૃપાબલે જ થાય, તે હે પ્રભો! આપની કૃપા પણ ઉપાયવશ નથી, એક સાચી દીનતા તમારી કૃપાનો હેતુ છે, તેવી દીનતા તો આપ આપો ત્યારે આવે; એવું વિજ્ઞપ્તિગ્રન્થમાં શ્રીગુંસાઈજીએ કહ્યું છે તે વચન.

**यद्दैन्यं त्वत्कृपाहेतुः न तदस्ति ममाण्वपि।**
**त्वं कृपा कुरु राधेश यया तद्दैन्यमाप्नुयात ॥**

માટે હે શિષ્ય ! વિચારતાં કશું જીવના હાથમાં સાધન નથી, તે તુંને દૃષ્ટાન્ત બતાવું તે તું વિચારી જો કે-વ્રજવનિતાઓમાં શું સાધન હતું ? પણ પોતે પોતાની મેળે કૃપા કરીને કોટિકંદર્પલાવણ્યરૂપ શ્રીગોપીજનને દેખાડીને પોતાના રૂપમાં તીહાંનાં (તેમનાં) મન આસક્ત કર્યાં, તે કેવાં કર્યાં ? કે બલાત્કારે ખેંચીને, પ્રપંચમાં નાંખે તદપિ ન પડે. એવાં લોભાયાં. એ રીતે પ્રભુ કૃપા કરીને જે ભક્તનું મન પોતાના સ્વરૂપમાં દૃઢ લગાડે ત્યારે જ લાગે, તે લાગ્યું કેમ જાણીએ ? કે-પ્રપંચની વિસ્મૃતિ સહજ થઈ જાય, એવું સમજી લેજે. ત્યારે તું વળી કહેશે કે-મન તો સ્થિર નથી રહેતું ને માનસિક કુકૃતિઓ અકથિત થાય છે. તે કોટિ પ્રાયશ્ચિતે મટે નહિ એવી, ત્યારે એ જીવને પ્રભુ પામવાનો દિવસ કયારે ? તે વાત તો ખરી, પણ આ કલિકાલમાં એટલો મોટો ગુણ છે કે માનસિક પાપ ન લાગે, માનસિક પુણ્ય તો લાગે. વળી કલિયુગમાં એક મોટો ગુણ છે, સત્યયુગમાં તો એક જણ પાપ કરે તે બધાં સગાંકુટુંબને લાગતું. તે આ કલિયુગમાં તે પ્રકાર નથી, જે કરે તેને જ લાગે.

कलौ कृत्येव लीप्यते, इत्यादिवचनात् ।

વળી તુલસીદાસ ભગવદીયે પણ શ્રીરામાયણમાં લખ્યું છે તે (ચોપાઈ)

યહ કલિજુગકો પ્રબલ પ્રતાપઃ-માનસ પુણ્ય લગે, નહિ પાપ;

વળી કલિયુગમાં મોટો એ ગુણ છે કે આખા જન્મમાં એક વાર પણ શ્રીકૃષ્ણચન્દ્રના ચરણારવિન્દનું ધ્યાન કર્યું હોય તો તેને સ્વપ્ને પણ યમદૂતનું દર્શન ન થાય ત્યાં શ્લોક—

सकृन्मनः कृष्णपदारविन्दयोः ।

વળી એક વચન કહીએ તે સાંભળ શ્લોક—

कलेर्दोषनिधे राजन् नास्ति ह्येको महान् गुणः।
कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत्।स्कं. १२-३-५१

વળી એક બીજી વાત પણ છે કે શું શુભકૃતિ કરતાં દેવતાને તથા અદેવ જે અસુર તે ઘણાં વિઘ્ન કરીને મન ભ્રષ્ટ કરે છે તેનું વચન.

त्वां सेवितां सुरकृता बहवोन्तरायाः।

વળી પુરાણાન્તરે વચન છે શ્લોકઃ—

कोटिः धनुर्धरगीतायां तदर्धं जाह्नवी तटे।
तदर्धं हरिसेवायां तदर्धं दक्षिणे करे॥

એમ અસુરજન વિઘ્ન તો કરે પણ તે વિઘ્ન દેખીને હરિસ્મરણ મુકી ન દેવું; તે હરિસ્મરણના બલથકી એની મેળે તે શાન્ત પામે. વળી એક વાત કહીએ તે સાંભળ કે—પૂર્વે અનેક અધમ અવતાર પામીને ઘણાં કુત્સિત કર્મરૂપી મોટો ઉકરડો થયો છે, તેની ઉપર હરિસ્મરણરૂપી અગ્નિ પ્રબલ મુકયો છે, તે બળતો જાય છે, તે ખોટી વસ્તુ બળતી જાય છે તેની દુર્ગંધ ઘણી ઉઠે છે તે રૂપી મોટો ધૂમ પણ થાય છે તે સ્મરણવાળાને ઘણું અકળાવે છે, તે અકળામણ દેખીને જો હરિસ્મરણ મુકી દે તો તે તુરત અકળામણ રાખે તો ખરૂ, પણ પેલો ઉકરડો કાચો અગ્નિ ઓલવાયા પછી રહે તે ફરી ભોગવવો પડે, માટે એ કુતર્ક ઉઠે તદપિ હરિસ્મરણ મુકવું નહિ. જેમ કોઈ એકના હૃદયમાં ઘણાંએક પ્રેત ભરાયાં હોય તેને હાદી (ભુવા) હાંકી કાઢવા આવે ત્યારે રડે કુટે, ઘણાં રૂભાડાં કરે, તેથી બીહવું નહિ, ને પેલા હાદી પાસે સમૂળાં પ્રેત કઢાવવાં, ને જો હાદીને ઉઠાડી મુકીએ તો પ્રેત તોફાન મુકી દે, પણ કાળજામાંથી નીકળે નહિ.

એમ સમજી લેજો. વળી એક ઠેકાણે મન વશ કરવાનો ઉપાય કહ્યો છે. તે તુને કહીએ તે તું સાંભળ કે–શ્રીમહાપ્રભુજીના અષ્ટોત્તરશતનામ જેમાં શ્રીગુંસાઈજીએ કહ્યાં છે. એવું એક શ્રીસર્વોત્તમજી સ્તોત્ર છે તેની ફલશ્રુતિમાં મન વશ કરવાનો એક શ્લોક લખ્યો છે તે શ્લોકઃ—

इत्यानन्दनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरशतम्।
श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः
स तदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयः।

વળી શ્રીકૃષ્ણચન્દ્રના બે ચરણારવિન્દમાં સોળ ચિન્હ છે, તેમાં દક્ષિણ ચરણારવિન્દમાં નવ ચિન્હ છે. તેમાં એક અંકુશનું ચિન્હ છે, તે અંકુશનું ચિન્હ પ્રભુએ શા માટે ધર્યું છે? તેનો હેતુ, માહાત્મ્યમાં એમ લખ્યું છે કે–તે અંકુશનું ધ્યાન કરવાનું ફળ–મનરૂપી મહોન્મત્ત હસ્તિ કોઈને વશ નથી થાતો તે ભગવચ્ચરણારવિન્દના અંકુશના ધ્યાન વડે વશ થાય. તે શ્રીહરિરાયજી ગોસ્વામિજીએ લખ્યું છે. બીજાં ચિન્હનાં માહાત્મ્ય તે તો જુદાં છે. વળી કોઈ ગ્રન્થમાં લખ્યું છે કે–બંધ મોક્ષનું કારણ એ મનજ છે, તેનું વચન—

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः।
येन आलिङ्गिता कान्ता तेन आलिङ्गिता सुता।

વળી શ્રીભાગવત એકાદશ સ્કન્ધે અ. ૨૩–૪૩ ભિક્ષુગીતામાં શ્લોક—

मनः परं कारणमामनन्ति संसारचक्रं परिवर्तयेद्यत्।

ત્યારે તું વળી કહેશે કે એવું દુર્જય મન તે સકળ કાર્યમાંથી નિવૃત્તિ પામીને સ્થિર થશે ત્યારે હરિ ભજીશું. તે દિવસ તો

કો કાલે આવવાને નથી, માટે મન પ્રપંચમાં ભટકતાં જેમ હરિ ભજાય તેમ ભજવા, તે પુરાણાન્તરમાં કહ્યું છે કે—

समाप्य सर्वकर्माणि ब्रह्मप्राप्तिं यदीच्छसि ।
समुद्रशान्तकल्लोले स्नातुमिच्छति मूढधिः ।

માટે લાખ વાતની વાત એક વાતમાં કહું છું કે શીઘ્ર વા વિલંબે શ્રીકૃષ્ણનામથકી શુદ્ધબુદ્ધિ થશે, અશુભતાને વિષે નહિ પ્રવર્તે, એવું વિષ્ણુસહસ્ર નામની ફલશ્રુતિમાં લખ્યું છે તે શ્લોક—

न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभामतिः ।
भवन्ति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तम ॥

વળી મોટાં ભગવદીયોયે પણ ગાયું છે તે વચન—

નામે હોય આન્તરશુદ્ધિ નામે હોય નિર્મળ બુદ્ધિ ॥

ઇત્યાદિ માટે સર્વનો સિદ્ધાન્ત એ છે કે–પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્તસાર એ છે કે–મનનો નિરોધ શ્રીગોવર્ધનધર જોડે થાય, તે નિરોધનો અર્થ એ કે પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ નિરોધ: એ નિરોધ થવાનો બીજો ઉપાય નથી. શ્રીમહાપ્રભુજીના લાલજી શ્રીગુરુ તેમની કૃપા અને સત્સંગ શ્રીકૃષ્ણનામ ભગવચ્ચરણોદક એ વિના બીજો ઉપાય નથી, એ તુને સિદ્ધાન્ત હતો તે કહ્યો.

इति श्रीकृष्णजनकविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां
पुष्टभक्तमनमोहिन्यां अष्टमप्रश्नोत्तरं समाप्तम् ॥

શ્રીકૃષ્ણઃ ।

# નવમ પ્રશ્ન

## પ્રભુ જે કરે છે; તે ભક્તના ભલા માટેજ કરે છે.

### કૃપાવિચાર.



વળી શિષ્ય બોલ્યો કે-શ્રીગુરુદેવ મહારાજ! આપે મુને મનોજનિત દુઃખનું સમાધાન યુક્તિ દૃષ્ટાન્ત તથા શાસ્ત્ર વચન વડે કહ્યું, તે મારા મનમાં બેઠું, પણ વળી મુને એક સન્દેહ ઉત્પન્ન થયો છે કે-સર્વ મોટા પંડિત એમ કહે-છે કે-સઘળું સુખદુઃખાદિ પ્રારબ્ધમાં લખ્યું હોય તે પ્રમાણે વિનાકરે સર્વને થાય છે, ત્યારે હરિભજન સ્મરણનો ઉપદેશ મોટા મહાપુરુષ સર્વને કરે છે, તેનું પ્રયોજન શું લખ્યું હશે? તે તો સહજે પણ થશેસ્તો, એનો નિશ્ચય નથી થાતો, તે મુને કૃપા કરીને સાચી વાત હોય તે કહો. ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે-હે શિષ્ય! તેં એ વાત પૂછી તે ખરી છે, પણ એની સમજણ ઘણી સૂક્ષ્મ

છે, તે તુને સમજાવીને કહીએ તે તું સાંભળ કે–હરિનું સ્મરણ, ભજન અદૃષ્ટમાં તો લખ્યું નથી, ત્યારે તું કહેશે કે કરેથી થાય, તે ના, કરેથી પણ નથી થતું, તે કેમ જાણીએ?-કે જો કરેથી થતું હોય તો મોટા પંડિતજન જાણે છેરતો, જે સંસાર નરકનું દ્વાર છે, ને હરિનું સ્મરણ કલ્યાણનું દ્વાર છે, તે જાણે છે તદપિ સંસારમાંથી મન કહાઢીને કેમ નહિ કરતા હોય ? જો પોતાના બલથી થાતું હોય તો કરે નહિ શું ? તે નથી કરતા. ત્યારે એવું જાણ્યામાં આવે છે કે કર્યાથી પણ નથી થાતું; ત્યારે તું કહેશે કે અદૃષ્ટમાં નથી લખ્યું તેથી તે કરે તો થાતું નથી, ત્યારે શી રીતે થાય ? તે તુંને થાવાનો પ્રકાર કહીએ તે સાંભળ કે–જે જીવને પોતાનો જાણીને પોતે કૃપા કરીને જેની પાસે પોતાનું ભજન કરાવે તેણે જ થાય, ને કદી દેખાદેખી કંઈ ઘડી બે ઘડી કરે, પણ સદા નભે નહિ. ત્યારે એમ જ ઠર્યું કે પ્રથમ શ્રીહરિ જેને સંભારે, તેનાથી જ હરિનું સ્મરણ થાય; તે તને દૃષ્ટાન્ત બતાવીએ કે–સંસારના જીવમાત્ર માયા મોહમાં બુડેલા છે, તેઓ દિવસે તો પેટના ધંધામાં ફરે, અને રાત્રિએ નિશ્ચિન્તતાએ ચારે પ્રહર ઉંઘે, પણ પેટમાં એવું કો કાલે થાય નહિ જે હું મનુષ્યદેહ પામ્યો છું, ને શ્રીહરિભજન નથી કરતો, ત્યારે મારી શી વલે થાશે? એવો ચરેડકો પેટમાં પડતો જ નથી, જે હરિના વિચારેલા જીવ છે તેને દિવસે પણ હરિ ભજવાની અરે (ચિન્તા) રહે છે. સંસારનું કામ કરતો જાય તદપિ ને વળી રાત્રે સુવે તે પણ ઉચે જીવે, નિદ્રામાંથી જાગે ને ચરેડકો પડે કે–અરે! હું સંસારી જીવની પેઠે ઉંઘું છું. શું હરિભજવાનો સમય વહી જાય છે. દિવસે તો સંસારનું કામ કરૂં છું, પણ રાત્રિએ હવે શું કામ છે? એમ વિચારીને હરિનું કીર્તન, સ્મરણ કરવા બેસે, ત્યારે એમ સમજવું

કે શ્રીહરિએ પ્રથમ એને સંભાર્યો ત્યારે એ નિદ્રામાંથી ઉઠીને હરિસ્મરણ કરવા બેઠો છે, તે કોની પેઠે કે-જેમ નાનું બાલક ધાવણું નિદ્રામાં સુતું હોય, તેને તેની મા મનમાં હેતને ઉમલકે જાણે કે ઘણીવાર થઈ, એનું ગલું સુકાતું હશે ને એતો ઉંઘમાં જાણતું નથી, પણ એને હું જગાડીને ધવરાવું, એમ વિચારીને તે બાલકની પાસે આવીને, બાપા બચ્ચા કરીને જગાડે, તે જાગ્યા પછી બાલક માતા પાસે ધાવવાનું માગે. ત્યારે તું વિચારી જો કે એ બાલકે ધાવવું માંગ્યું કે માએ મંગાવ્યું? એમ કેવલ યહાં માતાની કૃપા, તેમ પેલા અનુગૃહીતજીવ ઉપર હરિની કૃપા જાણવી. કે-મોહ નિદ્રામાંથી જગાડીને પોતાના સ્મરણરૂપી પયઃપાન કરાવ્યું, એમ વિચારી લેવું. ત્યારે તું એમ કહેશે કે હરિકૃપા કરે તેણેજ હરિસ્મરણ થાય એવું વેદશાસ્ત્રમાં લખ્યું હશે? હા. તે પણ લખ્યું છે તે—

" यमेवैष वृणुते तेन लभ्यः इतिश्रुतिवचनम् "

વળી શ્રીગીતાજીમાં અર્જુનપ્રત્યે શ્રીભગવાને કહ્યું છે તે શ્લોક—

ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते।
तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः॥

વળી બીજું વચન છે શ્લોક—

दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्।

ઇત્યાદિ વચન તો ઘણાં છે, પણ એમ સમજી લેવું કે જેની ઉપર હરિકૃપા હોય તેણેજ હરિસ્મરણ થાય. એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ! આપે મુને એમ કહ્યું કે હરિ કૃપા કરે ત્યારે હરિસ્મરણ થાય, ત્યારે શ્રીહરિ કૃપા કરે

ત્યારે અદૃષ્ટમાં ન લખ્યું હોય તદપિ શ્રીહરિ કૃપા કરે તો થાય, તે જેને જેને અદૃષ્ટમાં લખ્યા વિના સુખદુઃખ હરિએ આપ્યું હોય તેનો ઇતિહાસ નામ સહિત તુને સમજાવીને કહીએ, એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે—સાંભળ! બાર માસનો મલરૂપ જે મલમાસ તેના અદૃષ્ટમાં પુરુષોત્તમસદૃશ થાવું કયાં લખ્યું હતું ? અહિંઆં સંસ્કારાદિપણ કશું સંભવતું નથી, શરણાગત જાણીને કેવલ પોતાની કૃપાબલથી શ્રીપુરુષોત્તમ મલમાસને આપસદૃશ કરીને પુરુષોત્તમનામ પણ આપ્યું; વળી જો કે સુદામા બ્રાહ્મણને તેની રંકભાર્યાને અર્થે ભૂમિને વિષે નિત્ય ઇન્દ્રનો વૈભવ ભગવાને કૃપા કરીને આપ્યો, તે તેના અદૃષ્ટમાં કયાં લખ્યો હતો? વળી કહીએ તે સાંભળ, કે—બ્રહ્માના અદૃષ્ટમાં પુત્રીસંબંધી લાંચ્છન કયાં લખ્યું હતું? વળી શ્રીમહાદેવજીના અદૃષ્ટમાં બ્રહ્મકપાળ કયાં લખ્યું હતું ? વળી જયવિજયના કર્મમાં બ્રહ્મશ્રાપ આસુરજન્મ કયાં લખ્યો હતો? વળી ધ્રુવજીના અદૃષ્ટમાં કાળને માથે પગ ધરવો કયાં લખ્યો હતો? અને વળી પાંડવે અત્યન્ત દુઃખ ભોગવ્યું તે તેમને સંચિતક્રિયમાણને પ્રારબ્ધ કાંઈ સંભવતું નથી, અને વળી શ્રીકૃષ્ણચન્દ્રના પ્રિય ગણાતા હતા, તેમને દુઃખ એ ઘણી અસંભવવાત છે, તે સ્થળે વચન છે, પ્રથમસ્કન્ધ ભીષ્મોક્તિ.

यत्र धमसुतो राजन् गदापाणिर्वृकोदरः ।
कृष्णोऽस्त्री गांडिवं चापं सुहृत्कृष्णस्ततो विपत् ।अ.९-१.५

અહિંઆં કેવલ પ્રભુઇચ્છા પ્રબલ જાણવી; વળી ધ્રુવજીના અદૃષ્ટમાં ધ્રુવપદ પ્રાપ્તિ કયાં લખી હતી ? વળી કૌરવ પ્રાકૃત સુખ ઘણાં પામ્યાં તે દુષ્ટને સુખ કેમ સંભવે? માટે અહિંઆં પણ હરિનીઇચ્છા માનવી. અને વળી મહાદુષ્ટ એવા જે અસુર

પ્રભુના દ્વેષી અને હરિભક્તના દ્રોહી તેમને અસુરને બહુ શ્રમે જે મુનિને નથી મળતી તે મુક્તિ પણ સહજમાં પ્રાપ્ત કેમ થઈ? એમ શું અદૃષ્ટમાં ઈયાંને (એમને) લખ્યું હતું? અહિંઆં કેવલ ભગવદિચ્છા જાણવી. અને વળી ભક્તરાજ એવા જે પ્રહ્લાદજી, તીયાંણે (તેમણે) અતિશય દુઃખ વિવિધ પ્રકારે ભોગવ્યું, તે શું ઈયાંના અદૃષ્ટમાં લખ્યું હતું? વળી તું જો કે એ કૌરવની સભામાંથી વિદુરજી રીસાઈને તીર્થાટન કરવાને પધાર્યા. ત્યાં એમ લખ્યું છે કે–ઈયાંથી (ત્યાંથી) સર્વમાંગલ્યરૂપધારી વિદુરજી પધાર્યા; ને વળી કુરૂક્ષેત્રમાં ઘણાએક સુભટ એક કાલાવિચ્છિન્ન મૃત્યુ પામ્યા. તે શું એક કાલે સર્વનો આયુર્ પુરો થયો હુતો? માટે અહીંઆં પણ ભગવદિચ્છા પ્રબલ માનવી. ત્યારે તું કહેશેકે અદૃષ્ટનાં લખ્યા પ્રમાણે થાય છે. પણ સંસારી જીવને વિષે એ વચન છે. શરણાગત હરિના ભકતને તો સુખદુઃખ શ્રીહરિની ઈચ્છાજનિત છે. શ્રીહરિ પોતાના ભકતનું અહિત કરવાને શકય નથી, તો બીજો તો કોણ હોય? એટલે નજ હોય તેનુ વચન શ્લોક

हरिरत्र न शक्नोति कर्तुं बाधां कुतोऽपरे ।

શ્રીમહાપ્રભુજીનું વાકય છે. જીવને ભવિષ્યનું જ્ઞાન નથી; માટે હરિનું ચરિત્ર અટપટું જોઈને દુઃખ માને છે, પણ તેમાં આગળ સુખ દેખવાનું છે, તેનાં ઉદાહરણ કહીએ તે સાંભળકે–અર્જુનને ઉર્વશીદ્વારા તું વ્રંઢળ ( નપુંસક ) થાજે એવો શાપ દેવરાવ્યો, તે તુરતતો ભવિષ્ય સમજ્યા વિના માઠું લાગ્યું, પણ એક વર્ષ લગી વૈરાટ રાજાને ત્યાં ગુપ્ત રહેવું પડયું ત્યાં તે શાપ સુખરૂપ થયો, ત્યારે શ્રીપ્રભુનો ગુણ માન્યો, એજ રીતે વળી પરીક્ષિત-રાજાને દુર્બુધ્ધિ ઉપજાવીને સર્પ હણાવીને સમીકઋષિના કંઠમાં ભરાવ્યો, ત્યારે તેને પુત્રે શાપ દીધોકે મારા પિતાના કંઠમાં

વણુ વાંકે સર્પ ભરાવ્યો તે રાજાને સાતદિવસમાં તક્ષકનાગ કરડજો, ને દેહપાત થજો. એવો શાપ સાંભળીને રાજા ભયભીત થઈને પશ્ચાતાપ કર્યો કે અરે ! અતિજુગુપ્સિત કર્મ મારાથી બન્યું, મને ધિક્કાર છે, એમ વિચારીને વૈરાગ્ય આવ્યો, અને તત્કાલ રાજ્યનો ત્યાગ કરીને શ્રીગંગાજીને તીરે અનશનવ્રત લઇને બેઠા, તે તુરત તો કટુ લાગ્યું, પણ જો પ્રભુ એવી બુદ્ધિ ન આપત તો રાજ્ય તજીને શ્રીસુખરૂપ શ્રીભાગવતશ્રવણ કરવાનો એકાગ્રચિત્તે સમય ભય વિના ક્યાં આવત ? માટે એ પણ વિચારી જોતાં પ્રભુએ સમજીને હિત કર્યું છે. વળી જો કે નળ રાજાને કરકોટક નાગ દ્વારા દંશ કરાવીને જો કુરૂપ ન કરાવ્યો હોત તો અતિશય રૂપવંત તે નળ ગુપ્ત શી રીતે રહેત ? વળી પાછા તે નાગ પાસે પાંચ વસ્ત્ર અપાવ્યાં હતાં, ને તે નાગે તે સમય કહ્યું હતું કે—તારા દુઃખના દિવસ તું ભોગવી ચૂકીશ, પછી આ વસ્ત્ર પરિધાન કરીશ, ત્યારે હતો તેવો ને તેવો સ્વરૂપવાન થશે. એ પણ પ્રભુનું હિત સમજવું. વળી તું જો કે શ્રીવેદવ્યાસજીને મનોવ્યથા પ્રભુ ન ઉપજાવત તો કલેશ પામ્યા વિના શ્રીનારદજીને શરણ કેમ જાત ? જેને કર્મ ઉપર પ્રીતિ હતી તે નારદજીની શિક્ષા વિના પ્રેમલક્ષણા ભક્તિ કેમ પામત ? માટે એ પણ શ્રીપ્રભુજીનું હિત છે. વળી તું જો કે વૃન્દાસતી જાલંધર અસુરની સ્ત્રી હતી, તેને શ્રીહરિએ તેના સ્વામીનું રૂપ ધરીને તેને સત્યથી ચુકાવી, તેને તુરતતો કટુ લાગ્યું, પણ જો એમ પ્રભુ ન કરત તો ત્રૈલોકસુંદર શ્રીકૃષ્ણચન્દ્રસ્વામી એને કયમ મળત ? માટે એ પણ પ્રભુનું વિચારે તો હિત છે. વળી તું જો કે ઉદ્ધવજીને જો જ્ઞાનાભિમાન ન ઉપજત તો પ્રભુ એને વ્રજમાં શીદ મોકલત. અને શ્રીગોપીજનનું દર્શન કેમ થાત ? ને તેનાં દર્શન અનુ-

અહ વિના પ્રેમલક્ષણાભકિત શ્રીજીની કેમ મળત? માટે એ પણ પ્રભુએ ઉદ્ધવ ઉપર હિત કર્યું છે, એમ સમજવું. વળી જોકે અમ્બરીષ રાજાને અભયા એકાદશી કરવાનું મન ના થાત તો દુર્વાસાદ્વારા એ દુઃખ દીઠા વિના અન્યાશ્રય છુટીને અનન્યભકિત શ્રીકૃષ્ણચન્દ્રની કેમ આવત? માટે વિચારતાં એમાં બન્નેનું પ્રભુએ હિત કર્યું છે, વળી તું જોકે ચિત્રકેતુરાજાને પુત્ર મૃત્યુ પામ્યાનો શોક ન વ્યાપત તો શ્રીનારદજી ઉપદેશ કરીને સાતદિવસમાં શ્રીસંકર્ષણ મૂર્તિનું સાક્ષાત્ દર્શન પામીને સંસારના દુઃખથી કેમ છુટત? માટે એ પણ પ્રભુનું હિત સમજી લેજો. વળી તું જોકે રોમહર્ષ ઋષિ પાસે શાપ દેવરાવીને વાયસતનુ ન પામત તો મુનિ પોતાના મનમાં પસ્તાઈને માયાકાલથકી છુટીને શ્રીરામચન્દ્રજીની દૃઢ ભક્તિ કાકભુસંડીજી કયાંથી પામત? જો વિચારી જોઈએ તો એ યુકિતબલે શ્રીહરિએ હિત કરાવ્યું છે, વળી તું જોકે નંદદાસજીને ક્ષત્રિયની સ્ત્રી ઉપર જો અત્યન્ત મોહ ન ઉપજત તો તેનાથી લોભાયા થકા શ્રીગોકુલમાં આવ્યા તે વિના કયાંથી આવત? અને શ્રીગુંસાઈજીનું ને શ્રીનાથજીનું સાક્ષાત્ દર્શન કેમ પામત? અને પ્રેમલક્ષણા ભક્તિ અનન્ય દૃઢ કેમ પામત? માટે એ યુકિત વડે પ્રભુએ નન્દદાસજીને અત્યન્ત હિત કર્યું છે. વળી તું જોકે છીત સ્વામીજી માથુર બ્રાહ્મણ હુતા, તીયાંને (તેમણે) શ્રીગુંસાઈજીની પરીક્ષા લેવાનું મન ના થાત તો ખોટો રૂપઈઓ ખોટું શ્રીફલ લેઈને શ્રીગુંસાઈજી પાસે સીદ આવત? ને મનના સઘળા સન્દેહ છુટીને શ્રીપુરુષોત્તમની સાક્ષાત્ પ્રાપ્તિ કયમ થાત? માટે એ પણ યુક્તિ કરીને શ્રીજીએ હિત કર્યું છે. વળી તું જો કે—શ્રીગોપીજન સરખાં ભક્ત તો જગતમાં કોઈ નથી? તે તીયાંના (તેમના) હૃદયમાં ઇચ્છાજનિત અહંકાર પ્રભુએ ઉપજાવ્યો, જો તે અહંકાર ન ઉપજત તો પ્રભુ અન્તર્ધાન શીદ થાત? ને જો અન્તર્ધાન ન

થાત તો પ્રાણાન્ત દુઃખ એવો વિરહ તાપ કયાંથી ઉપજત? તે વિરહતાપદ્વારા એ પરાભક્તિ પ્રેમલક્ષણા અચલ શ્રીગોપીજનના હૃદયમાં શ્રીજીની કયમ સ્થાપિત થાત ? તે વિરહતાપનું દુઃખ તો ઘણું પામ્યા, પણ સર્વોત્કૃષ્ટ પ્રેમની પ્રાપ્તિ થઈ, એ પણ શ્રીજીનું ઘણું હિત જાણવું; વળી તું જો કે તુલસીદાસજીને પોતાની સ્ત્રી ઉપર અત્યન્ત સ્નેહ હતો તે પરાકાષ્ઠા દુઃખ પામીને તે પિયર ગઈ હતી, ત્યાં નદી તરીને તે સાસરાના ઘરમાં જ્યાં સુતી હતી ત્યાં અકથિત દુઃખે બેભાન થઈને પોહોંચ્યા. તે સમય તે સ્ત્રી જાગીને કહ્યું કે–અહો આ ઠેકાણે તમો કેમ આવ્યા ? ત્યારે વિતેલી વાત બધી માંડીને કહી. ત્યારે સ્ત્રીએ કહ્યું કે–આટલો સ્નેહ મારી ઉપર વિષયતૃષ્ણા માટે રાખો છો, ત્યારે જો એવો સ્નેહ શ્રીરામચન્દ્રજી ઉપર હોય તો તમને સાક્ષાત્કાર દર્શન પ્રભુનાં થાય, તે સાંભળીને તુલસીદાસજીને અત્યન્ત ચટકો લાગ્યો. ને સ્ત્રીથકી વૈરાગ્ય થયો; પછી થોડેએક દિવસે શ્રીરામચન્દ્રજીનાં સાક્ષાત્ દર્શનની પ્રાપ્તિ થઈ. જો સ્ત્રીદ્વારા કઠણ વચન પ્રભુ ન સંભળાવત તો વિષયતૃષ્ણાવાળાને શ્રીરામચન્દ્રજીની સાક્ષાત્ પ્રાપ્તિ કયમ થાત ? જો વિચારે તો તે પ્રભુએ તુલસીદાસને પરમ હિત કર્યું છે ? વળી એજ રીતે ચિંતામણિ ગણિકા ઉપર બિલ્વમંગળજીને વિષયમોહ હતો, તે પણ કઠણ વચન સાંભળીને વૈરાગ્ય થયો, તે તીયાંને (તેમને) વૃન્દાવન ગયાથી શ્રીવૃન્દાવનચન્દ્રની પ્રાપ્તિ થઈ. પછી તે ચિન્તામણિ ગણિકા પણ તીયાંના (તે તે) સ્નેહની બાંધી શ્રીવૃન્દાવનમાં આવી, તે તેને પણ ભગવત્પ્રાપ્તિ થઇ, તે પણ પ્રભુનું બન્ને ઉપર પરમ હિત જાણવું. એવું સાંભળીને વળી શિષ્ય બોલ્યો કે–મહારાજ ! પોતાના ભક્તનું સઘળે ઠેકાણે ભવિષ્ય વાત વિચારીને

સારૂં કર્યું ને વળી કરે છે ને કરશે તે તો હું સમજ્યો, પણ પોતાના ભકતને અજાણ્યું દુઃખ આવી પ્રાપ્ત થાય ત્યાં વિનતિ કર્યા વિના પ્રભુ પોતાની મેળે દાસને સાહાય્ય કરે કે નહિ? અને દુઃખ જાણ્યા વિના અચાનક પ્રાપ્ત થાય, ત્યાં ભકતને વિનતિ કરવી કેમ સંભવે? ત્યારે ત્યાં તે ભકતની વિનતિ વિના દુઃખસંકટનિવૃત્તિ કરે કે નહિ કરે; એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે તાત! તેં પૂછ્યું તે પ્રમાણે પોતાના મન થકી પ્રભુએ ઘણે ઠેકાણે ભક્તને સાહાય્ય કરી છે, તીયાંનાં (તેમનાં) નામ બતાવું તે સાંભળ કે—એક જગન્નાથ જોષી સાચોરા બ્રાહ્મણ શ્રીવલ્લભાચાર્યજીના શિષ્ય હુતા, તે તીયાંની (તેમના) ઉપર કોઈ એક રજપુતને કોઈ એક વાતે વૈરભાવ આવ્યો હુતો, તે માટે પ્રભાતે બહિર્ભૂમિ ગયા હુતા, ત્યાં તે રજપુતે આવીને પાછળથી જોષીના કંઠમાં ઉરપર ઝટકો નાંખ્યો, તે સમય અચાનક પાછળથી આવીને વિનતિ વિના પોતાના મનથી તે રજપુતનો શ્રીપ્રભુજીએ હસ્ત ઝાલ્યો અને વિઘ્ન મોટું નિવારણ કર્યું, એ રીતે સદાકાલ પોતાના ભકતના પોતેજ રક્ષક છે. વળી જોકે એક શ્રીહરિનો સેનો નામનો નાપિક ભકત હુતો; જે હરિનો ભકત હોય તેને હરિભકત વહાલા હોય એતો અનાદિ રીત છે. હરિભકત વહાલા ન હોય ને તે કહેશે કે—મુને હરિવાહાલા છે તે વાત જુઠી, તે નરસિંહ મેહેતાજીએ ગાયું છે—

હરિવાહાલા કયમ જાણીયેરે હરિજન હોયે વાહાલા,
નહીતો પાખંડ જાણીયેરે શ્રમ કરે તે ઠાલા;
હો સજની હરિરસ કોઇએક જાણે.
જ્યાંહાં વૈષ્ણવ સુખ પામે સારાં ત્યાંહાં સુખીયા ગોપાળ;
નરસીયાના નાથની નિર્ભય લીલા, બીજું સહુ આળપંપાળ.
હો સજની હરિરસ કોઇએક જાણે.

વળી સુરદાસજીએ ગાયું છે—

શ્રીપતિ દુઃખિત ભક્ત અપરાધી;
સંતન દ્વેષ દ્રોહતા કરીકે આરત સહિત મોકું આરાધે;
સુનો સકલ વૈકુંઠ નિવાસી, સત્ય કહુજી ન માનો ખેદ;
તિનપર કૃપા કરૂં મૈં કૈસી, બીત્ર પૂજે પાઊં કંઠકો છેદ;
જનસોં બૈર પ્રીત મોહીસોં મેરો નામ નિરન્તર લેહે;
સૂરદાસ ભગવંત બદત યોં મોહિભજે મુનિજમપુરી જેહે;

તે સેનો રાજાનો ચાકર હતો, તે રાજાના ઘરનું તેડું આવ્યું હતું, તે હજામત કરવાને જતો હતો, એટલે રસ્તામાં કોઈ બે ચારેક દ્વારિકાવાસી સાધુ કોઈ દુકાનમાં બેઠા હતા, તે તીયાંને (તેમને) હજામત ઘણી થઈ હતી, તે પ્રત્યે એ સેનાભકતે તે સાધુઓને પૂછ્યું કે હે મહારાજ! જો આપ મુને આજ્ઞા કરો તો હું હજામત વધી છે તમારી, તે હું કરૂં, ત્યારે તે સાધુ બોલ્યા કે–હે ભાઈ! હમારી પાસે પૈસા તો નથી, જો સાધુ જાણીને કરે તો સારી સેવા છે, ત્યારે તે સેનો બોલ્યો કે–જે મહારાજ! મારે પૈસો નથી જોઈતો હું તો હરિભક્તનો દાસ છું. ત્યારે સાધુઓએ કહ્યું કે કર, ભાઈ હજામત. પછી તે હજામત કરવાને બેઠો, મનમાં તો સમજ્યો કે વાર લાગશે, ત્યારે રાજા મુને મારશે, તે હું માર ખાઈશ પણ સાધુની સેવા નહિ મૂકું, એવું મનથી નિશ્ચય કરીને ત્યાં સાધુની સેવા કરવા બેઠો ત્યારે પરમેશ્વરે વિચાર્યું કે માર કબુલ કરીને મારા ભક્તની ટેહેલ કરવા બેઠો છે. ત્યારે એનું દુઃખસંકટ હું ન ટાળું તો કોણ ટાળે, એવું વિચારીને વિનતિ કર્યા વિના તે સેનાનાપિકનું રૂપ ધરીને પોતે તે રાજાને ત્યાં જઈને રાજાની હજામત કરી, પણ તે હજામત કરતાં કરતાં એટલો ચમત્કાર જણાવ્યો કે રાજાએ કહ્યું કે–અલ્યા આરસી આપ, ત્યારે બે હસ્ત

બીજા પ્રકટ કરીને આરસી આપી, રાજાના મનમાં સન્દેહ તો થયો કે મારે માથેથી હાથ તો ખસ્યા નથી, ને આરસી કીયે હાથે આપી હશે, એવો મનમાં સંશય તો થયો, પણ રાજા બોલ્યો નહિ, વાત મનમાં રાખી પછી આપતો હજામતે કરીને પધાર્યા, પછી ઘડીએકે પેલો સેનોનાઈ રાજા પાસે આવીને સલામ કરીને બોલ્યો કે મહારાજ! મારી ચૂક પડી છે, ત્યારે રાજા બોલ્યો કે–હવડાં (હમણાં) હજામત કરીને ગયો છે ને વળી પાછો કેમ આવ્યો છે? ત્યારે એણે જાણ્યું કે–મુને મરડનો બોલ કહે છે મેં નથી અવાયું તેથી, ત્યારે રાજાએ પૂછ્યું કે અલ્યા શી ચૂક પડી છે? ત્યારે સેને કહ્યું કે–ચાર સાધુની હજામત કરતાં ચાર ઘડી વાર લાગી, એ ચૂક પડી છે મહારાજ! ત્યારે રાજાએ વિચાર્યું કે–એ સાધુની સેવા કરવા રહ્યો માટે એને બદલે શ્રીભગવાન પધાર્યા ને મુને હાવાં (હવે) નિશ્ચે થયું કે–પેલી આરસીનો ભ્રમ ભાગ્યો, કે–શ્રીભગવાન વિના બીજા હાથ પ્રકટ કોણ કરે, મારૂં પણ ધન્યભાગ્ય કે મુને એને સંબંધે શ્રીભગવાનના શ્રીહસ્ત અડકયા, એમ સમજીને રાજાએ પ્રસન્ન થઈને સેનાને ઈનામ આપ્યું, ત્યારે સેનો સમજ્યો કે મેં હરિને વિનતિ તો નહોતી કરી, પણ પોતાના મનથી જ મુને ગુલામ જાણીને મારૂં સંકટ ટાળ્યું, ને મારે માટે શ્રીપ્રભુને કષ્ટ પડયું એમ સમજો.

વળી દક્ષિણમાં દામાજીપંત બ્રાહ્મણ શ્રીવિઠ્ઠલનાથજીના ભક્ત હતા, તેણે દુષ્કાલ પડયો હતો, ત્યારે પાદશાહના ભરેલા અન્નના ભંડાર હતા (મંગળવેડા ગામમાં બેદરીના કિલ્લાનો કારભાર હતો તે ઠેકાણે અન્નના ભંડાર હતા) તે પોતે માર કબુલ કરીને પરમેશ્વરને નામે લુંટાવી દીધા, તે ખબર પાદશાહને

થઈ, તે પાદશાહનાં માણસ દામાજીપંતને ઝાલવાને આવ્યાં, તે દામાજીપંત મનમાં તો સમજી ગયા કે હું ગુન્હેગાર થયો છું, ને મારશે તો ખરાસ્તો, ત્યારે બોલ્યા કે–ચાલો આવુ છું. પણ કહો તો હું સ્નાન કરી લેઉં, તે સીપાઈઓએ કહ્યું કે–ભલા નાહી લ્યો તે નાહવા રહ્યા એટલામાં શ્રીવિઠુબાએ એનું અકલચરિત્ર કર્યું કે વિના વિનતિ શ્રીરૂકમાબાઈનાં આભૂષણ બધાં વિક્રય કરીને તે દ્રવ્યની હુંડી પેલા અન્ન કરતાં ચોગણી પોતે માહારનું રૂપ ધરીને પાદશાહને ઘેર પોતું ભર્યું. તે એ વાતતો ઘણી લાંબી છે પણ થોડાએકમાં સમજી લેજો. કે–એવા પ્રભુ ભકતાધીન છે? વળી તું જોકે શ્રીમહાદેવજીનાં સ્ત્રી સતી તેમની ઉપર દુષ્ટભાવ વિચારીને જાળંધર અસુર શ્રીમહાદેવજીનું રૂપ ધરીને એકાન્ત સ્થલમાં આવી ઉભો રહ્યો, ત્યારે સતીએ પૂછ્યું કે જાળંધર જોડે તમો યુદ્ધ કરવાને ગયા છો ને અહીંઆં અચાનક કયાંથી આવ્યા? ત્યારે પ્રભુએ જાણ્યું કે એ સતી મારી ભકત છે, તે એ અસુરનો છળ જાણતી નથી, તે એનો ધર્મ ભ્રષ્ટ થશે, માટે વિનતિ વિના પોતે પાછળથી જ જણાવી દીધું કે હે સતિ, ચળીશ નહિ, એ શ્રીમહાદેવજી નથી, એવું જાણીને ચેતી ગયાં ને છળાયાં નહિ.

અને વળી શ્રીમહાપ્રભુજીના સેવક રામદાસજી હતા, તેને દ્રવ્યનું સંકટ ઘણું હતું, તેથી મોદીનું નામું ચઢ્યું હતું, તે રામદાસજીનું રૂપ ધરીને મોદીનું નામું શ્રીઠાકુરજી વિનતિ વિના દ્રવ્ય આપીને ચુકવી આવ્યા, ને કાંઇએક દ્રવ્ય વધતું પણ આપ્યું, તે મોદીએ જાણ્યું કે આગળ વોરત કરતા તેવી રીતે કરશે, તેમાં મુજરે આપીશું, ને નામું ચુકવવાની વાત રામદાસજી તો જાણતા જ નથી. તે એક દિવસે મોદીની નજર

ચુકવીને અવળું ભાળીને દુકાન આગળ થઇને ચાલ્યા. મનમાં જાણ્યું જે દેખશે તો નામું ચુકવવા માટે ટોકશે, માટે છાનામાના ચાલ્યા. પણ પેલે મોદીએ તો દીઠા, ત્યારે કહ્યું કે હે રામદાસજી! એવડો મારો શો અપરાધ છે જે મારી દુકાનેથી કશું વોહરતા નથી? ભલે ન વહોરો તો તમારી મરજી, પણ તમારૂં દ્રવ્ય વત્તું છે તે તો લઇ જાઓ, એવું કહીને દુકાન ઉપર તેડીને પેલું નામું દેખાડ્યું. તેમાં શ્રીઠાકુરજીના શ્રીહસ્તાક્ષર દીઠા, પછી મનમાં ક્લેશ પામ્યા જે હું કંઇ ઉદ્યમ નથી કરતો તે માટે મારાવાસ્તે શ્રીઠાકુરજીને શ્રમ કરવો પડે છે, એવું જાણીને પોતે સીપાહીગીરીનો રોજગાર કરીને સેવા કરતા.

વળી સુરદાસજી મહાપ્રસાદ લેવા બેઠા હતા, ત્યાં એક પોતાનો ખવાસ હતો તેનું નામ ગોપાલ હતું. તે જલની ઝારી સુરદાસજી પાસે ધરવી ભૂલી ગયો હતો, તેટલામાં ગળામાં ગ્રાસ અટક્યો તેથી ડાબો હાથ ઝારીને ઠેકાણે ફેરવી જોયો. ત્યારે ઝારી ન દીઠી, ત્યારે કહ્યું કે–અલ્યા ગોપાળ, જલની ઝારી લાવ, મને ગળામાં ગ્રાસ અટકયો છે, તે ખવાસતો ગોબર લેવા ગયો હતો, તે સુરદાસજીની હાક સાંભળી નહિ, એટલામાં સુરદાસજીનું પ્રાણાન્તકષ્ટ જાણીને "ગોપાલ" શબ્દ સાંભળીને નિદ્રામાંથી શ્રીજી જાગીને પોતાની સોનાની ઝારી એક પલ પહેલાં પોતે શ્રીજીએ સુરદાસજીના હસ્તમાં આપી, તે જલપાન કર્યું, ત્યારે ગ્રાસ ઉતર્યો. એટલામાં પેલો ગોપાલ ખવાસ આવ્યો તેણે કહ્યું કે હે સુરદાસજી! હું તો આજ જલની ઝારી ધરવી ભૂલી ગયો હતો ને આ શ્રીજીની ઝારી આપની પાસે કોણે ધરી છે? ત્યારે સુરદાસજી મનમાં સમજીને બોલ્યા કે–" રે મૂર્ખ તું ગોપાલ કાયકો, મેં ગોપાલ કરકે પુકાર્યો તબ તેં

સૂન્યો નહિ, તબ મંદિરવારે સાંચે ગુપાલને અપની ઝારીકો જલ મોકું પ્યાયો, તબ મેરો પ્રાણ બચ્યો; બીના બિનતી વે ગોપાલ બીના કોન સાહાય કરે ?” એમ કહ્યું.

વળી કૌરવને બીજા રાજાની પંક્તિમાં શ્રીદ્રૌપદીજી પરિવેષણ કરતાં હતાં, ત્યાં હાથમાંતો અન્નનું પાત્ર હતું, ને ચોળીની ગ્રન્થિ છુટી ગઇ, તે પ્રભુએ ઝટ જાણ્યું કે આ દુષ્ટ સભામાં સતીનું હૃદયસ્થલ દેખીને સર્વ હાંસી કરશે. તેથી હું સાહાય્ય નહિ કરૂં તો એ મારી ભક્તની સાહાય્ય કોણ કરશે ? એવું વિચારીને શ્રીપ્રભુજીએ શ્રીમહાલક્ષ્મીજીના હસ્ત, બે સુવર્ણના ચૂડાવાળા, પ્રકટ કરીને, પાછળ રહીને ઝટ ગાંઠ વાળી દીધી, ચૂડાના ઝલકારા આગળ તે દુષ્ટોએ આંખોએ જોવાયું નહિ; એ રીતે પ્રભુએ વિનતિ વિના સાહાય્ય કરી.

વળી જો કે અમ્બરીષને દહન કરવાને દુર્વાસાએ કૃત્યાનલ પ્રકટ કીધો હતો, તે સમય પ્રાર્થના કર્યા વિના શ્રીભગવાનના સુદર્શને આવીને કૃત્યાનલને બાળી દુર્વાસામુનિને દંડ દીધો.

વળી ધના ભકત ખેતરમાં ઓરવા જતા હતા, તે ઘઉં વડે સાધુને જમાડ્યા. તે ખેતર ઓર્યા વિના ઘેર આવીને કહ્યું કે–ઘઉં અમો ખેતરમાં ઓરી આવ્યા, તે શ્રીભગવાને વગર ઓર્યું ખેતર, તેમાં પ્રાર્થના વિના ચોગણા ઘઉં પ્રકટાવ્યા.

વળી મીરાંને હણવાને રાણાજીએ કમરમાંથી તરવાર કહાઢી, ત્યારે પ્રભુએ બે મીરાં દેખાડી ને બીજી તરવાર કહાઢી ત્યારે પ્રભુએ ચાર મીરાં દેખાડી; તે પણ પોતાના મનથી પ્રાર્થના કર્યા વિના.

વળી નરસિંહ મહેતાજી પોતાના પિતાનું શ્રાદ્ધ હતું તે દહાડે ઘરમાં ઘી નહોતું; તે મહેતાજી બજારમાં લેવા ગયા,

તે રૂપીઆ વિના ઘીતો આવતાં વાર લાગી, ત્યારે સમય વીતી ગયો જાણીને પ્રભુ મહેતાજીનું રૂપ ધરીને ઘી લેઈને ઘેર આવ્યા, ને પ્રાર્થના કર્યા વિના, મેહેતાજીના બાપનું શ્રાદ્ધ પોતે સાર્યું, તે પણ બ્રહ્મભોજન કરાવીને, એક એક મોહોર સોનાની બ્રાહ્મણને દક્ષણા આપી ત્યાર પછી મહેતાજી ઘી લેઈને ઘેર આવ્યા, ત્યારે માણેક મહેતી આદિ સઘળાં સમજ્યાં કે–શ્રીપ્રભુ પધાર્યા હુતા ને મહેતોજીતો હુવડાં (હુવણાં) આવ્યા છે.

વળી શ્રીપ્રહ્લાદજીનું વચન સત્ય કરવાને માટે પ્રાર્થના વિના સ્થંભમાંથી શ્રીનૃસિંહજી પ્રકટ થયા.

વળી માધવદાસજી સમુદ્રની તીરે ટાઢે હેરાન થતા હુતા, તે પ્રાર્થના વિના જગન્નાથરાયજીએ અડધી રાત્રિએ પોતાની બનાત ઓઢાડી.

અને વળી ચન્દ્રહાસ પોતાનો ભક્ત હતો તે તેને પણ પ્રાર્થના કર્યા વિના વિષ દેવું મટાડીને વિષયા–સ્ત્રી દેવરાવી. એ રીતે. વળી ઓખામેલ શ્વપચ પોતાનો ભક્ત હતો, તેની સ્રીને નણંદરૂપ થઈને વિના પ્રાર્થનાએ પ્રભુએ પોતે સુવાવડ કરી, એ રીતે ઘણેએક ઠેકાણે ઘણાએક ભક્તની વિના પ્રાર્થનાએ પ્રભુએ સાહાય્ય કર્યું છે; ને ભકતતો ગાફીલ હોય, પણ પ્રભુ નેત્રના પલકની પેર્યે સાહાય્ય કરે છે. તે જલને વિષે તથા સ્થલને વિષે, વનને વિષે, વસ્તીને વિષે, પહાડ પર્વતને વિષે, ત્રણે લોકને વિષે, પ્રભુ ભકતને પોતાના મનથી સાહાય્ય કરે છે. અને વળી સર્વ વસ્તુ કરવાને પ્રભુ સમર્થ છે, પણ પોતાના ભકતનું અહિત કરવા સમર્થ નથી, પણ તુરત હાર્દ સમજ્યા વિના જીવ દોષબુદ્ધિ આણે છે, પણ પ્રભુ તે દોષને ગણુતા નથી. માતા પિતાની પેઠે સદા હિત જ કરે છે, માટે જેમ બને તે રીતે

પ્રભુને સન્મુખ જ રહેવું. તે વળી સર્વ સાધનનું બલ મુકીને એક સાચું શરણાગતિનું જ બલ રાખવું. પછી સાધુ હો. અસાધુ હો! અથવા સાધન હો! વા અસાધન હો! પણ કેવલ શ્રીહરિની શરણાગતિ વડે સર્વ સુખની પ્રાપ્તિ શ્રીપ્રભુ કરાવે એમાં સંશય ન મલે, તેનું વચન શ્લોક—

असाधनं साधनं वा असाधुः साधुरेव हि ।
शरणागमनादेव फलं प्राप्नोत्यसंशयः ॥
अहितं निजभक्तानां न विदधाति कर्हिचित् ।
सर्वेषामेव सखा स्वीयनिजानां न कथं भवेत् ॥

વળી સુરદાસજીએ પણ ગાયું છે–તે કીર્તન—

દેખો દેખો હરિજુકો એક સ્વભાવ;
અતિગંભીર ઉદાર ઉદધિ પ્રભુ જાનંશિરોમણિરાવ,
રાઈ જીતની સેવાકો ફલ માનંત મેરૂ સમાન;
સમઝ દાસ અપરાધ સિન્ધુસમ બુંદન એકો માન;
બદન પ્રસન્ન કમળપદ સન્મુખ રાજતહુી હરી એંસેં;
વિમુખ ભયે હું કૃપાયા મુખકી ફિર ચિતવું તબ તૈશે;
ભક્તબિરહ કાતર કરૂનામય ડોલત પાછે લાગે;
સૂરદાસ વેંસે પ્રભુકોકીત દીજત પીઠી અબાગે.

માટે પુષ્ટિમાર્ગના પ્રભુનો એવો સ્વભાવ કૃપાલુ છે તેથી જેમ બને તેમ તેને ભજવા.

इति श्रीकृष्णजनकविद्यारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्ट[illegible]हिन्यां नवमप्रश्नोत्तरं समाप्तम् ॥

તા. ક. આ પ્રશ્ન શ્રીઅવંતિકાપુરી મોક્ષદાયક મધ્યે બેગમપુરામાં લખ્યો છે.

श्रीकृष्णः ।

# દશમ પ્રશ્ન

## પ્રભુની અલૌકિક લીલાઓ.



વળી શિષ્ય બોલ્યો કે-હે મહારાજ ? આપે મુને કહ્યું કે-જેને શ્રીભગવાન કૃપા કરે તેણે જ શ્રી ભગવત્સ્મરણ થાય, અને વિનતિ વિના શ્રીભગવાન પોતાના ભક્તનું હિત જ કરે છે, એ વાત પણ આપે મુને યથાવિધિ સમજાવીને કહ્યું, તેતો મારા હૃદયમાં બેઠું. પણ વળી એક મુને સન્દેહ ઉત્પન્ન થયો છે કે-શ્રીમદ્‌ભાગવત દશમ સ્કન્ધમાં પંચાધ્યાયી પ્રકરણમાં હરિ, ભગવાન્, ઇશ્વર, તે નામનાં લક્ષણ મુને સમજાવીને વિસ્તારીતે કહો, અને વળી શ્રીકૃષ્ણચન્દ્ર સ્વેચ્છાનુચારી છે, અને અકળ અગાધ ગતિવાળા છે, અને વિરુદ્ધ ધર્માશ્રયવાળા છે ઇત્યાદિ લીલા શી રીતે છે ? તે મુને સારી પેરે સમજાવીને કહો. તે સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે-એ તેં પ્રશ્ન પૂછ્યો તે વિસ્તારીને કહેતાં તો ઘણો મ્હોટો

ગ્રન્થ થઇ જાય, તદપિ તુને થોડાએકમાં સમજાવીને કહીએ તે તું સાંભળ કે–પ્રથમ વિરુદ્ધ ધર્માશ્રયની રીત કહીએ છીએ કે–પ્રભુને એકે રીતે પ્રમાણમાં આણીએ એવા પ્રભુ નથી, સર્વે વાત સંભવે ને સર્વથકી વેગળા, એવા શ્રીજી છે. તે તું જો કે કાલના કાલ એવા જે શ્રીમહાદેવજી તેને શ્રીકૃષ્ણચન્દ્રે અનાયાસે જીતી લીધા, અને કાલયવનથી શિવજીનું વચન પાળવા માટે પલાયન કર્યું, માટે ધીર કે અધીર ઇયાંને (એમને) કશું કહેતાં સંભવે નહિ; અને વળી બ્રહ્મચારી પણ કયમ રહીએ. શ્રીગોપીજન જોડે સદા રમણ તો કરે છે, ત્યારે કામી કહીએ, તો તે પણ ન કહેવાય, કેમકે શ્રીગોપીજન દુર્વાસાને ભિક્ષા આપવાને શ્રીયમુનાજીની પાર ગયાં, ત્યાં શ્રીગોપીજને શ્રીયમુનાજીને કહ્યું કે શ્રીકૃષ્ણચન્દ્ર અખંડ ઊર્ધ્વરેતસ અચ્યુત બ્રહ્મચારી હોય તો તમો અમને માર્ગ આપો, ત્યારે શ્રીમહારાણીજીએ માર્ગ આપ્યો, ત્યારે કામી પણ ન કહેવાય. એ કથા ગોપાલતાપનીય ઉપનિષદમાં છે. અને વળી કંસની કિંકરી જે કુબ્જા તેના મનનો અભિલાષ પરિપૂર્ણ કરવાને દયા વિચારીને તેની જોડે રમણ કર્યું ત્યારે દયાળુ ઠર્યા, તે દયાળુ પણ કયમ કહેવાય કે–વ્રજવાસી પોતાના વિરહમાં ઘણાં તરસ્યાં તદપિ તુર્ત દર્શન ન આપ્યું, ત્યારે દયાળુ પણ કેમ કહેવાય. શ્રીરામચન્દ્રજીરૂપે નાગ પાસે પોતે બંધાયા હતા, અને વળી મહાઝેરી કાલીનાગ તેને લીલા માત્રે નાથી લીધો, ત્યારે હરિને કશું કહેતાં સંભવતું નથી; નમન જ કરવું, અને વળી સુંદર છબી પણ પ્રભુને કયમ કહેવાય કે મહાભયંકર એવો જે કાલ તેને પોતે ભય દેખાડીને કંપાવે છે, ત્યારે ભયંકર રૂપ પણ ન કહેવાય કે નટવરનાગર વિશ્વમોહન રૂપ નીરખીને કામ સરખો રૂપાળો તે પણ મોહ પામ્યો, ત્યારે ભયંકર કે રૂપાળા કશું કહેતાં ન સંભવે. અને વળી પ્રભુને

શાન્ત કહેતાં પણ ન સંભવે કે શ્રીનૃસિંહને રૂપે એવો ક્રોધ અંગીકાર કર્યો કે-શ્રીમહાદેવજી સરખાને શ્રીમહાલક્ષ્મીજી સરખાં પણ ક્રોધી ભયંકર સ્વરૂપ જોઈને પાસે ન અવાયું; અને વળી ક્રોધી પણ ન કહેવાય કે જો ક્રોધી હોય તો ભૃગુઋષિનો પદપ્રહાર મહાસમર્થ થઈને કયમ સહન કરે, માટે પ્રભુને શાન્ત ક્રોધી કશું ન કહેવાય. અને વળી તું જો કે–વેદ પ્રભુને સત્ય સંકલ્પ સત્યવાચી સદા કહે છે તે તેને જુઠા તો કહેવાય નહિ, ત્યારે સાચા કહીએ તે પણ કયમ કહેવાય ? કે બલિરાજાને નાના નાના ચરણારવિન્દ દેખાડીને પછી અત્યન્ત મોટા કર્યા, અને બલિરાજાને છળ્યો; ત્યારે શ્રીહરિને સાચા જુઠા કાંઈ કેહેવાય નહિ. વળી તું જોકે શ્રીરામચન્દ્રજીએ સંગ્રામ વિષે રાવણ બ્રહ્મરાક્ષસ હતો અને મહા અપરાધી તેને માર્યો, તે સંગ્રામમાં મારે તેનો દોષ ન લાગે, એવું શાસ્ત્રમાં લખ્યું છે અને પોતે પૂર્ણ પુરુષોત્તમ છે, તદપિ બ્રહ્મહત્યાનું પાપ માનીને અશ્વમેધયજ્ઞ કર્યો. અને પોતાનો આવેશાવતાર શ્રીપરશુરામજી તીયાંણે (તેમણે) પોતાની માતા તથા સહોદર બંધુ વગર વાંકે મારી નાખ્યા તદપિ કિંચિત્ પાપ ન માન્યું અને પાપથી અલિપ્ત રહ્યા, એ બન્ને વાતો અસંભવ છે, પણ શ્રીહરિને કશું કહેવાય નહિ, ઈશ્વર ચહાય તે કરે. અને વળી તું જોકે–રામાવતારમાં વાનર અને કૃષ્ણાવતારમાં ગોપવત્સ પોતાનાં જાણીને જ મૃત્યુ પામેલાં જીવાડ્યાં. અને વળી યાદવકુલ સમસ્તનો ક્ષય પોતે જ કરાવ્યો, તેમને ન જીવાડ્યા, ત્યારે તે તે શું પોતાનાં નહતાં ? માટે ઈશ્વર છે, ચાહે તે કરે, અને વળી તું જોકે ઈન્દ્રે સંગ્રામને વિષે વૃત્રાસુરને માર્યો, તદપિ તેને બ્રહ્મહત્યા ભોગવાવી, અને અર્જુને પોતાના ગુરુ દ્રોણાચાર્ય બ્રાહ્મણ કૃપાચાર્યાદિ વળી સૂરથ

સુધન્વા આદિ ભગવદીયને પણ હણી નાખ્યા, તદપિ પાર્થને કિંચિત્ પણ પાપ ન લાગવા દીધું. તેનું વચન—

**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।**

ઈત્યાદિ વચન શ્રીમુખે ભગવાને સંબોધન દીધું, ત્યાં પછી શો સન્દેહ રાખવો? અને વળી તું જોકે મહાપાપી એવો જે **અજામિલ** તેણે યમદૂતનો ભય દેખીને પોતાના પુત્રનું નામ નારાયણ હતું તે ભાવે એવો શબ્દ ઉચ્ચાર કર્યો તેટલામાં જ તેહનાં સકલ પાપ બાળીને વૈકુંઠવાસી કરાયો. અને મુચ કુંદને શ્રીકૃષ્ણચન્દ્રે સાક્ષાત્ પોતાનું દર્શન આપ્યું, તદપિ પોતે શ્રીમુખે એમ કહ્યું જે એક જન્મ બ્રાહ્મણનો હજી ધરેશ ત્યાર પછી તુને મુક્તિ આપીશું, એમ કહ્યું. માટે શ્રીપ્રભુજી સ્વતંત્ર ચાહે તે કરે, વળી તું જો કે પુંશ્ચલીગણિકા તેણે શુકમિષે **રા**કાર માત્ર ઉચ્ચાર કર્યો, અને **મ**કારતો કહ્યો નથી, પણ તેને નામા ભાસે કરીને તત્કાલ વૈકુંઠમાં તેડાવી લીધી, અને પ્રેમસહવર્તમાન રામ રામ ઉચ્ચારીને અન્તકાલ સમય દશરથરાજા પોતાના પિતા તેણે તનુ ત્યાગ્યું, તદપિ હજુ તે સ્વર્ગમાં રહ્યા છે. માટે ઈશ્વરને શું કહીએ? વળી તું જો કે પાંડવ, દ્રૌપદી, શ્રીકુંતાજી, શ્રીપ્રભુનાં પ્રાણપ્રિય તે જીવન પર્યંત દુઃખ પામ્યાં, અને માહા અધર્મી હરિ, ગુરુ, ભક્તદ્રોહી કૌરવ તીહાંને મરણ પર્યન્ત દુઃખ ન દેખાડયું. માટે શ્રીહરિની અકલગતિ કોઈના જાણવામાં ન આવે. વળી તું જો કે દયા પાળતાં ભરતરાજાને બે દેહ ધરાવ્યા, અને શિશુહત્યારી નિર્દયી હરિવિમુખ તે પૂતનાને શ્રીકૃષ્ણે પોતાની માતાની ગતિ આપી, માટે શ્રીહરિ સૌ વાતે સમર્થ છે. વળી તું જોકે–સૌભરી મુનિ શ્રીયમુનાજીના જલમાં પેશીને ભગવદ્ધ્યાન કરતા હતા, ત્યાં પણ યદચ્છાયે વિજાતીય મત્સ્યનો સંગ જોતાં પ્રબલ વિષય હૃદયમાં પ્રકટ થયો, એવો

દુઃસંગ લાગ્યો. અને વળી રાજા પ્રહ્લાદ વિભીષણાદિ ઘણાએક સદા દુઃસંગમાં જ રહેતા, તીહાંને (તેમને) દુઃસંગ કિંચિત્ પણ પ્રભુએ ન લાગવા દીધો, અને સંગ બન્ને પ્રકારનો લાગવો ન લાગવો શ્રીપરમેશ્વરના હાથમાં છે. વળી તું જો કે—મહાપાપી પારધિ પોતાની ઉપર બાણ ક્ષેપણ કર્યો, તદપિ તેને તેના તે દેહે પોતાનું વરદ વિચારીને સુગતિ આપી. અને શ્રીજગન્નાથજીના અનન્ય ભક્ત માધવદાસ તીહાંને (તેમને) પોતે તેની ટ્હેલ કરી પણ પ્રારબ્ધ ભોગવાવ્યું, અને પેલા પાપીઓનું પ્રારબ્ધ તુરત ભસ્મીભૂત કરી નાખ્યું, માટે ધણીનો કોઈ ધણી નથી; ચાહે તે કરે. વળી તું જો કે કિંચિત્ કાલદોષે કરીને દીતિને અસુર પુત્ર પ્રકટ થયા, જગતને દુઃખદાયક અને પરાશર મુનિ શ્રીગંગા જ મધ્યે સૂર્યનારાયણ દેખતાં ઢીમરની કન્યા કુમારી તેનો સંગ કર્યો, તદપિ તે થકી શ્રીવેદવ્યાસનું પ્રાકટ્ય તત્કાલ થયું, અને કિંચિત્ પણ પાપ ન લાગવા દીધું. માટે શ્રીપ્રભુજીનું અતિશય અકળ ચરિત્ર છે, તે કોઈના સમજવામાં ન આવે. કે એમ તે શા માટે કર્યું હશે? વળી તું જો કે મહાદુષ્ટ એહેવો જે હિરણ્યકશિપુ તેનો પુત્ર મહાભક્તરાજ પ્રહ્લાદજી પ્રકટ થયા, અને વળી ઉગ્રસેન શ્રીહરિના પરમભક્ત, તેને મહાદુષ્ટ એવો કંસ પુત્ર થયો, એ બન્ને અસંભવિતવાત, પણ સર્વેશ્વરને શું કહીએ? વળી તું જો કે—મહાતેજસ્વી દીપક તે થકી કજ્જલ ઉત્પન્ન કર્યું, અને મહાકાલો કુરૂપ એવો જે નાગ તેના મસ્તક ઉપર મહારૂપાળો અતિ તેજસ્વી એવો મણિ ઈશ્વરે ઉત્પન્ન કર્યો, માટે એ પ્રભુના કૌતુકરૂપી ચરિત્ર છે. વળી તું જો કે વિના અપરાધે વિજયને બ્રહ્મશાપ દેવરાવીને પ્રભુને અસુર યોનિમાં નાંખ્યાં, અને મહાપાપી ગીધ તેને વિના સાધને શ્રીજીએ વૈકુંઠવાસ આપ્યો, એવાં આશ્ચર્યરૂપ પ્રભુનાં ચરિત્ર છે. વળી તું

જો કે જયવિજય હરિના ભક્ત તીહાંને (તેમને) સનકાદિએ પણ પાપે દુસ્તર શાપ દીધો, તે પ્રભુએ પોતાની ઈચ્છા માનીને સનકાદિને મહા અપરાધ પણ ન લાગવા દીધો, અને અમ્બ-રીષભક્તના અપરાધી શિવાંશ દુર્વાસામુનિ શ્રીહરિને શરણ ગયા, તદપિ હરિએ પોતાના ભક્તનો ચોર રાખ્યો નહિ, પાછો અમ્બરીષના પગમાં નમાવ્યો, માટે શ્રીપ્રભુના આગળ વેદશાસ્ત્રનું પ્રમાણ ન ચાલે, ચાહે તે કરે. વળી તું જોકે સુદામા બ્રાહ્મણને એક મુષ્ટિ તાંડુલ લેઈને નિત્ય ઇન્દ્રનો વૈભવ આપ્યો, અને બલિરાજાએ પ્રભુને સર્વસ્વ સમર્પ્યું, તદપિ તેને બાંધીને પાતા-લમાં મોકલ્યો; શ્રીજી ગમે તેમ કરે. વિભુ છે. અને વળી સર્વેશ્વર છે, અને વળી તું જોકે--વેદરૂપે શ્રીહરિએ યજ્ઞવિધિ પ્રતિપાદન કર્યો, અને પોતે જ પાછો બુદ્ધરૂપ ધરીને નિંદ્યો. વળી શ્રીગીતાજીમાં પોતે શ્રીમુખે કરીને કહ્યું છે કે—તરવું મારે હાથ ને વળી એકાદશસ્કન્ધમાં પોતે કહ્યું કે—દુર્લભ એવો મનુષ્યદેહ પામીને, મને ભજીને સંસારથી નથી તરતો તે આત્મહત્યારો જાણવો, એ પ્રભુએ બન્ને વાત કહી, પણ પ્રભુને કશું કહેવાય નહિ. ઈશ્વર જે બોલે તે પ્રમાણ અને વળી તું જો કે ભીમસેનાદિને વિષ પથ્થરૂપ કર્યું, અને રાહુને અમૃત વિષરૂપ કર્યું. અને સુધન્વાદિભક્તને અગ્નિ શીતલરૂપ કર્યો, અને હીમ મહા શીતલ તે શીતકાલમાં વનસ્પતિને બાળી નાખે છે. માટે શ્રીહરિ ચાહે તે કરે. વળી તું જોકે ચન્દ્રહાસને વિષ દેવું લખ્યું હતું તે વિષ મટાડીને વિષયા—સ્ત્રી અપાવી. અને ચન્દ્રહાસનો સાલો મદન બિચારો સાધુ હતો, તે ચન્દ્રહાસને માટે તે દેવીનું પૂજન કરવા ગયો, ત્યાં ચાંડાલે માર્યો; એ પ્રભુએ અવળાનું સવળું અને સવળાનું અવળું કર્યું, તેનું હાર્દ કોઈ સમજે નહિ, વળી તું જોકે તેવું પાછું ઉલટ સુલટ બતાવ્યું

કે–વાલીને સુગ્રીવ બન્ને સગા બન્ધુ, તે શત્રુરૂપે વર્ત્યા અને મરૂરુદ્રણુ ઇન્દ્રના શત્ર હતા તે મિત્ર થઈને ઘેર રહ્યા, માટે શ્રીપ્રભુની ગૂઢગતિમાં કોઈ સમજતું નથી. વળી તું જો કે પાંડવે સઘળી વેદવિરુદ્ધ કૃતિ કરી છે તે શ્રીપ્રભુએ ઉચિત જેવી માની અને નૃગ પ્રાચીન બર્હિર્ષે અને કર્ણે વેદોચિત કૃતિ કરી તે અનુચિત સરખી ઠરી, માટે પ્રભુને જેનું ગમ્યું તેનું સવળું, ને ન ગમ્યું તેનું સવળું તેનું અવળું માન્યું, પણ તેનું હાર્દ એટલું જાણવામાં આવે છે કે પોતાની સન્મુખ છે તેનું અવળું તે સવળું માને છે, ને પોતાથી વિમુખ છે તેનું સવળું તે અવળું માને છે. તેનું વંચન—

रक्ते विरक्ते मध्यस्थे स्वामिनस्त्रिगुणागुणाः
*दोषा गुणा गुणा दोषा दोषा दोषा गुणागुणा

વળી તું જોકે મોટામોટા મુનિ કોટિ કલ્પ લગી દેહદમન કરે છે તદ્પિ તેને મુકિત દુર્લભ છે, તે મુકિત પ્રભુ જોડે શત્રુપણું રાખે છે તે અસુરને સદ્ય મળે છે, ત્યારે વિધિનિષેધનું કારણ ક્યાં રહ્યું? જે ધણીને ગમ્યું તે ખરૂં. વળી તું જોકે એક શ્રીકૃષ્ણજન્મ ખંડમાં એવી કથા છે કે—એક કેદાર કન્યા નામે શ્રીકૃષ્ણચન્દ્રની પરમભકત હતી, તે કન્યા ઘણી સ્વરૂપવાન હતી, તેને છળવાને માટે સાક્ષાત્ ધર્મ આવ્યો, ને તે બાઇને કહ્યું કે તું મુને વર ત્યારે તે બાઇએ કહ્યું–કે અરે મૂર્ખ દુષ્ટ! હું શ્રીકૃષ્ણચન્દ્રની અનન્યભકત છું, તેને તું એવું વચન

*ભાવાર્થ—પ્રભુમાં આસક્ત હોય તેના દોષ પણ ગુણ રૂપ થાય, જે વિમુખ છે તેના ગુણ પણ દોષ રૂપ થાય છે. મધ્યસ્થ છે. તેના દોષ દોષ રૂપ છે. ગુણ ગુણ રૂપ રહે છે.

કયમ કેહે છે? માટે તું અહીંથી જા નહિ તો શિક્ષા પામીશ; તદપિ તે ધર્મમાં એવો અધર્મ પ્રવર્ત્યો કે અત્યન્ત આગ્રહ પોતાને વરવાને કર્યો, ત્યારે તે બાઈએ શાપ દીધો કે જા બળીને ભસ્મીભૂત થઈ જા. એટલામાં ધર્મ ભસ્મીભૂત થઇ ગયો, તે સમય ઘણો હાહાકાર થયો. અને સર્વે દેવતાઓ આવીને તે બાઈની સ્તુતિ કરીને કહ્યું કે હે માજી! એતો ધર્મ હતો. તે ધર્મ બળી ગયો, ત્યારે જગતને વિષે અતિશય અધર્મ વ્યાપી જશે, માટે કાંઇ અનુગ્રહ કરીને પાછો જીવતો કરો. ત્યારે તે બાઈ બોલ્યાં કે–મારી ઉપર એ અધર્મ દૃષ્ટિ કરવા આવ્યો હતો ત્યારે એ ધર્મ શાનો? માટે અધર્મી ઠર્યો, તદપિ તમો સ્તુતિ કરો છો માટે એને જીવતો હું પ્રભુને પ્રતાપે કરૂં છું, પણ તેનો વિધિ કહું તે સાંભળો. કે મારા શાપનું પણ પ્રમાણ રહે અને તમારી સ્તુતિનું પ્રમાણ રહે, તે વિધિ સાંભળો કે–એ સત્યયુગમાં તો સમ્પૂર્ણ ચારે ચરણે રહેશે અને ત્રેતાયુગમાં ત્રણ ચરણે, અને દ્વાપરયુગમાં બે ચરણે, અને કલિયુગમાં એક ચરણે અને મ્હાકલિમાં સમૂલગો નહિ રહે. વળી પાછો સત્યયુગમાં સમ્પૂર્ણ પ્રકટ થશે. એ વૃષભરૂપે છે માટે ચાર ચરણ સંભવે અને અહિંઆં ધર્મને અધર્મી પ્રભુએ કર્યો અને કલિયુગ મહા દોષનો નિધિ તેમાં પ્રભુએ મોટો ગુણ પણ ધર્યો છે, તે કયા કયા? કે કલિયુગમાં કોઈ ધર્મ કર્મ ફલીભૂત થાય નહિ, પણ એક શ્રીકૃષ્ણના કીર્તન વડે જ જન્મમરણ છુટીને શ્રીપ્રભુને પામે. તનું વચન—

कलेर्दोषनिधे राजन् नास्त्येको महद्गुणमः।
कीर्तनादेव कृष्णस्य बन्धमोक्षपरं व्रजेत् ॥

વળી કલિમાં માનસિક દોષ પણ નથી લાગતા. અને સાંસર્ગિક દોષ પણ નથી લાગતા.

कलौ कृत्येव लीप्यते ।

ત્યારે એ અધર્મી કલિ છે, તેમાં કેટલાયે ગુણુ, પણ પ્રભુએ મુકયા છે, અને પેલા ધર્મમાં અધર્મ પણ પ્રભુએ મુકચો, માટે હરિના હાથમાં સઘળી વાત છે, તે પોત ગમે તેમ સર્વને રાખે વળી તું જોકે જયવિજય વૈકુંઠમાં પોલીયા, તે અચળ જ્યાંથી પડવું ન સંભવે તેનું વચન

यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ।

શ્રીમુખવાકચ છે. તે ત્યાંથી તેને પડાવીને અસુરજન્મ અપાવ્યો, અને જે મહામોટાં પરમભક્ત વ્રજવાસી, તેને દુઃખ અતિશય દીધું એવો જે ઈન્દ્ર જેના કોટિ પ્રાયશ્ચિત્તે અપરાધ ન ટળે તે અપરાધની ઉલટી શ્રીભગવાને સેવા માની, તે કચમ-કે અન્નકુટ વ્રજવાસીઓએ આરોગાવ્યો હતો પણુ તે પ્રમાણે જલ ન હોતું પાયું, તે ઈન્દ્રે મેહ વર્ષાવ્યો તે ગિરિરાજદ્વારા અમને જલ પાયું, અને વળી ચોરાસી કોસની સ્રીજનને એક કાલાવિચ્છિન્ન સાત દિવસ લગી અમારાં દર્શન કરાવીને તેમના મનનો અભિલાષ પૂર્ણ કર્યો એ પ્રભુએ ઈન્દ્રની સેવા માની માટે પ્રસન્ન થઈને ઉપરણો ઓરાઢીને પાછો ઈન્દ્રલોકમાં મોકલ્યો, ત્યારે તું કહીશ કે-ઇન્દ્રની ઉપર પ્રભુ પોતે પ્રસન્ન થયા અને બ્રહ્માએ ઘણી એક સ્તુતિ કરી પણુ પ્રભુ બોલ્યા જ નહિ. થાકીને પોતાની મેળે બ્રહ્મલોકમાં ગયા તેનું હાર્દ એકે એણે બ્રહ્માએ ભક્તનો વિજોગ કરાવ્યો અને ઈન્દ્રે સંજોગ કરાવ્યો. ભીતરનું હાર્દ તોએ છે. એ ભાવ શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજીએ લખ્યો છે, વળી તું જોકે કોટિ પ્રયત્ને હિરણ્યકશિપુ મારે નહિ એવાં વરદાન બ્રહ્મા પાસે એ અસુરે માંગ્યા હતાં, તે વચનોની કાળ કાઢીને શ્રીનૃસિંહરાયજીએ તે દુષ્ટને માર્યો, અને વળી

પોતાનો ભક્ત પ્રહ્લાદ, તેને કોટિ વિઘ્ન ટાળીને ઉગાર્યો, માટે એ પ્રભુ એવા ચતુર શિરોમણિ સમર્થ છે, અને વળી મહાકાલના કાલ, મહાનિર્ભય એવા જે શ્રીમહાદેવજી તીયાંને એક અસુર વૃકાસુર, તેનો ભય દેખાડીને સઘળે નસાડચા ને બહુ ભ્રમણ કરાવ્યું. અને વળી કાલનો કોળીઓ દુષ્ટ અજામિલ, તેને મૃત્યુના મુખમાં પડેલો બચાવ્યો, એવો શ્રીહરિનો અચિન્ત્યમહિમા છે અને વળી તિલોત્તમા અપ્સરાએ બ્રહ્મા જોડે ક્રીડા કરવાને માટે ઘણી શોભિત થઈ હતી, તેણે હસ્ત જોડીને પ્રાર્થના કરી, તદપિ બ્રહ્માએ માન્યું નહિ, અને વળી તેના તે બ્રહ્મા પોતાની પુત્રી સરસ્વતી, તેની પાછળ મોહિત થઈ ને વિષયવાસના માટે ધાયા. ત્યારે એ સિદ્ધાન્ત સમજવામાં આવે છે કે કોઈ જ્ઞાની નથી, ને કોઈ મૂર્ખ નથી; મનની વૃત્તિ પ્રભુ સ્થિર રાખે ત્યાં લગી રહે, અને ચલાવે ત્યારે અયોગ્ય હોય ત્યાં પણ ચલે, એ શ્રીકૃષ્ણચન્દ્રનું અતર્ક્ય ચારિત્ર્ય છે, તે પ્રત્યે કોઈનું બલ નથી ચાલતું. અને વળી જ્ઞાની મધ્યે મણિ એવા જે શુક્રાચાર્ય, તેને પ્રભુએ અજ્ઞાની કર્યા, કે શ્રીવામનજી પરમેશ્વર જાણીને ભૂલ્યા. અને વળી મહામુગ્ધજાતિ એવી જે સ્ત્રી બલિરાજાની વિંધ્યાવળી તેને પ્રભુએ જ્ઞાન આપ્યું, તેણે પોતાના સ્વામીને બાંધ્યો; ભગવાને તેનો વાંક કહાઢીને પ્રભુની સ્તુતિ કરી કે—હે મહારાજ ? તમે મારા સ્વામીને બાંધ્યો છે તે ન્યાયે બાંધ્યો છે, એ વાતમાં કશો અન્યાય નથી, તે કેમકે ? બધા વિશ્વનો વૈભવ તેતો તમારો જ છે, તેનો સંકલ્પ કરીને તમારા શ્રીહસ્તમાં જલ મુકનાર એ કોણ ? માટે એ અપરાધી મોટો થયો, એવું વચન વીંધ્યાવળિનું સાંભળીને શ્રીવામનજીએ રાજાને છોડી મુકચો, માટે જ્ઞાની અજ્ઞાની સર્વના બુદ્ધિના પ્રેરક ઈશ્વર છે, જીવ તો મિથ્યા માથે લે છે. અને વળી સનકાદિ સરખા

મહાશાન્ત જ્ઞાની જેને ક્રોધ સ્વપ્નમાં સંભવે નહિ તેને વૈકુંઠમાં ક્રોધ ઉપજાવ્યો, અને વળી અસુર તો મહાક્રોધી સ્વાભાવિક જ હોય, તીહાંણે (તેમને) બલિરાજાને બાંધ્યો. તે સમય યુદ્ધ કરવાનો ઉદ્યમ માંડયો, ત્યારે બલિરાજાએ સર્વને વાર્યા, કે હવડાં (હમણાં) આપણો યુદ્ધ કરવાનો સમય નથી, હવડાં પ્રભુની ઈચ્છા આપણી ઉપર એવી જ છે, એમ કહીને સર્વને શાન્ત કર્યા, માટે એમ જાણવું કે સર્વની બુદ્ધિના પ્રેરક શ્રીપુરુષોત્તમ છે. અને વળી સુગ્રીવનો પ્રધાન દ્વિવિધવાનર નરકાસુરને સંગે મહાદુષ્ટ થઈને શ્રીબલદેવજી સાથે યુદ્ધ કર્યું ત્યાં મરાયો, અને દોષનો કોષ એવો જે કંદર્પ તેને અનાયાસે મહાજ્ઞાનની પ્રાપ્તિ થઈ સહજે. તે ભિક્ષુગીતમાં શ્રીહરિએ તેની શાન્તતા શ્રીઉદ્ધવજી પ્રત્યે વખાણી છે, માટે સર્વનું જ્ઞાન અજ્ઞાન ભગવદધીન છે. અને વળી મહાભાગ્ય એવો જે સુદામાજી તેનું યુક્તિએ કરીને સુફલભાગ્ય શ્રીજીએ કર્યું, અને ઈન્દ્રનો વૈભવ આપ્યો. અને કૌરવનું જેટલું સુભાગ્ય હતું તે વિદુરજીદ્વારા નાશ પમાડયું. એ પણ અટપટી પ્રભુની લીલા છે. વળી તું જોકે પાપનો પુંજ એવી જે પીંગલા પુંશ્ચલી તેને સહેજ મારા પ્રભુપતિ છે મારે બીજાનું શું કામ છે એવો સહજે વિશ્વાસ પ્રભુએ આપ્યો અને મચકંદને સાક્ષાત્ દર્શન થયાં તદપિ દૃઢ વિશ્વાસ ના આવ્યો. ગર્ગવાકય 'મસ્મંત્ર ગર્ગ–દશમ સુધી જોવો ? તેમુનિનું વચન વિચાર્યું પણ પોતે ન ઓળખ્યા, એ પણ શ્રીહરિની ઈચ્છા જાણવી. વળી તું જોકે માધવદાસ વૈષ્ણવ ગણિકા રાખી હતી એવા મહાવિષયી હતા, તેની અર્ધા પૈસાની ભાજી અરોગીને ગદાધરદાસદ્વારા દૃઢભક્તિ અપાવી, અને વિષયમાંથી થન કઢાવી નંખાવ્યું અને વળી રાણાવ્યાસ ઈન્દ્રજીત હતા તેને પ્રભુએ જાણી જોઈને વ્યભિચાર કરાવ્યો, ને પછી કૃપા કરી એ પ્રભુની લીલા અટપટી છે.

કશું કહેવાતું નથી. વળી તું જોકે—અયોધ્યાપુરીના જીવ સહવર્તમાન શ્રીરઘુનાથજી પ્રમાણુ ઉલ્લંઘન કરીને શ્રીવૈકુંઠમાં પધાર્યા, અને પુષ્ટિ પુરુષોત્તમ શ્રીકૃષ્ણુચન્દ્ર તે પોતા બરોબર પરમમિત્ર એવા જે ઉધ્ધવજી તેવાને પણુ સાથે શ્રીવૈકુંઠમાં ન લેઈ પધાર્યા અને બદ્રિકાશ્રમમાં મોકલ્યા માટે તું કહેશ કે શ્રીપ્રભુજીની બરોબર ઉદ્ધવજીને કયમ કહેવાય તે શ્રીમુખે શ્રીકૃષ્ણુચન્દ્રે પોતાની બરાબર કહ્યા છે તે વચન શ્લોક

नोद्धवोण्वोऽपि मन्न्यूनो यद्गुणैर्नार्दितः प्रभुः । भा॰ ३-५-३१

વળી તું જોકે એકને દોષે સઘળા યાદવકુલને બ્રહ્મશ્રાપ પોતાની ઈચ્છા થકી લગાડયો અને વળી નવ જણુને ન લાગવા દીધો. યાં શાપનું બલ કાંઈ છે નહિ, પોતાની ઈચ્છાનું કારણુ છે વળી નવજણુ કહ્યાછે તેનું પ્રમાણુ વચન—

चतुःपञ्चावशेषिताः भा॰ १–१५–२३

વળી તું જો કે સુદ્યુમ્નરાજા નર અવતરનાર હતો તેને સ્ત્રીદ્વારા નારી કરાવી, વળી પાછો તેને નર કરાવ્યો, વળી પાછો ઈલાવર્ત ખંડમાં તે રાજા ગયો તે શિવના વચનને બલે નારી થઈને આવ્યો. તેને ચન્દ્રમાનો પુત્ર બુધ, તેનો માર્ગમાં સંબંધ થયો તે થકી ઐલ પુત્ર થયો, વળી પાછો પક્ષે પક્ષે નારીનર બે કરાવ્યો. ને એક દેહમાં સ્ત્રીપુરુષ બન્નેના સમાગમના સુખનો અનુભવ થયો. અને વળી પાંડુરાજાને લગ્નવિધિ કથનમાત્ર કરી સંસાર સુખનો અનુભવ અવતાર મધ્યે થયો જ નહિ શાપને યોગે. માટે એવું અટપટું શ્રીહરિનું ચારિત્ર્ય છે. કશું કહ્યા સમજ્યામાં ન આવે તેનું વચન પુરાણાંતરે શ્લોક—

अंबोधिः स्थलतां स्थलं जलधितां धूलीलवः शैलतां

आयाति यः ××च्छया××कृष्णाय तुभ्यं नमः

વળી તુલસીદાસ ભગવદીયે પણ કહ્યું છે—

અન હોની હોની કરે હોનહાર મીટી જાય;
તુલસી એસે રામકે કહીએ કાહા બસાય.

વળી શિષ્ય બોલ્યા કે—હે મહારાજ; આપે મુને વિરુદ્ધ ધર્માશ્રયનાં લક્ષણ વિધિરૂપ કરીને સર્વ આપે મુને કહ્યું તે હું સમજ્યો.

## હરિ—ભગવાન્—ઈશ્વરનું લક્ષણ

**હરિ, ભગવાન, ઇશ્વર** એ ત્રણનાં નામનાં લક્ષણ મેં આપને પૂર્વે પૂછયાં હુતાં તે મુને—ક્રમેક્રમે કરીને કહો, એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે—એનો પરિપૂર્ણ વિસ્તાર કરતાં તો પાર આવે નહિ, પણ કાંઈ સૂક્ષ્મરીતે તુને કહીએ તે સાંભળ. કે—શ્રીહરિ તે કોને કહીએ તે જેનું સ્મરણ કરતા માત્રમાં દુઃખ-પાપને હરે. એ શ્રીહરિનામનું વર્દ છે, એની પુરાણાન્તરમાં કથા છે કે—એક મૃગિણી હુતી, તે વનમાં એક વૃક્ષનું અવલમ્બન કરીને ઉભી હુતી તેને એક પારધિએ જોઈને મનમાં વિચાર કર્યો કે એને કોઈ પ્રકારે ગ્રહણ કરવી, પણ ગ્રહણમાં ક્યમ આવશે, એને નાસવાનો અભ્યાસ ઘણો છે, માટે એને ઝાલવાનો કાંઈ फंद रच्चुं, त्यम વિચાર કરીને એક દિશાએ તો જાળ બાંધી આવ્યો તેની સાંહામી દિશાએ દલ સલગાવી આવ્યો. એક દિશાએ શિકારી કુતરો સામો રાખ્યો તેની સામો તે પારધિ બાણ ખેંચીને બેઠો, મનમાં વિચાર એ કર્યો કે એ મૃગિણી જેણી પાસ નાશસે

ત્યાંથી મારા હસ્તમાં આવશે, તે સઘળો પ્રકાર તેણે રચ્યો, તે સર્વે પેલી હરણીયે દીઠો, પછી તેણે નિશ્વાસ મુકીને કંપવા માંડ્યું કે મારૂં નિશ્ચયે મૃત્યુ આવ્યું તે હરણીને કંપતી જોઈને તેના માથા ઉપર વૃક્ષ જે હતું તે ઉપર એક કપોત ને તેની સ્ત્રી કપોતિની તે બન્ને પેલી મૃગિનીને કંપતી જોઈને બોલ્યાં કે હે હરણી! તું આવડી ભયભીત થઈને કેમ કંપે છે, ત્યારે તેણે કહ્યું કે મારૂં મૃત્યુ આવી પહોંચ્યું છે, તેથી હું કંપું છું; ત્યારે પેલો કપોત કપોતિની બોલ્યાં કે પેલા પારધિએ તુને મારવાને આ બધા ફંદ રચ્યા છે, તે અમો પણ દેખીએ છીએ; પણ સાંભળ, અમને કાલે વીતેલો એક ઉપાય છે તે તુને બતાવીએ તે તું પણ કર, તારાં સઘળાં સંકટ સમી જશે સહજે જ, કે ઉપાય મધ્યે એ છે કે તું શ્રીહરિની શરણાગતિ લઇને સ્મરણ કર. તારી પેઠે અમારે પણ ગઇ કાલે એવાં સંકટ આવ્યાં હતાં તે અમે શ્રીહરિનું સ્મરણ કર્યું તે થકી અનાયાસે સર્વ દુઃખ શમી ગયાં; ત્યારે તું કહેશ કે શી રીતે? તે વાત વિસ્તારીને કહીએ. તે સાંભળ કે તારી પેઠે અમારે પણ મારવાને કાલે એક પારધિ આવ્યો હતો, તે તેણે બાણ અમારી ઉપર તાકીને ખેંચ્યું તે સમય અમો જો ઉડી કદાપિ જઈએ તો અમારી ઉપર એક બાજ ભમતો હતો તે તેણે વિચાર્યું હતું કે અહિંયાં બેસી રહેશે તો પેલો પારધિ મારશે અને ઉડશે તો હું મારીશ, તે એવાં બે સંકટની વચ્ચે અમો બન્ને જણ આવ્યાં તે અમારા પ્રાણ કરતાં અમારા પ્રાણપ્રિય અમારા માળામાં ઇંડાં છે તેની અમને ઘણી માયા છે તે સઘળી વાતનું સંકટ દેખીને તે સમય અમે શ્રીહરિનું સ્મરણ કર્યું, ત્યારે શ્રીહરિ સર્વજ્ઞ ચતુરશિરોમણિ છે તીયાંણે (તેમણે) વિચાર્યું કે એ પક્ષીઓએ મારૂં સ્મરણ કર્યું, હાવાં જો એ માર્યાં જાય તો

મારા વર્દને બટ્ટો લાગે એમ વિચારીને શ્રીહરિએ ત્યાં એક અજબ તરેહની ચતુરાઇ કરી કે પેલા પારધિએ એક પગ ઉંધો અને એક પગ ઉંચો એમ બેસીને બાણુ તાકયું હતું, તેના ઉંધા પગનો અંગુઠો જ્યાં રહ્યો હુતો તેની તલે સાપનો રાફડો હુતો તે હરીચ્છાએ તે સર્પે બારણે ડોકું કાહાડયું તેણે વિચાર્યું કે–પેલા કપોત કપોતિનીનાં ઈંડાં માળામાંથી માહારે ખાવાં હુતાં તે આ પારધિ મારશે ત્યારે હું તો ખાલીજ પડેશસ્તો એ ઈંડાં સુદ્ધાં લેઈ જશે એવું વિચારીને પેલા પારધિના અંગુઠે સર્પે દંશ કર્યો, તેનો લાગ્યો ઝાટકો તે સમાંણો પારધિ ઝબકયો, તે વ્યાકુળતાએ કરીને હાથમાંથી બાણુ છુટી ગયો, તે વાંકો ગયો ને પેલો બાજ ઉડતો હુતો તેને વીંધ્યો અને પેલો પારધિ ઝેરનો માર્યો ઉથલીને પડયો એટલે પેલો સર્પ રાફડામાંથી નીકળીને વૃક્ષ સામો દોડયો હવે પેલો બાણુ બાજને વીંધીને ઉંચો ગયો તે બાણુનું દસ્તુર છે કે પાછો પડે ત્યારે લોઢાને બોજે અવળો થઇને પડે તે અવળો આવ્યો તેવો સર્પની ડોક વીંધીને ભોંયમાં પેઠો એટલે અમારા ત્રણે શત્રુનો ભય શ્રીહરિએ યુક્તિ કરીને મટાડયો તેમ હે મૃગિ! તું પણુ શ્રીહરિનું સ્મરણુ કર, તારો ભય પણુ તુર્ત ભાગી જશે તેવું સાંભળીને પેલી હરણીએ પણુ શ્રીહરિનું સ્મરણુ કર્યું. ત્યારે ત્યાં પણુ શ્રીહરિએ એક અતકર્યયુક્તિ કરીકે અકસ્માત તોફાની પવન ચાલ્યો તે પવને ફંદાની જાળ હુતી તે ત્રુટીને ઉડી ગઈ અને અકસ્માત ઘણો પ્રબલ નેહ પણુ વરસ્યો, તે થકી પેલો દાવાનલ પણુ ઓલવાઈ ગયો, અને પેલો પારધિ વૃષ્ટિ થકી શીતે કમ્પ્યો અને વિચાર્યું જે હરણી હાવાં નાશી જશે માટે ઉતાવળાં ઉતાવળાં કંપતો થકો બાણુ ફેંકયો તે વાંકો ગયો ને સામો પેલો શિકારી શ્વાન ઉભો હુતો તેના કપાળમાં વાગ્યો

ત્યારે તે શ્વાને વિચાર્યું જે હું એ પારધિને અર્થે બેઠો હુતો તે એણેજ મુને માર્યો ત્યારે હું પણ એહેને ન જીવવા દઉં એમ વિચારીને રીસનો ભર્યો દોડયો, તે પેલા પારધિને કરડી ખાધો તે પારધિ ને કુતરો બન્ને ત્યાં મુવા અને શ્રીહરિના સ્મરણ થકી પેલી હરણી પણ નિર્ભય થઈને મૃત્યુથકી બચી, માટે શ્રીહરિનું સ્મરણ સર્વવિપત્તિ મટાડે એવું શ્રીભાગવતને વિષે વચન છે શ્લોક—

स्वप्ने यथा हि प्रतिबोध आगते हरिस्मृतिः

ઇત્યાદિ પુનઃ શ્લોક—

विष्णुसहस्रनामपीठिकायाम्

यस्य स्मरणमात्रेण जन्मसंसारबन्धनात् ।
विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे ॥

ઇત્યાદિ૰ વળી નૃસિંહ ચંપુ ગ્રન્થે કેશવભટ પંડિતોક્તં

सर्वतापशमनैकभेषजं कृष्णनामजपतां कुतो भयम् ।
यस्य तात मम गात्रसङ्गमात् पावकोपि सलिलायतेऽधुना।

पुनः पाण्डवगीतायां—

आर्ता विषण्णा शिथिलाश्च भीता घोरेषु व्याघ्रादिषु वर्तमानाः
सङ्कीर्त्य नारायणशब्दमात्र विमुक्तदुःखाः सुखीनो भवन्ति ।

पुनः श्रीभागवते श्लोक—

आपन्नसंश्रुतिघोरायां नाम विवशो गृहन्

ઇત્યાદિ. પુનઃ પુરાણાન્તરે શ્લોક—

पिशाचकं नैव च राक्षसं
दिव्यान्तरिक्षं न भयं च भूमौ गोविन्दनामस्मरण-
प्रसादात्

कुष्माण्डा राक्षसा घोरा भैरवा ब्रह्मराक्षसाः ।
श्रीरामस्मरणेनैव पलायन्ति दशोदिशः ।

વળી તું જો કે એક કુંભારને ઘેર કાચા અંગોળીઆમાં બિલાડીનાં બચ્ચા બિલાડીએ તુરત વાઈ તે મુકયાં હુતાં; પછી બિલાડી તો કયઉ ફરવા ગઈ હુતી એટલે કુંભારે નીમા શીકચો તે પેલું ભાંડપાત્ર તે નીમામાં મુકયું અને તે બચ્ચાં પાત્રમાં છે એવું જાણ્યામાં ન આવ્યું, ને પછી તેની ઉપર માટી નાખી નીમા તો સળગાવી દીધો એટલે બિલાડી આવીને પેલે ઠેકાણે પોતાનાં બચ્ચાં મુકયાં હુતાં તે તો ન દીઠાં, ત્યારે નીમા પાસે આવીને બોલવા માંડી તે સાંભળીને નીમામાં હાંલ્લું હુતું તેમાં બચ્ચાં હુતાં તે પણ બોલવા લાગ્યાં, તે સાંભળીને માંજારીના પેટમાં ઘણો પરિતાપ થયો ને જાણ્યું જે હું તે હુવે શો ઉપાય કરૂં ! પછી દુઃખને માર્યે શ્રીહુરિનું સ્મરણ કર્યું, પછી બધી રાત તો ટળવળીને કાહાડી, પણ તે શ્રીહરિનું સ્મરણ એણે કરેલું તે શ્રીહુરિએ સાંભળ્યું અને એનો પ્રતાપ જણાવ્યો કે બધા નીમાનાં પાત્ર પાક્યાં અને જે હાલ્લામાં પેલાં બચ્ચાં હુતાં તેને અણુમાત્ર પણ તાપ શ્રીહરિએ ન લાગવા દીધો; પછી કુંભારે નીમો ઉકેલ્યો ત્યારે પેલું હાંલ્લું કાચુને કાચુ નીકળ્યું અને પેલાં બચ્ચાં પણ જીવતાં ને જીવતાં નીકળ્યાં પછી બિલાડી આવીને મળી ને તેના પેટમાં ઘણો આનન્દ થયો. એવો શ્રીહરિના સ્મરણનો મહિમા છે, અને વળી તું જો કે

એજ રીતે એક તલાવની તીરે પાણીમાં બુડેલાં પોતાનાં બચ્ચાં સહિત મેડકી (દેડકી) માંહે ફરતી હુતી, ત્યાં કોઈ છીપે લુગડાં રંગવાની કઢાઈ ઉકાળવાને ચુલા ઉપર ચઢાવી હુતી ને પેલા તલાવમાંથી ગાગેરો ભરી ભરીને પેલે છીપે કઢામાં રેડી. તે એક ગાગરમાં જલ મળતું એક દેડકીનું બચ્ચું કઢામાં આવ્યું, તે પેલી દેડકીને બહુ દુઃખ થયું. પણ તે બિચારી શું કરે! પણ જન્માન્તર સંસ્કારે કરીને તેણે શ્રીહરિનું સ્મરણ કર્યું, પણ શ્રીહરિ તો સર્વજ્ઞ છે, સર્વાત્મા છે માટે તેનું સંકટ જાણી ગયા અને પોતે ત્યાં એવો ચમત્કાર દેખાડયો કે પેલી કઢા તળે દશ–પાંચ ભારા લાકડાંના બાલ્યા પણ પાણી ઉકળેતો કયાંથી પણ ઉનું પણ ન થયું જે જોઈને પેલા છીપા સઘળા આશ્ચર્ય પામ્યા કે રોજ પાણી ઉકળે છે ને આજ એમ કયમ થયું તેમાં એક છીપો ડાહ્યો શ્રીહરિને ઓળખતો હુતો તેણે એમ કહ્યું કે એ કાંઈ શ્રીહરિનું ચારિત્ર્ય છે. એ કઢાને બુધે જુવો કે કાંઈ જીવજન્તુ છે? એવું સાંભળીને એક છીપે માંહ્ય જોયું ત્યારે મેડકીનું બાલક એક નાનું દીઠું તે તેણે હળવે રહીને કાહાડીને તલાવના જલમાં નાખ્યું તે બચ્યું. તેની માને ક્ષેમકુશળ મળ્યું, ને બન્નેનો પરિતાપ ભાંગ્યો એટલામાં પહેલાં લાકડાં જેટલાં પેલી કઢા તલે બાળ્યાં હુતાં તેનો તાપ એક કાલાવચ્છિન્ન તત્કાલ ઉત્પન્ન થયો તે પેલી કઢાનું જલ અતિશય ઉકળી ગયું. એવો શ્રીહરિ નામના સ્મરણનો પ્રભાવ છે. વળી તું જો કે મહાભારતના યુદ્ધમાં અઢાડ ક્ષોણીસૈન્યના મધ્યે એક ઘાસનું ભોથું હુતું તેમાં ટીંટોડીએ પોતાનાં ઇંડાં મૂકીને પોતે માંહ્ય બેઠી હુતી, તેણે જાણ્યું કે આટલી સેનામાં હું અને મારાં બચ્ચાં શી રીતે બચીશું? એમ વિચારીને તે પક્ષીએ શ્રીહરિનું સ્મરણ કર્યું ત્યાં શ્રીહરિએ એવી અજબ યુક્તિ રચી કે હરીચ્છાએ, ત્યાં એક હસ્તી આવ્યો તેના

કંઠમાં એક મોટો ઘંટ હુતો તે ભગવદિચ્છાએ ત્યાં પેલો તુટી પડયો તે પેલા ટીટોડીના ભોથાને ઢાંકી પડયો એટલે તે પક્ષી પોતાના ઇંડા સહવર્તમાન નિર્ભય થઈ. એવો શ્રીહરિનામ સ્મરણનો પ્રતાપ છે. એ જ પ્રમાણે શ્રીદ્રૌપદીજીએ સ્મરણ શ્રીહરિનું કર્યું તેનું પણ મહાસંકટ ટાળ્યું, એ જ પ્રમાણે ગજેન્દ્રે શ્રીહરિનું સ્મરણ કર્યું, તેનું પણ તત્કાલ શ્રીહરિએ સંકટ મટાડયું ઇત્યાદિ ઘણાં એકે શ્રીહરિ સ્મરણ કર્યું તેનું સર્વનું સંકટ પ્રભુએ ટાળ્યું છે. એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ, શ્રીહરિના સ્મરણનું માહાત્મ્ય આપે કહ્યું તે માહારા હૃદયમાં બેઠું પણ શ્રીભગવાન્ નામનું લક્ષણ કયમ સમજવું, તે મુને કૃપા કરીને કહો. એવું સાંભળીને શ્રીગુરુ બોલ્યા કે વેદ મર્યાદા પ્રમાણે ચાલવું, ઉલ્લંઘન ન કરવી એહેવા જે મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચન્દ્રજી બધા અવતાર લગી મર્યાદા વેદની પાલન કરી એક પત્નીવ્રત પાળ્યું, બ્રહ્મણ્યદેવપણું પાળ્યું; પોતે ભગવાન્ છે છતાં વિશ્વામિત્ર ઋષિને ગુરુ માનીને સ્વહસ્તે ચરણ સેવા કરી, સુપર્ણખા વરવા આવી પણ તેને એક પત્નીવ્રત પાળવા માટે તેને અંગીકાર ન કરી, સમુદ્ર પાસે માર્ગ માગ્યો પણ તેની મર્યાદા, ઈશ્વર છે તદપિ, ન ત્રોડી. ભગવાન્ તે કોને કહીએ કે ભગવાનના છ ધર્મ છે તેને અંગીકાર કરે તેને ભગવાન્ કહીએ. તે છ ધર્મ કીયા કે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય એ છએ ધર્મ શ્રીરામચન્દ્રજી રૂપે અંગીકાર કર્યા છે **षण्णां भग इतीरणा,** એવું શાસ્ત્રમાં વચન છે, પોતે છે તો ઇશ્વર ને ઇશ્વર તે ઇશ્વર પણ મર્યાદા મુકીને કેટલેએક ઠેકાણે જણાવી, કે–તે કયાં ? કયાં કે ? શાસ્ત્રમાં અવધ્ય કહી છે તે તાડીકા સ્ત્રી હતી રાક્ષસી, તેને મારી. વળી સુર્પનખા સ્ત્રી તેનું નાસિકા છેદન કરાવ્યું, ને વળી ગૌતમ ઋષિની અહલ્યા તે બ્રાહ્મણી

શિલા થઈને સ્વામીને શ્રાપે પડી હુતી તેને પોતે પોતાના ચરણારવિન્દનો સ્પર્શ કરાવીને શ્રાપ મુક્ત કરીને વળી સમુદ્ર ઉપર પાજ બાંધી, વળી બધી અયોધ્યાનગરીને એકકાલાવચ્છિન્ન વૈકુંઠમાં લેઈને પધાર્યા. ઇત્યાદિ કાર્ય મર્યાદા ઉલ્લંઘન કરીને પુષ્ટિ પુરુષોત્તમનાં પણ કર્યાં છે. બાકી મર્યાદા તો સઘળે રાખી છે. વળી વેદમર્યાદા રાખવાનાં બીજાં કામ પણ ઘણાં કર્યાં છે કે-ભરતજીએ દયા પાલવાને મૃગનું પાવન કર્યું હુતું તેનો ઘણો મોહ લાગ્યો-તે અંતકાલ સમય તેમાં બુદ્ધિ રહી, માટે તેને **मरणे या मतिः स गतिः** એ વચન પાળવા માટે ભરતને મૃગનો દેહ આપ્યો. વળી મુચકુંદને પ્રત્યક્ષ ભગવાન મળ્યા તદપિ વેદમર્યાદા પાલવા માટે બ્રાહ્મણનો જન્મ ધરાવીને મુકિત આપી. ચારે વર્ણ ને વેદ મર્યાદા પ્રમાણે વર્ણાશ્રમનો ધર્મ પલાવે છે, એ પણ વેદમર્યાદા જાણવી. વળી જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ધર્મનું રક્ષણ કરવાને માટે ભગવાન અંશે, કલાએ રૂપ ધરે છે તેનું વચનઃ—

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥

એમ અર્જુન પ્રત્યે શ્રીભગવાને કહ્યું છે માટે જ્યાં ધર્મ રીતે ચાલવું ચલાવવું એ ભગવાનના લક્ષણ.

એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ! એ વાર્તા સમજાવીને મુને કહી તે મારા હૃદયમાં બેઠી પણ "**कर्तुं अकर्तुं अन्यथाकर्तुं**" સમર્થ એહેવા જે ઈશ્વર તેહેનાં લક્ષણ ઉદાહરણ કાંઈ એક મુને સમજાવીને કહો એવું સાંભળીને શ્રીગુરૂદેવ બોલ્યા કે હે તાત! ઈશ્વર તે તો વેદમર્યાદા ઉલ્લંઘન કરીને પણ કાર્ય કરે છે

તેહેનું હાર્દ ચિન્તવ્યામાં ન આવે, વિચાર્યામાં પણ ન આવે તેહેનું વચન શ્રીપુરૂષોત્તમ સહસ્રમાં શ્લોક—

अचिन्त्यकार्यकर्ता च तर्कागोचरकार्यकृत ।

ઇત્યાદિ, વળી તેનાં ઉદાહરણ કાંઈ એક કહીએ તે સાંભળ કે—કંચન કંઈ બળે તહિ તે લંકા સોનાની બાળી, લોહનું ચૂર્ણ કંઈ ઉગવું સંભવે નહિ તે ઉગાવ્યું. પ્રભાસને વિષે પથ્થર બુડે ને બોળે એ એનો સ્વાભાવિક ધર્મ છે, તે પોતાની ઈશ્વરતાને બલે તેને તાર્યા ને તે ઉપર જે ચઢ્યા, તે પણ તર્યા, જય વિજય શ્રીભગવાનને પામેલા જે પડવા સંભવે નહિ તેને વૈકુંઠથી પાડીને અસુર જન્મ દીધો. ને પતિતપાપના ભંડાર એવો જે ગીદ્ધ ગણિકા, પારધિ, અજામિલાદિ જેની ગતિ ન સંભવે તેની ગતિ વિના સાધને કરીને વૈકુંઠ પ્રાપ્તિ કરાવી. સુધર્મા સભામાં કેટલા વૃદ્ધ હતા જાદવ તીહાંને (તેમને) યુવાવસ્થા આપી, મૃત્યુ પામેલું કોઈ યમલોકથી ન આવે પાછું, તે સાંદીપનગુરુના પુત્રાદિ કેટલાકને મૃત્યુ પામેલા પાછા જીવાડીને આણ્યા છે. એ કેવલ પોતાના ઈશ્વરતાના બલવડે. એ વેદ-મર્યાદા ન કહેવાય. ઇશ્વર કેવલ સ્વેચ્છાનુચારી છે. માટે કહે વળી તું જો કે સાક્ષાત્ વેદ સર્વોત્કૃષ્ટ કહેવાય તે જ્ઞાનદેવ પોતાના ભકતની મરજી રાખવા માટે મહિષને અધોદ્વારે વેદની શ્રુતિઓ ભણાવી. બ્રાહ્મણ ભકતનો દ્રોહી એવો જે રાવણ તેને સુગતિ ન સંભવે તે ઇશ્વરના બળે આપી. વળી તું જો કે શ્રીમહાદેવજી મોટા, સમર્થ કુબેર જેનો મિત્ર, તે ભિક્ષાટન કરે છે, ને બ્રહ્મ-કપાળ ઘણા ભજનિક (ભકત) છે, તદપિ પોતાની મેળે છુટતું નથી. વળી ગિરિજા જે શ્રીપાર્વતિજી જેને શિવજી સરખા સ્વામી, બ્રહ્મા વિવાહવિધિના કરનારા, જ્યાં સ્વયમેવ અગ્નિ હુતદ્રવ્યનો

ગ્રહણ કરનારો, તે ગિરિજાને વંધ્યાપણું ન સંભવે, તે ઈશ્વર ઈચ્છાએ રહ્યું છે. વળી તું જોકે બલિરાજા સરખો દાનેશ્વરી, ને દાનનો લેનાર શ્રીવામનજી, ને ત્રૈલોક્ય વૈભવનું દાન, તે બલિને બંધન ન ઘટે, તે સ્વેચ્છા બલે કર્યું ત્યાં વેદનું પ્રમાણ નહિ, વળી બ્રહ્માના પુત્ર વશિષ્ટ મુનિ જ્યોતિષ શાસ્ત્રના આચાર્ય, તે મુનિએ નિશ્ચય નિર્ધાર કરીને રાજ્યાભિષેક શ્રીરામચન્દ્રજીને જે સમય કરવાનું મુહૂર્ત આપ્યું તે જ સમય શ્રીરઘુનાથજી પોતાની સ્વેચ્છા ઈશ્વરતા બલે વનમાં પધાર્યા, ત્યારે શું વશિષ્ટ મુહૂર્ત આપતાં કાંઈ ત્રિકાલજ્ઞ (છતાં) કાંઈ ચૂકયા ન કેહેવાય, પણ ઈશ્વર ઈચ્છા આગળ કોઈનું બલ નહિ. વળી ભગવાનના ભકત જ્યાં સદા રહે છે એવું જે વ્રજ, તે વ્રજને ઈન્દ્રે મહાકષ્ટ દીધું મોટા હરિભકતનો અપરાધી થયો, અને ગુરુ હત્યારો બ્રહ્મહત્યારો ને મુનિ પત્નીનો અગંમનાગમીને જેટલા મોટા સત્પુરુષ તપેશ્વરી તેને વિઘ્નનો કરનારો એવો મહા અધર્મી જે ઈન્દ્ર તેને શ્રીભગવાને કિંચિત્ પણ દંડ ન દીધો. એ ઠેકાણે કેવલ પોતાની ઈશ્વરતાનું બલ જાણવું. વળી તું જો કે મોટા મોટા મહાપુરુષ તેને પણ વીત્યા અવતારનું જ્ઞાન નથી હોતું, અને જીવ માતાના ઉદરને વિષે અધોમસ્તકે મલમૂત્ર મલિન સ્થાનમાં જ્યારે હોય છે ત્યારે એ જીવને સો જન્મનું જ્ઞાન થાય છે, અને ઈશ્વરની સ્તુતિ કરે છે તે તું જો કે એતે ઈશ્વરની ઇચ્છાનું બલ કે જીવના સાધનનું બલ! વળી તે જીવ ગંદકીમાંથી બારણે આવ્યો કે તત્કાલ પેલું જ્ઞાન વીસરાવી દીધું તેનું વચન શ્રીગીતાજીના પંદરમાં અધ્યાયમાં શ્રીમુખ વાક્યઃ—

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो ।**
**मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥**

વળી ઘણે એક ઠેકાણે ભક્તને અલ્પલીલા હરિ દેખાડે છે તે તેને ઘણા કલ્પના જેવી ભાસ્યમાન થાય છે તેમાં કિંચિત્ સ્થલ દેખાડીએ છીએ કે શ્રીકૃષ્ણે કુબ્જાને ક્રીડાદાન તો બેચાર ઘડી આપ્યું છે પણ તેના મનમાં ઘણાએક કાલ લગી પ્રભુ જોડે રતિ રસ ભોગવ્યા જેવો સંતોષ–તૃપ્તિ થઈ ગઈ, તે કોની પેઠે કે–જ્યમ નારદજીને આશ્ચર્ય લીલા પાણીમાં ડુબકી મારીને નીકળતા માત્રમાં એવું ભાન થયું કે એ ચરિત્ર મેં ઘણા કાલ દીઠું. વળી એજ પ્રમાણે શ્રીબલદેવજીને જલક્રીડા કરતાં, ત્રણ તાળી વાગતામાં ઘણાએક કાલની લીલા શ્રીહરિએ દેખાડી, એવું શ્રીબલદેવજીને ભાસ્યમાન થયું. વળી શ્રીરામાયણમાં કાગભુસંડીજીને શ્રીરામચન્દ્રજીના સ્વરૂપને વિષે ઈશ્વર હશે કે નહિ? એવો સંશય થયો હુતો, તે શ્રીરઘુનાથજી સમજીને ઉંચો શ્વાસ લીધો એટલામાં પ્રભુના ઉદરમાં ઉતરી ગયા ને પાછો શ્વાસ મુકયો એટલે બહાર આવ્યા એટલી વારમાં ઈશ્વરે એવી લીલા દેખાડી કે ઘણાંએક બ્રહ્માંડ હું ફર્યો, અને અનેક બ્રહ્માંડમાં હું સતાવધિ કલ્પ લગી રહ્યો એવું ભાન થઈ ગયું. એવાં લક્ષાવધિ અકળ ચરિત્ર ઈશ્વરનાં છે. વળી એક સમય માધવદાસજી શ્રીજગન્નાથપુરીમાં રહેતા. ને પાત્રમાં ખીચડી ઓરીને માર્કંડેય તીર્થમાં સ્નાન અર્થે ગયા ત્યાં ડુબક મારી એટલે કાશી વિષે શ્રીગંગાજીમાં નીકળ્યા, ત્યાં પેલું જ્ઞાનતો વિસરી ગયા, ને એવું ભાન થયું કે હું મારે ઘેરથી શ્રીગંગાજીમાં સ્નાનને અર્થે આવ્યું છું. તે માધવદાસનું ઘર પણ કાશીમાંજ હુતું અને શ્રીપુરુષોત્તમ પુરીમાં તો શ્રીજગદીશ ઘણા વાહાલા હુતા, માટે નિવાસ કરીને રહ્યા હુતા પછી પોતે શ્રીગંગાજીમાં સ્નાન કરીને પોતાને ઘેર ગયા, સ્ત્રીએ રસોઈ કરી હુતી તે શ્રીપ્રભુને ભોગ ધરીને મહાપ્રસાદ લેઈને એ રીતે દશવીશ વર્ષ લગી ત્યાં પોતાને ઘેર

રહ્યા. પોતાની સ્રીને વિષે એક બાલકી પણ પ્રકટ કરી, વળી પાછા એક દિવસે શ્રીગંગા સ્નાન કરવા ગયા હુતા, ત્યાં ડુબકી મારીને નીકળ્યા ત્યારે માર્કંડેય સરોવરમાં શ્રીજગન્નાથપુરીમાં નીકળ્યા, સ્નાન કરી પોતાના સ્થલ વિષે ગયા ત્યારે ખીચડી થઈ રહી હુતી, તે પ્રભુને ભોગ ધરીને મહાપ્રસાદ લીધો, પછી પોતાના મનમાં ઘણું આશ્ચર્ય પામ્યા. જે પ્રભુએ મુને એક ક્ષણમાં અસંભવિત ચરિત્ર ઘણા વર્ષનું દેખાડયું. એ પણ કેવલ ઈશ્વરનું ચરિત્ર. વળી તું જો કે શાસ્રમાં એમ લખ્યું છે કે પ્રભુ વિષે સાયુજ્યમુક્તિ પામે. સાયુજ્યમુક્તિ તે કેવી કે બ્રહ્મમાં મળી જવું તે પાછું નીકળવું સંભવે નહિ. જલ જલ મળે ત્યમ, તે તું જો કે— સાયુજ્યમુક્તિ સઘળાં વ્રજવાસીને આપી. બ્રહ્મસ્નાન કરીને ઈશ્વરતા બળે સર્વને પાછાં કાહાડીને વ્રજમાં આણ્યાં, એ મોટું આશ્ચર્ય અસંભવિત ઈશ્વરનું ચરિત્ર છે. પ્રભુ કરે ત્યારે સઘળુ સંભવે. એ કથા શ્રીમદ્ભાગવત દશમસ્કન્ધમાં છે. વળી માર્કંડેય ઋષિને એક પલક માત્રમાં સાત કલ્પ લગી માયામાં ભ્રમાવ્યા ને વળી માયા ખેંચી લીધી ત્યારે તેની તે શિલા ઉપર સાયં-સન્ધ્યા કરતા હુતા. બે અર્ઘ્ય સૂર્ય અર્ધ અસ્તાંગત થતાં થતાં આપ્યા હુતા ને ત્રીજો અર્ઘ્ય આપે છે એટલામાં કેટલા કલ્પની લીલા દીઠી. વળી ખેંચી ત્યારે તેનો તે સમય દીઠો એ કેવલ ઈશ્વર ચરિત્ર જાણવું. વળી તું જો કે—ચારે યુગ છે; તે ક્રમે જોતાં તો એક બે ત્રણ અને ચાર એ સંભવે, તે પોતાની ઈચ્છા બળે ક્રમ ફેરવ્યો કે સત્યુગતો પહેલો, પછી બીજો દ્વાપર જોઈએ, તે દ્વાપરને ત્રીજો કર્યો ને ત્રેતા બીજો કર્યો, તેનું કારણ શું કે રાવણ કૃતયુગમાં પ્રકટ થયો ને દેવતાને અતિશય દુઃસહ દુઃખ દેવા માંડયું. તે દેવતા ઘણા અકળાઈને ઈશ્વરની સ્તુતિ કરી કે હે મહારાજ ! આ રાવણ અતિશય દુષ્ટ છે, એને તો વેહેલો

આરો. એ રાવણુ જનિત દુઃખ અમો થકી સહન નથી થતું. એવું સાંભળીને શ્રીહરિ દયાનિધિ છે માટે એમ બોલ્યા કે એ રાક્ષસનું મૃત્યુ તો અમો રામાવતાર ત્રેતાયુગમાં ધરીસે ત્યારે થશે, એવું નિર્માણુ છે, પણુ તમારૂં દુઃખ દેખીને અમને ઘણી દયા આવે છે, માટે ત્રેતાયુગ ત્રીજો છે, તે બીજો આણીએ છીએ, ને એને મારીશું. એ યુગનું વ્યતિક્રમ ઈશ્વર વિના કોઈએ થાય નહિ.

વળી તું જો કે અગસ્ત્ય ઋષિને ઇશ્વરે પોતાની સત્તા આપીને સમુદ્રપાન કરાવ્યું, એમ મનુષ્યમાં એટલું સામર્થ્ય તે સંભવે નહિ પણુ મુનિદ્વારા એ ઈશ્વર સત્તા જાણવી. વળી તું જો કે શ્રીરામચન્દ્રજીને સુગ્રીવે કહ્યું કે હે મહારાજ ! આપ વાલીને મારીશું એમ કહો છો તે મુને પુરો વિશ્વાસ નથી આવતો, તે વિશ્વાસ આવ્યાનો એક હેતુ છે તે આપ કૃપા કરી દેખાડો તો મુને ખરેખરો વિશ્વાસ આવે તે કીયો કે આ સાત તાડ છે તે વર્તુલ જે ગોળાકારે ઉગેલા છે તેને એક શરે એકજ ફેર વીંધો ત્યારે હું જાણું જે વાલીને મારશો ત્યારે શ્રીરામજી કહે કે અમો વીંધીએ છીએ તે તું જો. એમ કહીને પોતે ધનુષ્ય ઉપર શર ચઢાવીને એક સર્પ હુતો તેની ઉપર સાત તાડ ઉગ્યા હુતા તે સર્પ ગુંછળું વળાઇને બેઠો હુતો, તે મર્મ પોતે ઇશ્વર છે માટે જાણુતા હુતા, તે સર્પના પુંછડા ઉપર પ્રભુએ અંગુષ્ટ હલાવ્યો એટલે સર્પ પાંસરો થઈ ગયો, એટલે એક બાણે સાતતાડ વીંધી નાખ્યાં. તે દેખીને સર્વે આશ્ચર્ય માન્યું, કે આ કાર્ય ઈશ્વર વિના કોઈએ ન થાય. એ જ રીતે નગ્નજીત રાજાને ત્યાં મદોન્મત્ત સાત સાંઢ હુતા તે રાજાએ પણુ લીધું હુતુ, જે એ સાત સાંઢને, જે પુરુષ નાથે તે મ્હારી

નાગ્નજીતી કન્યાને વરે. તે કોઇ ક્ષત્રિયનન્દને એ કાર્ય થયું નહિ, ત્યારે એ રાજાને મ્હોટી ચિન્તા થઇ કે-પુત્રી મ્હારી કુંવારી રહી એવો પુરૂષ કોઇ જન્મ્યો નહિ. એનો શો ઉપાય કરૂં. એ હેતુ હાર્દ શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજીએ લખ્યું છે કે એ સાત સાંઢ તે સાત વ્યસનનાં રૂપ હુતાં, તે સાતે વ્યસન જીત્યાં હોય તે એને નાથે એ શ્રીકૃષ્ણ ઈશ્વર વિના એ સાતે વ્યસનને જીતે એવો કોઈ ન મળે ને એ સત્યા છે, તે શ્રીકૃષ્ણચન્દ્રનેજ યોગ્ય છે માટે તે સાતે સાંઢ ને સાતરૂપ ધરીને શ્રીજીએ નાથ્યા; તે એક રાજાએજ દીઠું, ત્યારે તે રાજાએ પોતાનું ભાગ્ય ધન્ય માન્યું, જે મ્હારી પુત્રીને ઈશ્વર વર્યા. વળી તું જો કે મલમાસને પોતાની બરોબર કર્યો; અને શૂન્ય ભાગ્ય એવો જે સુદામો બ્રાહ્મણ તેને વિના શ્રમે ઘેર બેઠાં નિત્ય ઇન્દ્રનો વૈભવ આપ્યો, એ ઇશ્વર વિના કોઇએ ન થાય. વળી એક આશ્ચર્યરૂપ બેચાર ચરિત્ર કહીએ, તે સાંભળ. કે સર્વજીવ માત્ર ચરણ વડે ચાલે ને શ્રવણ વડે સાંભળે, તે સર્પને ઉરુએ ચલાવ્યો, નેત્રે સંભળાવ્યું, અને સર્વની ઉત્પત્તિ વીર્યદ્વારા છે અને મયૂરની ઉત્પત્તિ અશ્રુદ્વારા ઇશ્વરે કરી, અને સર્વપ્રાણીમાત્ર હસ્ત વડે ભક્ષણ કરે છે તે ઇશ્વરે હસ્તીને નાસિકાએ કરીને મુખમાં ગ્રાસ મુકાવે છે અને સર્વઝેરી જનાવર મુખથકી દંશ અને વૃશ્ચિક પૂંછવડે દંશ કરે છે અને વળી એક અજબ ગુલમેહેરી પક્ષણી થાય છે, તે સદા નિરન્તર મુખવડે શ્રીકૃષ્ણનામ જપે છે, શ્રીભગવન્નામ મુખથી છુટે માટે ખાનપાન પણ નથી કરતી, ત્યારે ઇશ્વરે અજબયુકિતએ ત્હેના ખાનપાન નિર્વાહનો માર્ગ કહાડયો કે ચાર ચરણને વિષે મોરનાં મુખ કર્યાં તે વડે ચારો ચરે અને ત્હેને પૂંછે ઉંટનું મુખ કર્યું, તે વડે જલપાન કરે. એવું કૌતુકરૂપચરિત્ર ઇશ્વર વિના કોઈથી ન થાય; ને વળી

કાચબીનાં બચ્ચાં ખાનપાનવિના કેવલ ત્હેની માતા સ્મરણ કરે તે વડે ત્હેનું પોષણ થાય, ને જીવે. વળી એકસમંદરનામે કીટ * થાય છે, તે સો વર્ષ લગી જ્યાં અખંડ અગ્નિ રહ્યો હોય તેમાં તે પ્રકટ થાય, તે અગ્નિમાંજ જીવે એ પણ ઇશ્વરચરિત્ર છે; ને વળી ભીમસેન અતિશય ભોજન કરે, તેનો મલત્યાગ શકુની પાસે કરાવે, એ પણ ઈશ્વરનું કૌતક વળી પોમલી બાલક પ્રસવે અને તેનો સ્વામી સુવાવડ ખાય, તે થકી તેની શ્રી, ને સત્તા આવે. વળી એક સમુદ્રમાં છાયા-મગરી રાક્ષસી રહે છે તે આકાશમાં પક્ષી ઉડતું હોય એ આદિ જે કોઈની છાયા સમુદ્રના જલમાં પડે તે છાયાને તે મગરી ઝાલે એટલે જેની છાયા હોય તે પડે, એ પણ કૌતુક ઇશ્વરનું કરેલું વળી એક નીપટા નામ પક્ષી થાય છે તેની સામું આપણે ભાળીએ ત્યારે મૃત્યુ પામે, અને નીપટા એવું નામ કહીને બોલાવીએ, એટલે જીવે. વળી એક સકરખોર જાતિ પક્ષી થાય છે તે સમુદ્રના બેટમાં રહે છે, અને તેને સાકરનોજ આહાર છે તેને ઇશ્વર ત્યાં સાકર આપીને જીવાડે છે, એ પણ ઇશ્વરનું કૌતુકરૂપ ચરિત્ર છે. વળી એક હુમા નામે પક્ષી થાય છે તે સુકાં અસ્થી ખાઇને જીવે છે, પણ એક ચમત્કાર ઇશ્વરે મુકયો છે કે તે પક્ષી ઉડે તેની પાંખની છાયા જેની ઉપર પડે તે વિના અદ્રષ્ટે રાજા થાય, એ પણ ઇશ્વરનું કૌતુકરૂપ ચરિત્ર છે. વળી એક નર માદા જાતિ મુકતાફલ થાય છે, તે વેહેપારી કોઈ લાવે છે, તે નરના મુકતાફલને વેચે, ને માદા મુકતાફલ પોતાની પાસે રાખે, પછી ગમે ત્યાં તે જાય ત્યાં પેલું નર મુકતાફલ માદા પાસે એની મેળે આવીને બેસે, એ પણ ઇશ્વરનું

* કલકત્તા મ્યુઝીયમમાં આ પક્ષી છે.

કૌતુક ચરિત્ર છે. વળી કેટલાંએક ઈશ્વરનાં અસંભવિત ચરિત્ર કહીએ તે તું સાંભળ-કે જગતમાં નર સર્વે કહેવાય છે તે કથન-માત્ર છે, અને સાચો નર તો એક અર્જુન જ છે, તે શા માટે? કે-જેને બે સ્તનનાં ચિહ્ન જ નથી, જે અર્જુનને પ્રભુએ ઉર્વશીના શાપદ્વારા વંઢલ (નપુંસક) કરાવ્યો, અને નૈષ્ઠિક બ્રહ્મચારી એવા જે નારદ મુનિ તેને વિશ્વમોહિની કન્યા ઉપર વરવાનો મોહ લગાડયો, ને વળી તુકારામ ભગવદીય તીયાંને (તેમને) વિના અપરાધે ખરાફ કરાવીને (ગધેડા ઉપર બેસડાવી) હાંસી કરાવી એ પણ ઈશ્વરનું કૌતુક ચરિત્ર જાણવું. વળી કશ્યપ ઋષિ મોટા વિવેકી તે બ્રહ્માની આજ્ઞા થકી પોતાનો પુત્ર જે વૈશ્વાનર તેની પુત્રીઓ કાલિકા ને પૂલોમા નામની તે પોતાની પૌત્રીઓ થાય. તે તેને કશ્યપ પોતે વર્યા. તેને ઘેર શ્રીવામનજી પ્રકટ થયા એવું શ્રીહરિનું અકળ ચરિત્ર છે. અને એક જગન્નાથ પંડિત કોઇ એક હેતુ માટે બાદશાહ યવનની દીકરીને પરણ્યા હતા, તે સ્ત્રી પુરુષને એકે દિવસે બાવન સીડી શ્રીગંગાજી ચઢાવીને તે બન્નેને સ્નાન કરાવીને પાવન કર્યાં. વળી એક ઠેકાણે એ ઈશ્વરનું ચરિત્રનું કવિત—

દેખો જગન્નાથભાય ચ્યાહારાં વર નમી લીખાવે;
કીયો હે નિષેધ વાકો તુરત મોહોર તાર્યો હે;
બકી બાલહત્યારી હરિકો હલાહલદીનો;
વાકું ગતી માતા મર્યાદાસે તુ કેરોહે;
નિજસેં મલમાસ કીનો મહાપાપીન મોક્ષ દીનો;
પ્રાચીન બર્હીષ નૃગાદિક ધર્મ બોઢયો હે;
દયાનાથ ઈશ્વરકી ઇચ્છા સબતે બલિષ્ઠ;
ઓરકી કાહા ચલી બેદ હું કો માન ઓર્યો હે;

(કવિત)

કો સમે પ્રમાન રીતી કો સમે પ્રમેય કછુ;
બઈ બિચારી કરે સાહાય દુષ્ટ જન્તકી;
બાલસાં સુભાવ કહા બુદ્ધરાય રંક;
વ્રજ મૃદુ મહાબિના કહે ટારે ચિન્તા ચંતકી;
હસ્તિયેં ચઢાય કછુ કુકર પે કટવાવે;
પાપીકું પૂજાવે કછુ લજ્જા ખોવે સંતકી;
આસ શાખ્ય આસંગો ન શાખ્ય કછુ દયારામ;
અટપટી અગાધ એસી લીલા ભગવંતકી;

માટે ઈશ્વરની વાતનો એક નિશ્ચય નથી. ચાહાય તે કરે; સર્વ કરવા સમર્થ ખરા પણ નિજ જનનું અહિત પ્રભુથી બનેજ નહિ. હરિજન હોય તેણે કોઈના ગુણ દોષ જોવાજ નહિ, એમ કહ્યું છે શાસ્ત્રમાં, તેનું કારણ શું કે—લક્ષાવધિ ઉત્તમ ગુણ હોય, તેમાં એક મોટો એવો દોષ હોય કે તે બધા ગુણને ઢાંકી નાખે. અને વળી ત્યમજ કોઈ એકમાં લક્ષાવધિ અવગુણ હોય તેમાં વળી એક એવો ગુણ હોય કે તે સઘળા દોષોને ઢાંકી નાખે. તે એ બન્નેની આપણને ખબર ન પડે તે સઘળું ઈશ્વર અન્તર્યામી જાણે. તે કારણ સારૂ કોઈની સ્તુતિનિન્દા ન કરવી. સઘળે સમદૃષ્ટિ રાખીને સાક્ષીવત્ રહેવું. બધાની દોરી ઈશ્વરના શ્રીહસ્તમાં છે. તે જ્યમ નચાવે ત્યમ સર્વ નાચે; માટે હરિ માને તે દોષ, ને હરિ માને તે ગુણ. ઈશ્વરનું અગાધ સામર્થ્ય છે તે વિચારીને નિઃસાધનીજીવને હડબડવું નહિ. અને ઘણાં સાધન બની આવતાં હોય તે દેખીને ફુલવું નહિ. તે બન્ને જનને દીનતા રાખીને શ્રીહરિશરણાગતિનું બલ શખવું. પ્રભુનું દીનદયાલ પણ વર્દ છે. અને મધુસૂદન નામ પણ છે,

માટે પોતે કૃપા કરીને તારે, તેજ તરે. તે તું જો કે—શ્રીગોપીજન જેવાં તો પ્રેમી હરિને વહાલ એવાં કોઈ ભક્ત નથી. તીને (તેમને) પણ લગાર અહંકાર આવ્યો તે સમય શ્રીજી અન્તર્ધ્યાન થઈ ગયા પછી સઘળાં વ્રજભક્તે અનેક ઉપાય કર્યા, પણ પ્રભુ ન મળ્યા. સઘળું બળ છૂટી ગયું, અને નિઃસાધન પણે રુદન આવ્યું, ત્યારે શુદ્ધદીનતા પ્રાપ્ત થઈ ત્યારે શ્રીજીનાં સાક્ષાત્ દર્શન થયાં; એ ચરિત્ર વિચારીને શ્રીહૃદયનો એ ભાવ સમજવામાં આવ્યો કે—અહંકાર થકી અલગા, અને સાચી દીનતા વડે સમીપ. માટે શ્રીહરિ, ગુરુ, ને ભગવદીયજન એ ત્રણે થકી કપટ ન રાખવું. હૃદયથકી સાચા રહેવું. હરિશરણાગતને સદા શ્રીહરિની રુચી પ્રમાણ રીતે ચાલવું; પછી પ્રભુ ચહાય તે કરે.

इति श्री[illegible]ष्णजनकविद[illegible]चितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभ[illegible]लिन्यां दशमप्रश्नोत्तरं समाप्तम् ॥

श्रीकृष्णः ।

# એકાદશ પ્રશ્ન

## ભગવત્પ્રાપ્તિ



ળી શિષ્ય બોલ્યો કે—હે મહારાજ ! વિરુદ્ધધર્માશ્રય હરિ, ઈશ્વર, ભગવાનનાં લક્ષણ આપે મુને સમજાવીને કહ્યું, તે મારા હૃદયમાં બેઠું પણ વળી મુને એક સન્દેહ ઉત્પન્ન થયો છે કે કેટલાએક ભગવત્પ્રાપ્તિ ધર્મવડે કહે છે, અને કેટલાએક કર્મવડે થાય એમ કહે છે, અને કેટલાએક જ્ઞાનવડે કહે છે, ને કેટલાએક યોગવડે કહે છે, અને કેટલાએક વૈરાગ્યવડે કહે છે, અને કેટલાએક તપવડે કહે છે, ને કેટલાએક યજ્ઞવડે કહે છે, કેટલાએક વેદશાસ્ત્રના અભ્યાસ થકી કહે છે, ને કેટલાએક પ્રેમલક્ષણાભક્તિથી કહે છે, કેટલાએક ભગવત્‌શરણાગતિથી કહે છે, અને કેટલાએક તીર્થયાત્રાથી કહે છે, પુણ્યદાનથી કહે છે, ને કેટલાએક નિયમથી કહે છે, ને કેટલાએક ભગવ-

ધ્યાનથી કહે છે, ને કેટલાએક ઘણા પ્રકારના અનુષ્ઠાનથી કહે છે, ને કેટલાએક જપથકી કહે છે ઇત્યાદિ ઘણા પ્રકારથકી કલ્યાણ–ભગવત્પ્રાપ્તિ–મોક્ષ કહે છે, તેને પ્રમાણ આપે છે, ત્યારે તે સાંભળીને મનને ભ્રમ થાય છે. માટે એક સિદ્ધ ઉપાય ભગવત્પ્રાપ્તિનો હોય તે બતાવો.

શ્રીગુરુવાક્ય–એવું સાંભળીને શ્રીગુરુ બોલ્યા કે–હે પુત્ર! તું કહે છે એમ જ છે. ઘણાં શાસ્ત્ર છે, તેનાં સિદ્ધાન્ત પણ જુજવાં (જુદાં) છે, પણ સર્વનો સાર તે મધ્યે સત્યસિદ્ધાન્ત તુને એક હું બતાવું તે તું સાંભળ કે–પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર શ્રીયશોદાનન્દન તેની શરણાગતિ–આત્મનિવેદન–શ્રીવલ્લભકુલદ્વારા કરવું. શ્રીમહાપ્રભુજીના પુષ્ટિમાર્ગસિદ્ધાન્ત તે તો એજ છે કે–શુદ્ધપ્રેમલક્ષણા ભક્તિ અવ્યભિચારિણી અનન્ય નવધા સહિત તેને ઉપયોગમાં આવે એટલાં સાધન. એ વિના શ્રીવૃન્દાવનચન્દ્ર શ્રીગોવર્દ્ધનોદ્ધરણધીર શ્રીગોપીજનવલ્લભ શ્રીરાધિકારમણની પ્રાપ્તિનો બીજો ઉપાય નથી. તે શ્લોકઃ–

श्रीवल्लभाचार्यमते फलं तत् प्राकट्यमात्राव्यभिचारहेतुः।
प्रेमैव तस्मिन् नवधोक्तभक्तिस्तत्रोपयोगोखिलसाधनानाम्॥

બીજાં સાધન અનેક કરીએ પણ તે થકી પૂર્વે કહ્યું તે ફલની પ્રાપ્તિ નથી.

શ્રીકૃષ્ણચન્દ્રની ઉપાસના ભક્તિમાં જેટલાં સાધન પૂર્વે કહ્યાં તે સર્વે એહેમાં આવી ગયાં તેનું વચનઃ—

अनेकशास्त्रं विविधाश्च विद्याः स्वल्पश्च कालो बहुविघ्नता च।
यदेव सारं तदुपासनीयं हंसो यथा क्षीरमिवांबुमध्यात्॥

पुनः पुराणान्तरे श्लोकः—

आलोक्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः
इदमेकं सुनिश्चिन्तं ध्यायेन्नारायणं सदा ।
तपन्तु तापैः प्रतपन्तु पर्वताः हटन्तु तीर्थाणि पठान्तु चागमाः ।
यजन्तु योगैर्विविधैर्नु यागैः हरिर्विना नैव मृत्युम् तरन्ति

पुनः श्लोकः—

वेदे रामायणे चैव पुराणे भारते तथा ।
आद्यन्ते च तथा मध्ये हरिः सर्वत्र गीयते ॥
वेदवाक्यं महावाक्यं पुराणे भारते तथा ।
श्रीमद्विठ्ठलवाक्यार्थः श्रीकृष्णः शरणं मम ॥
अष्टकोटिमहामन्त्रः चित्रविभ्रमकारकः ।
एकोपि सरलो मन्त्रः कृष्णेति वरणद्वयम् ॥

એવાં વચન તો ઘણાં છે, તેમાં પુષ્ટમર્યાદા નામનો ભેદ છે. તે પુષ્ટ સૃષ્ટિવાળા મોટા ભગવદીય ભગવત્કૃપાપાત્ર હોય, તે એનું તારતમ્ય જાણે. અલ્પજ્ઞજીવને એ વાત સાંભળતાં મનમાં દોષ ઉપજે. તે દોષ ન આવે એવું એક તુને દૃષ્ટાન્ત કહું, તે વિચારીને સમજે ત્યારે દોષ નહિ આવે. તે તું જો કે પુનરે તિથિમાં ચન્દ્રમાતો હોય છે તે બીજથી તે પૂર્ણિમા પર્યન્ત ચન્દ્રનામનો તો એકજ પણ અધિક ન્યૂનકલાનો ફેર ખરો. દિવસે દિવસે ચન્દ્રકલા વર્ધમાન થાય, પણ નામતો ચન્દ્રને ચન્દ્ર કહેવાય, પણ પૂર્ણિમાના ચન્દ્રમા સઘળા ચન્દ્રમાં લીન જાણવા; એમ શ્રીકૃષ્ણ નામ છે, તે સઘળાં ભગવન્નામ થકી મુખ્ય જાણવું તેનું વચન આદિપુરાણે અર્જુનપ્રતિ ભગવદ્વાક્યઃ--

नाम्नां मुख्यतरं नाम कृष्णनाम परन्तप ।
प्रायश्चित्तात्मदोषाणां पापानां मोचकं परम् ॥

પુનઃ વરાહપુરાણે ધરણીપ્રતિ શેષવાક્યઃ—

विष्णोर्नाम सहस्रं तु ह्यावृत्त्या तु यः पठेत्
एकावृत्त्या तु कृष्णस्य नामैकं तत्प्रयच्छति ॥

पुनः श्लोकः—

मार्ग[illegible]त्म्यमां ब्रह्मा प्रति श्रीनारायणवाक्य
नामभिर्नामकोटिभिस्तोषे मम भवेत् क्वचित् ॥
श्रीकृष्णेति कृतोच्चारे प्रीतिरेवाधिकाधिका ॥

એમ શ્રીકૃષ્ણ નામના ફલમાં પણ તારતમ્યતા લખી તેનું હાર્દ એ સમજવું કે એ અંશઅંશી, મર્યાદા પૂર્ણ, વિચારતાં સંભવે એમ પુષ્ટિપથાચાર્ય શ્રીવલ્લભાચાર્ય પ્રતિપાદિત શ્રી-કૃષ્ણરૂપ છે, તે સર્વોત્કૃષ્ટ છે. તે શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય બેજ ફેરા થયેલું છે. એક તો સારસ્વત કલ્પમાં શ્રુતિ રૂપા ઓ માટે અને વળી આ શ્વેતવારાહકલ્પમાં અગ્નિ કુમાર [illegible]...રૂપાઓ માટે. અને વળી મુખ્ય કારણ એ છે કે શ્રી વલ્લભાચાર્યજીનું પ્રાકટ્ય આ કલ્પમાં છે. તે શ્રીપૂર્ણ પુરુષોત્તમ મુખ્ય કૃષ્ણ વિના અન્યનું સેવન કરે નહિ. તે શ્રીવલ્લભાચાર્યનું પ્રાકટ્ય પણ હમણાં આ યુગમાં એકજ વાર થયું છે, પૂર્વે થયું પણ નથી ને આગળ થવાનું પણ નથી. ત્યારે તું કહેશ કે શા વચનને પ્રમાણે માનીએ તેનું વચન પણ તીયાંના (તેમનાં) પુત્ર શ્રીવિઠ્ઠલેશ્વર સાક્ષાત્ શ્રીકૃષ્ણચન્દ્રરૂપ પ્રકટયા છે તેમનું વચન છે તે લખીએ છીએ.

સ્પુરતકૃષ્ણપ્રેમામૃત ગ્રન્થને વિષે છે તે લખીએ છીએ.

मायावादिकरीन्द्रदर्पदलनेनास्येन्दुराजोद्गत-
श्रीमद्भागवताख्यदुर्लभसुधावर्षेण वेदोक्तिभिः ।
राधावल्लभसेवया तदुचितप्रेम्णोपदेशैरपि
श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोस्त्यपि ।

તે શ્રીવલ્લભાચાર્યના સેવ્યશ્રીકૃષ્ણ (તેમનું) રૂપ, તીયાંનું નામ, તીયાંની સેવા, તીયાંનું શરણ, તીયાંના સંબંધાદિક સઘળી વસ્તુ સઘળા શ્રીપ્રભુના અવતારથકી ભિન્ન છે; તે મોટા પુષ્ટિમાર્ગના અનુભવી ભક્ત તે જાણે છે. એ વસ્તુનું જ્ઞાન અન્યપંડિત મર્યાદામાર્ગના (તેમને) નથી. શ્રીમદ્ભાગવતને વિષે છે, પણ તેનું જ્ઞાન શ્રીમહાપ્રભુજી વિના અન્ય ટીકાઓ ઘણી કરીઓ છે તે પંડિતને નથી, તે શ્રીમહાપ્રભુજીકૃત શ્રીસુબોધિનીજીમાં છે એમ જાણવું; માટે તે પ્રભુની પ્રાપ્તિ પુષ્ટિમાર્ગની પ્રેમલક્ષણાભક્તિ પૂર્વે કહી આવ્યા તેજ એક છે. તે ભક્તિ દશવિધિએ શ્રવણભક્તિથી લેઇને શ્રીભાગવતવિષે વર્ણન બહુ પ્રકારે કરીને કરી છે; તેમાં કિંચિત્ પ્રમાણો લઇને ક્રમેક્રમે તુને કહી દેખાડીએ, તે તું સાંભળ. પ્રથમ તો સર્વસાધન કરતાં શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ મુખ્ય ભગવત્પ્રાપ્તિનો ઉપાય તે તુને કહી દેખાડું. હાવાં (હવે) ભક્તિ જે મુખ્ય કહી તે તેનાં પ્રમાણ શ્રીભાગવતના વચને કરીને કિંચિત્ કહીએ છીએ તે તું સાંભળ કે સકળ ધર્મને તેં પૂર્વે ગણાવ્યા છે તે શ્રીકૃષ્ણની ભક્તિને આધીન છે. સઘળા નરમાત્રને પરમધર્મ તે તેજ છે, કે જગતમાં અનન્યભક્તિ શ્રીકૃષ્ણચન્દ્રની કરવી. તે શ્રીકૃષ્ણચન્દ્રની અનન્યભક્તિ થકી અવિચ્છિન્નફલની પ્રાપ્તિ થાય, સર્વ કાલમાં, અને શુદ્ધઅન્તઃકરણ થવાનું કારણ પણ અનન્યભક્તિજ છે—અન્ય નથી તેનું વચન દ્વિતીયે શુકવાક્ય.

स वै पुंसो परो धर्मो यतो भक्तिरधोक्षजे ।
अहैतुक्यप्रतिहता ययाऽऽत्मा सुप्रसीदति ।

વળી કહ્યું છે કે–તેટલા માટે તે શ્રીકૃષ્ણચન્દ્રના ચરણ-કમલની ભક્તિ તે પોતાના મનમાં શ્રેષ્ઠતા વિચારીને કરવી તે થકી આટલી વસ્તુ સહજે પ્રાપ્ત થાય. એક તો વિરતિ વિવેક વા જ્ઞાન જે અનુભવ એ ઇત્યાદિવસ્તુની શીઘ્રપ્રાપ્તિ થાય, માટે એક શ્રીવાસુદેવ જ સર્વ રીતે કરીને સદાકાલ ભજન યોગ્ય છે તેનું વચનઃ—

वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।
जनयत्याशु वैराग्यं ज्ञानं च यदहैतुकम् ॥

ઇત્યાદિ. હાવાં (હવે) વળી કહ્યું છે–બ્રહ્માએ ભગવાન પ્રતિ કે હે નાથ ! તમારી ભક્તિને ત્યાગીને કોઈ કેવલજ્ઞાનપ્રાપ્તિનો પ્રયાસ કરે તે મૂર્ખ છે, અને તમારી ભક્તિ કેવી છે કે મુક્તિને આદિ અભિમતફલની આપનારી છે, તેને મુકીને બીજાં જતન કરે છે, ને પોતાના પરમકલ્યાણની ઇચ્છા મનમાં રાખે છે તેની પ્રાપ્તિ ન થાય, અને જ્ઞાન પણ ન મળે–કલેશ મળે. તે કોની પેઠે કે જેમ કાંઈ અન્નભરેલી જે શાલી તેનાં દાણા નાહાના જાણીને તુષ જે પોચ તેને મોટી જાણીને જે ખાંડે, તેને કિંચિત્ પણ અન્નની પ્રાપ્તિ ન થાય, ને તેને કેવલશ્રમ તેજ ફલ છે, ત્યમ તમારી ભક્તિ વિના કિંચિત્ સુખની પ્રાપ્તિ કોઈને થાય જ નહિ. એમ હસ્ત જોડીને બ્રહ્માએ શ્રીકૃષ્ણ ચન્દ્રપ્રતિ કહ્યું છે તે વચન દશમે બ્રહ્માવાક્યમ્ઃ—

श्रेयस्स्रुतिं भक्तिमुदस्यते विभो
क्लिश्यन्ति ये केवलबोधलब्धये ।

तेषामसौ क्लेशल एव शिष्यते
नान्यद्यथा स्थूलतुषावघातिनाम् ॥ भा० १०-१४-४

વળી પાછા બ્રહ્માજી ફરીને કેહે છે કે આ જગત્માં પૂર્વે જે યોગી થયા છે, સદાચાર સહિત તે સંસારના સ્વાંગ (વેષ) તજીને તેમણે યોગધારણ કર્યો, પણ એટલું કર્યું તદપિ જ્ઞાનપ્રાપ્તિ ન થઈ અને સુખની પ્રાપ્તિ પણ લેષ ન થઈ. કોટિવિધિક્લેશ સહન કર્યા તદપિ જ્ઞાનાદિક સુખની પ્રાપ્તિ કિંચિત્ ન થઈ, ત્યારે મનમાં વિચારીને, સહજ સુખ માનીને, પૂર્વકૃતિને ત્યાગ કરીને લૌકિકક્રિયા મનકર્મ વચને કરીને કરવા માંડી તે સઘળી ક્રિયા હે પ્રભુ ! તમને અર્પણ કરીને સંસાર સાગરથી પાર ઉતર્યા. એવું વેદશાસ્ત્રમાં પણ પોકારીને કહ્યું છે, તે કેમકે તમારી ભક્તિના પ્રતાપ થકી તમે તે જન સાહામું કૃપાદૃષ્ટિએ જેયું, તે થકી અનાયાસે તે પરમપદ પામ્યા, તે તમારા ગુણયશનું શ્રવણ તે અમિતફલનું દાતા છે. તે રીતે ઘણા એકજન આપના ચરણારવિન્દને પામીને દુસ્તરભવ તર્યાં છે. તેનું વચન દશમે બ્રહ્માવાક્ય—૧૦–૧૪–૫

पूरेह भूमन् बहवोपि योगिनस्त्वदर्पितेहा निजकर्मलब्धया ।
विबुद्ध्यभक्त्यैव कथोपनीतया प्रपेदिरेऽञ्जोच्युत ते गतिं पराम् ॥

વળી ભગવદ્ભક્તિનો પ્રબલ પ્રતાપ શ્રીશુકદેવજી કહે છે કે—બીજા ઘણા પ્રભુનો પ્રસાદ તો પામ્યા છે, પણ આવો ભક્તિ વિના આશ્ચર્ય રૂપ પ્રસાદ કોઈ નથી પામ્યા. મોટા મોટા પણ તે મોટા તે કીયા કે બ્રહ્મા શ્રીહરિના પુત્ર, અને ભવ જે મહાદેવ તે હરિના પૌત્ર, અને શ્રીમહાલક્ષ્મીજી પ્રભુનું અંગ સહાશ્રિત ચરણારવિન્દની સેવા કરનારાં તેવાં સરખાં પણ તે પ્રસાદ પામ્યાં નથી કે જે પ્રસાદ શ્રીયશોદાજી પામ્યાં તેનું વચનઃ—

नेमं विरिञ्चो न भवो न श्रीरप्यंगसंश्रया
प्रसादं लेभिरे गोपी यत्तत् प्रापविमुक्तिदात् ॥ १०-९-२०

વળી તે પ્રબલભક્તિનું માહાત્મ્ય શ્રીગોપીજન પ્રતિ કહ્યું છે કે–શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિસમ અન્ય અવર કોઈ સુખદાતા નથી તે આટલાં બધાં કે–તપ, વ્રત, દાન, હોમ, યજ્ઞ, યોગ, નિગમપાઠ, યમ નિયમ પ્રયોગ ઇત્યાદિ બીજાં કલ્યાણનાં સાધન જેટલાં શાસ્ત્રમાં કહ્યાં છે તે સઘળાં શ્રીકૃષ્ણચન્દ્રના ચરણારવિન્દને વિષે દૃઢપ્રીતિ ઉત્પન્ન થઈ ત્યારે તે સઘળાં સાધન થઈ ચુકયાં, અને શ્રીહરિને વિષે જો ભક્તિ ઉદય નથી થઈ, અને પૂર્વોક્ત બધાં સાધન કદાપિ કર્યાં છે તો તે ભક્તિ વિના સર્વવિફલ જાણવાં. શ્રીકૃષ્ણની પ્રેમલક્ષણા ભક્તિને વિષે સઘળાં સાધન લીન છે,–ઇત્યર્થ તેનું વચનઃ—

दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ।
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥

વળી શ્રીહરિની ભક્તિનું પ્રબલપણું શ્રી શુકદેવજી કહે છેઃ—

બીજા કશાનો નિયમ નહિ. એ સર્વેનો હેતુ એક શ્રીહરિની ભક્તિ છે, પણ તે ભક્તિ એવી મોટી પામવાનો એક શ્રીકૃષ્ણચન્દ્રના અનુગ્રહ વિના બીજો ઉપાય નથી, અને તે ભક્તિને જે જીવ પામ્યો તે ભવનિધિ સમુદ્ર તરી ચુકયો, તેમાં સન્દેહ નથી. તેનું દૃષ્ટાન્ત કે જુવો કયાં વ્રજગોપીયો ને કયાં પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર તેને વિષે જારભાવે કરીને ગોપીજને મન જોડયું હતું તદપિ તીયાંની (તેમની) બરોબર કોઈ કૃતકૃત્ય ન થયું. કામભાવે ચિત્ત દીધું હતું તદપિ તે ઈશ્વરનો એવો

પ્રતાપબલ છે કે અજ્ઞાની હોયને કોઇએક ભાવે પણ શ્રીહરિમાં મન જોડે તો સઘળાં સુખફલની પ્રાપ્તિ નિશ્ચયે થાય. તેનું દૃષ્ટાન્ત કે—જેમ કોઈ અગદરાજ જે સિદ્ધ ઔષધ અરુચિએ કરીને ખાય, તદપિ સકલરોગ નાશ પામે તેમ શ્રીહરિના ચરણારવિન્દના વિષે કોઇ પ્રકારે પણ જે કોઇ મન ધરે તે સઘળાંસુખને પામે. તેનું વચન ઉદ્ધવપ્રતિ ભગવદ્વાક્યઃ—

क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः ।
कृष्णे क्व चैष परमात्मनि गूढभावः
नन्वीश्वरोनुभजतो विदु षोपि साक्षात
श्रेयस्तनोत्यगदराज इवोपयुक्तः ॥ ૧૦-૪૭-૬૦

વળી પ્રેમલક્ષણાભક્તિનો સર્વોત્કૃષ્ટપ્રતાપ કહે છે કે—શ્રીશુકદેવજી કે જો પોતાનો ભક્ત સાચો છે. તેને શ્રીહરિ નિજજન જાણીને પોતે પણ તેને પ્રેમસહિત ભજે છે. ત્યાંહાં જાતિકુલ વર્ણાદિ કશું પ્રભુ તેનું ગણતા નથી, એક પ્રેમને જ વશ છે. માટે તે જુવો કે—શ્રીમહાલક્ષ્મીજીના હૃદયમાં પ્રભુ નિરન્તર વસે છે, તદપિ તેવો સ્વતંત્ર પ્રસાદ નથી પામ્યા, અને વળી કમલના જેવો સુગંધ છે, અને અત્યન્ત કાન્તિવાળીઓ દેવતાઓની સ્ત્રોયોના સમૂહ છે, તે પણ પ્રસાદ નથી પામીઓ. તે પ્રસાદ તે કેવો કે જેવો પ્રસાદ, જે પ્રસન્નતા શ્રીગોપીજન ઉપર કરી તેવી. ત્રિકાલને વિષે કોઈ ઉપર પ્રસન્નતા નથી થઇ. તે જુવો કે શ્રીકૃષ્ણચન્દ્રે રાસ રચ્યો તે કામદેવનું મન મથ્યું, એવા રૂપાળા તીયાંણે (તેમણે) પોતાનો ભુજદંડ સુખની ખાણી એવો જેની ઉપમા કોઇ કવિએ કેહેવાય નહિ તેવો ભુજદંડ પ્રેમવિવશ થઈને ગોપીજનના કંઠને વિષે ધર્યો તે તીયાંની (તેમની) બરોબર કૃપાપાત્ર મોટા મોટા દેવ ઋષિઓના સમૂહ

તે પણ નથી થયા; માટે કહ્યાનો સાર એટલો કે શ્રીજી એક પ્રેમને જ આધીન છે, બીજા કશાનું કામ નથી તેનું વચન શ્રીશુકવાકયઃ—

नायं श्रीयोङ्ग नीतांतरतेः प्रसादः
स्वर्योषितां नलिनगन्धरुचां कुतोन्याः
रासोत्सवेस्य भुजदण्डगृहीतकण्ठ-
लब्धाशिषां यद् उदगाद् व्रजवल्लभीनाम्॥ ૧૦-૪૭-૬૧

વળી શ્રીહરિની ભકિતનો પ્રબલપ્રતાપ કહીએ છીએ તે તું સાંભળ કે—શ્રીગોપીજનના ભાગ્યની કથા કેવાને કોઇ કવિજન મુનિ સમર્થ મોટા પણ નથી. હવે ઉદ્ધવજી કહે છે કે—તે કથાતો અતિસુંદર છે તે પણ તે મુકીને મારા મનની વાત કહું છું કે—સદાકાલ આ વ્રજમાં રહીને એ શ્રીગોપીજનના ચરણ-કમલની રજને જે ભજે તેમાં કોઈએક તૃણ વા દ્રુમ વા લતા વેલાદિ હું થઈને શ્રીગોપીજનના ચરણકમલની રજ મારા મસ્તક ઉપર પડે, એવો હું સૂક્ષ્મતૃણ જાતિ થાઉં; ને બીજું ફલ હું એ વિના કશું નથી માગતો. તે શ્રીગોપીજન કેવાં કે લોકવેદ કુલાદિની શૃંખલા તત્કાલ છોડીને શ્રીહરિના ચરણારવિન્દ જેણે ભજ્યા પ્રેમે કરીને, તે માટે તીયાંના ચરણકમલની રજ હું ચાહું છું એ વિના બીજું ફલ કશું હું માહારા મનમાં ચાહતો નથી. તેનું વચનઃ—

आसामहो चरणरेणूजुषामहं स्याम्
वृन्दावने किमपि गुल्मलातौषधीनाम् ।
या दुस्त्यजं स्वजनमार्यपथं च हीत्वा
भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् । ૧૦-૪૭-૬૨

વળી ભક્તિનું પ્રબલમાહાત્મ્ય શ્રી શુકદેવજી પરીક્ષિત પ્રતિ કહે છે કે હે રાજન્, જે ભગવત્પાદાશ્રિત જે જન હોય તેને કદાપિ કોઈ વાતનું વિઘ્ન પડે નહિ, અને યોગાદિને વિષે વિઘ્ન ઘણાં છે, તે પ્રમાણે ભક્તિમાર્ગને વિષે નથી, અને એ ભગવદ્ધર્મ કેવો છે કે બન્ને આંખો મીચીને એમાં પ્રવર્તે તદપિ ફલની પ્રાપ્તિ થાય અને પ્રત્યવાય કશો લાગે નહિ, અને ભક્તિમાર્ગ વિષે ત્યમજ શ્રુતિનું જ્ઞાન ન હોય અને કદાપિ અતિક્રમ થાય તે કેવી રીતે કે શ્રીભગવાનને સેવતાં કદાપિ તુલસી પહેલી ધરીને પુષ્પ ભૂલી ગયો, અને ક્રમ મુકીને પ્રથમ દીપક કદાપિ કર્યો, એ રીતે ક્રમ ભૂલીને કદાચ ભગવત્સેવા કરી, તદપિ પાપ ન લાગે ને શુભ ફલની પ્રાપ્તિ તો થાય. અને ભક્તિ વિના બીજા ધર્મ જે છે તેમાં કિંચિત્માત્ર જો ચૂક પડે તો તે નર પ્રત્યવાયી થાય. ને કિંચિત્ પણ ફલની પ્રાપ્તિ ન થાય, તેનું વચનઃ—

यानास्थाय नरो राजन् ! प्रमान कर्हिचित् ।
ध्यावन् निमील्यवाभेत्रे न स्खलेन्न पतेदिह ॥ ११-२-३५

વળી એક ભક્તિનો પ્રબલ પ્રતાપ કહીએ છીએ કે જે કુલિ કાયાએ, વાચાએ, તથા મને, ઇન્દ્રિઓએ, અને સ્વાભાવિક બુદ્ધિએ આત્માએ કરીને જે કર્મ કર્યાં, તે સર્વે શ્રીભગવાનને અર્પણ કરે તો તે સર્વ ભગવદ્ધર્મ જાણવો નિશ્ચયે તેહેનું વચનઃ—

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा‑ नुसृतस्वभावात् ।
करोति यद्यत् सकलं परस्मै नारायणेति समर्पयेत् तत् ॥ ११-२-३६

એમ કવિયોગિએ જનક પ્રત્યે કહ્યું છે, વળી એ ભક્તિની પ્રબલતા વિષે પ્રબુદ્ધ યોગીએ કહ્યું છે. શ્રીભગવદ્ધર્મ સકલ

સુખકારી છે. જે દાન, જપ, તપ આચાર અને નિજપ્રિય ગંધ અને માલા આદિ વળી દારા પુત્ર ગૃહ પ્રાણ ઇત્યાદિ એ રીતે ગુરુ આજ્ઞાર્થી સમર્પણ કરે, અને ગુરુની સેવા સદા કરે, અને દારાદિ પ્રભુનાં સેવક જાણીને પ્રભુની સેવા કરે. અને એ ભકિતની અન્તર્ભૂત વિવેકાદિ વિરતિ પણ આવી ગયાં તેનું વચનઃ—

इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम्।
दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम्। ११-३-२८

વળી ભકિતનો પ્રબલ પ્રતાપ એક કહીએ છીએ કે કામદેવનું શ્રીપ્રભુ પ્રત્યે વચન. હે પ્રભુ! તમારા ચરણારવિન્દના સેવક જાણીને ઇન્દ્રાદિ અભિમાની વિઘ્ન કરે, તે મનમાં શું જાણે? કે માહારા લોકને ઉલ્લંઘન કરીને એ હરિપુરમાં જશે તે ન જાય તો સારૂં તે જાણીને વિઘ્ન કરે છે અને એ હરિભકત વિના બીજા અન્ય દેવ ઉપાસનીય છે તેને એ દેવ વિઘ્ન ન કરે! તે શા માટે કે તેની એ પૂજા પામે છે અને હે શ્રીહરિ તમારા ભકતતો દેવને પૂજતા નથી, માટે વિઘ્ન કરવા માંડે છે, તદપિ તમો તમારા ભકતના રક્ષક છો માટે તીયાંનું (તેમનું) વિઘ્ન ચાલતું નથી તે વિઘ્નને છેકીને તમારા દાસ તમારા પદને પામે છે તે દેવતાને માથે વાદ મુકીને તેનું વચનઃ—

त्वां सेवतां सुरकृता बहवोन्तरायाः।

વળી એક ભકિતનો અતિશય આશ્ચર્યરૂપ પ્રતાપ કહીએ છીએ કે—વિષયવાસનામાં જેનું અતિશય ચિત્ત હરાઈ ગયું છે અને બીજી કશી ક્રિયાનું જ્ઞાન નથી તેવો વિષયી પણ જો મારો ભકત છે તો તેની દયાને કલ્યાણ પામે, એમાં સન્દેહ

નહિ, અને જો કિંચિત્ પણ જેના હૃદયમાં માહારી ભક્તિ પ્રકાશ થઈ હોય તો તેને વિષય પરાભવ કરી શકે નહિ; અને યદપિ ઈન્દ્રિઓ નથી જીતાઈઓ અને જો મારો ભકત છે તો તે નિશ્ચે તરે. જો કિંચિત્ ભક્તિના સંબંધ વડે મળે તો; પછી રાતદિવસ માહારી ભક્તિ કરે તેનું તો શું કહેવું તેનું વચન ઉદ્ધવ પ્રતિ શ્રીભગવદ્વાક્યઃ—

बाध्यमानोपि मद्भक्तो विषयैरजितेन्द्रियः ।
प्रायः प्रगल्भया भक्त्या विषयैर्नाभिभूयते ॥

વળી એક ભક્તિનો પ્રતાપ કહીએ છીએ. મહામોટો તે જો કે અતિશય સ્ત્રીમાં લંપટ થઇ ગયેલા તે પણ વહેલા ભક્તિના બલ વડે તરી ગયા છે, એવો ભક્તિનો ઉત્કર્ષનો પ્રતાપ છે. એક વિષયવશ જે થયો છે તેને તારવો તો અતિશય સુગમ છે તે પુરુરવા રાજાએ કહ્યું છે કે–જે અસતી, જે વ્યભિચારિણી અને દુષ્ટા એવી જે સ્ત્રી તે થકી જેનું અતિશય મન પરવશ પડી ગયું છે, સર્વવિધિએ કરીને અતિશય ગાઢું સ્નેહનું બંધારણ થઇ ગયેલું છે, તે દિવસ દિવસ પ્રતિ વૃદ્ધિ પામતું જાય છે એવું જે મોટું બંધન થઈ ગયેલું તેને શ્રીભગવાન્ વિના છોડાવવાને કોઈ સમર્થ નથી, તે ભગવાન્ કેવા કે યોગેશ્વર ને વળી જગતના પણ ઇશ્વર તે વિના એ બંધન છોડાવવાને કોઈ સમર્થ નથી, માટે શ્રીભગવાનને મળવાનો ઉપાય એ ભક્તિ વિના સુગમ બીજો કોઇ નથી, તેનું વચન એકાદશમાં પુરુરવા વાક્યઃ—

पुंश्चल्यापहृतं चित्तं कोन्वन्यो मोचयितुं प्रभुः
आत्मारामेश्वरमृते भगवन्तमधोक्षजे । ११-२६-१९

વળી એક ભક્તિનો પ્રબલપ્રતાપ કહીએ, તે સાંભળ કે–શ્રીભગવાને ઉદ્ધવ પ્રતિ એકાદશમાં એમ કહ્યું છે કે હે ઉદ્ધવ! સન્તજનનો તો હું સુહૃદ પ્રિય છું અને સર્વ જગત્‌નો ઈશ્વર છું, એવો જે હું તે એક ભક્તિ વડેજ ગ્રાહ્ય છું, તે મનમાં આવે તેવો કોઈ અધમ હોય તેને પણ જો અનન્ય ભક્તિ મારી હોય અને જાતિ ચાંડાલ હોય, કદાપિ મહાઅધમ હોય તદપિ તે મારી ભક્તિને પ્રતાપે પવિત્ર થાય, અને તેની જાતિના ગુણદોષ સઘળા મટી જાય ઇત્યર્થ, તેનું વચન ઉદ્ધવ પ્રતિ ભગવદ્વાકય:—

भक्त्याहमेकया ग्राह्यः श्रद्धया आत्माप्रियः सताम् ।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि सम्भवात् । भा. ११-१४-२१

વળી એક ભક્તિનો પ્રબલ પ્રતાપ કહીએ છીએ કે–શ્રીભગવાને ઉદ્ધવ પ્રત્યે એકાદશમાં કહ્યો છે કે મારી ભક્તિનો પ્રતાપ સહજ અતિસુખદાયી છે, તે કહે છે કે કોની પેઠે કે જેમ રસોઈ કરવાને અર્થે જેમ અગ્નિ પ્રકાશ કરીએ છીએ તે જેમ સહજ કાષ્ટને બાળીને વિનાશ કરી નાંખે, તેજ પ્રમાણે જો મારે વિષે એક ભકિત હોય તો સકલ પાપને અજ્ઞાન સહજ નાશ પામે, હે મિત્ર! અતિશય આશ્ચર્યરૂપ માહારી ભક્તિના ગુણ છે તેનું વચન ઉદ્ધવ પ્રતિ ભગવદ્વાકયે એકાદશ સ્કંધમાં—

यथाग्निः सुसमिद्धार्चिः करोत्येधांसि भस्मसात् ।
तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः । भा. ११-१४-१९

વળી એક ભક્તિનો પ્રબલ પ્રતાપ કહીએ છીએ કે–શ્રીઉદ્ધવજી પ્રત્યે શ્રીભગવાને કહ્યો છે કે–સાંખ્ય યોગ આદિ અનેક ધર્મ વિદ્યા તપ વળી ત્યાગ અને વિવેક ઇત્યાદિ સાધન

કોઇ મને વશ કરી શકે નહિ. એક મારી ભકિતજ મુને વશ કરે, તેની તુલના યોગાદિ કોઇ સાધન નથી તેનું વચનઃ—

न साधयति मां योगो न साङ्ख्यं धर्म उद्धव
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥

વળી એક ભકિતનો પ્રતાપ કહીએ છીએ તે–ઉદ્ધવ પ્રતિ શ્રીભગવાને કહ્યું છે કે–એક ભકિત વિના બીજાં સઘળાં સાધન વ્યર્થ છે, તે કયાં કયાં છે? ધર્મ ધ્યાન વિદ્યા તપ સત્યાદિ સઘળાં સમેત એ ભકિત વિના જો કરે તો મનશુદ્ધિ ન થાય ને વિવેક પણ ન ઉપજે, તેનું વચનઃ—

धर्मसत्यादयोपेतो विद्या वा तपसान्विता ।
मद्भक्त्या ये तमात्मानं न सम्यक् प्रपुनाति हि॥ भा॰ ११-१४-२२

વળી એક ભકિતનો પ્રતાપ કહીએ છીએ કે દુર્વાસા પ્રત્યે શ્રીભગવાને કહ્યું છે કે હે વિપ્ર! અમારૂં અદ્ભુત રૂપ છે તે પણ મુને તેવું વાહાલું નથી અને અતિશય વહાલી એહેવી જે લક્ષ્મી તે પણ મુને તેવી વહાલી નથી કે જેહેવા મુને મારા ભકત વાહાલા છે એહેવું કોઈ મુને વહાલું નથી. તે શા માટે કે માહારા ભકતને કેવલ હુંજ એક ગતિ છું ને હું વિના જગતનું કશું સુખ તે માનતા નથી. તેનું વચનઃ—

नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना
श्रियं चात्यन्तिकीं ब्रह्मन् येषां गतिरहं परा ॥ भा॰ ९-४-६३

વળી એક ભકિતનો પ્રતાપ કહીએ છીએ કે તે ભકત કેવા છે, મેં તને કહ્યા તેવી પ્રત્યે જગતમાં કોઈ સુખનું સામાન્ય કરતા નથી, નિરન્તર એક મારાજ ગુણ ગાય છે અને પુત્ર દારા જે સ્ત્રી અને ધનને સઘળો પરિવાર ગૃહ તજીને એક

અનન્ય ભાવે મારેજ શરણ આવે છે; અને આ લોકનું તથા તથા પરલોકનું સુખ મુજ માટે તૃણ સમાન માનીને ત્યાગ કરે છે, તે એવા જે મારા ભક્ત તેને હું કયમ ત્યાગી શકું. હે પૃથિવીના દેવ,! મારૂં કાળજું સત્ય સહ વર્તમાન કરૂણાનું ભરેલું છે. માટે તેનું વચનઃ—

ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥

भा॰ ९–४–६३

હવે નવધાભક્તિ સમુચ્ચય તથા પૃથક્ પૃથક્રૂપ વર્ણન કરીને કહીએ છીએ કે–**શ્રવણભક્તિ** તે કોને કહીએ કે–ભગવચ્ચરિત્ર ભગવન્નામ પરથકી (બીજા–ઉત્તમવક્તા પાસેથી) સાંભળે તે; અને પોતાના મુખ થકી ગાય તેને **કીર્તન** ભક્તિ કહીએ; અને નામરૂપી હરિનું ચિન્તન કરે તે **સ્મરણ** ને તે **ધ્યાન**; અને ભગવત્પ્રતિમાની પરિચર્યા તેનું નામ **સેવનભક્તિ**; **પૂજન** તે જલાદિ સ્થલને વિષે શુદ્ધમન કરીને કરવું. તેનું નામ **અર્ચન** ભક્તિ; અને સર્વાંગે કરીને દંડવત્–પ્રણામ પ્રભુને કરે તેનું નામ **વન્દનભકિત**; અને સઘળાં કર્મ અર્પણ કરે તે **દાસ્ય**-ભકિત; અને પ્રભુનો અતિશય દૃઢવિશ્વાસ રાખવો એ **સખ્ય**-ભક્તિનું રૂપ; અને દેહાદિ સર્વ શ્રીભગવાનને અર્પણ કરવું તે **આત્મનિવેદન**ભક્તિ; તેનું વચનઃ—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

હવે એ નવધાભક્તિના અધિકારી કર્તાનાં નામ કહીએ છીએ કે–શ્રવણભક્તિના અધિકારી તો રાજા **પરીક્ષિત** છે; ને

હરિની કીર્તન ભકિતના અધિકારી **શ્રીશુકદેવજી** કહ્યા છે, અને સ્મરણભક્તિના અધિકારી **શ્રીપ્રહ્લાદજી** કહ્યા છે; અને સેવનભક્તિના અધિકારી **શ્રીમહાલક્ષ્મીજી** કહ્યાં છે; અને પૂજનભક્તિના અધિકારી **પૃથુરાજા** કહ્યા છે; અને વન્દનભક્તિના અધિકારી **અક્રૂરજી** કહ્યા છે; અને દાસત્વભક્તિના અધિકારી **શ્રીહનુમાનજી** કહ્યા છે અને સખ્યત્વભક્તિના અધિકારી **અર્જુનજી**ને કહ્યા છે; અને આત્મનિવેદનભક્તિના અધિકારી **બલિરાજા**ને કહ્યા છે. એ નવધા ભક્તિના નવ અધિકારી કહ્યા તેનું વચનઃ—

**श्रीविष्णुः श्रवणे परीक्षिदभवद् वैयासकिः कीर्तने ।**
**प्रह्लादः स्मरणे तदङ्घ्रिभजने लक्ष्मि पृथुः पूजने ॥**
**अक्रूरस्त्वभिवंदने कपिपतिर्दास्ये च सख्येर्जुन ।**
**सर्वस्वात्मनिवेदने बलि [illegible]त्कैवल्यमेते विदुः ॥**

વળી નવધાભકિતનું રૂપ કહે છે. શુકદેવજી રાજા પરીક્ષિત્ પ્રત્યે કે સર્વાંગે યોગે કરીને પ્રભુની ક્રિયા કરવી તે આ રીતે કે શ્રીકૃષ્ણના ચરણારવિન્દને વિષે ચિત્ત અખંડ રહે. તે મનની સફળતા. અને વાણી કેવી સફલ ? કે હરિના ગુણ ગાય; અને શ્રીહરિના મંદિરમાં માર્જનાદિ કરે તે જ હસ્તની સફળતા; અને તે જ કાનની સફલતા કે—શ્રીહરિના ગુણ યશ સાંભળવા. અને ચકારે કરીને બીજી ઇન્દ્રિયો જે રહીઓ તે પ્રભુની ક્રિયા સંબંધે સફલ કરવી તેનું વચનઃ—

**स वै मनः कृ[illegible]वेन्दयोर्वचांसि वैकुण्ठगुणानुवर्णने ।**
**करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुतिश्चकारा[illegible]तसत्कथोदये ॥**

વળી એક નવધા સર્વાંગે કરીને કરવી તેનું રૂપ કહીએ છીએ કે શ્રીહરિનું શ્રવણકીર્તન ને સ્મરણ તે સંસારકૂપ થકી કાઢે એવું અને હરિની પાદસેવનાદિ જે સેવા તથા દાસત્વ વન્દનસખ્યત્વ ને આત્મનિવેદનાદિક એ નવધાભક્તિ શુદ્ધ સ્નેહે કરીને કરવી તેનું વચન. પ્રથમે નારદ વાકયં—શ્લોકઃ—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

વળી એક શ્રવણાદિ નવધાભકિતનું માહાત્મ્ય કિંચિત્ ક્રમે કરીને કહીએ, તે સાંભળ કે શ્રીહરિની કથા શ્રવણ કર્યાનું ફલ આવું મોટું છે. જે મોટા સન્તજન છે, તેને તો શ્રીહરિની કથા નિજઆત્માથી અધિક છે. શ્રવણ પુટે કરીને પાન કર્યાથી દૂષિત એવું જે અંતિશય ગંદુ હૃદય તે અતિશય શુદ્ધ થઈ જાય, અને પછી શ્રીકૃષ્ણચન્દ્રના ચરણારવિન્દની પ્રાપ્તિ થાય; તેનું વચન પ્રથમે સૂતવાકય શ્લોકઃ—

तत्र दुर्वासनामूल एवसर्वोप्यनर्थः ।
शायकृष्णकथाश्रवणै नैव निवतनात् ।

વળી કથા શ્રવણનું માહાત્મ્ય કહીએ છીએ કે કોઈ એમ કહેશે કે સર્વે પોતપોતાના વર્ણાશ્રમના ધર્મને તો સાધે છે ત્યારે તેને શ્રીહરિની કથાનું શું પ્રયોજન રહ્યું ? એમ કોઈ કહે તે ન સંભવે શા માટે કે પ્રથમસ્કન્ધમાં સૂતપુરાણીએ કહ્યું છે કે ભગવત્કથા દ્વારેજ સઘળું સફળ થાય, અને ભગવત્ કથામાં પ્રીતિ નથી, અને વર્ણાશ્રમના ધર્મ કેવલ યથાવિધિ કરી પાલે છે તો પણ તેને સફલ તે નથી થાતાં, ને તે કેવલ તેને શ્રમરૂપ જ છે તેનું વચન સૂતવાક્યઃ—

धर्मः स्वनुष्ठितः पुंसां विश्वकसेन कथासु यः।
नोत्पादयेत् यदि रतिं श्रम एव हि केवलम् ॥

વળી શ્રીહરિકથાનું માહાત્મ્ય કહીએ તે સાંભળ કે–બ્રહ્માએ શ્રીભગવાન્ પ્રત્યે શ્રીદશમસ્કન્ધમાં કહ્યું છે કે–ભગવત્-કથાને વિષે જેને પ્રીતિ છે તેને કર્તવ્ય કાંઈ બાકી નથી, ને જ્ઞાનના હેતુનાં જે સાધન તે સર્વનો ત્યાગ કરીને શ્રીહરિકથાના રસમાં સદા પચ્યો રહે; અને એ ભગવત્કથા જે છે તે શ્રીભગવાન્ને વશીકરણ કરવાનું કારણ છે. એવું જાણીને ભગવત્કથા પ્રીતિ ધરીને સાંભળે, અને જ્ઞાનનો પ્રયાસ સઘળો દૂર કરીને, અને તે ભગવદ્ભક્તના મુખ થકી. બહિર્મુખ હરિથી હોય તેના મુખથકી ન સાંભળવી, ઉલટો દોષ લાગે, તે માટે તેના મુખથકી શ્રવણગોચર વૈષ્ણવને ન કરવી, અને તે વૈષ્ણવના મુખથકી સાંભળીને આદરસહવર્તમાન પ્રભુને વારંવાર પ્રણામ કરવા; એમ જે કરે છે તે જનને જ જગતમાં જીવતા જાણવા; અને શ્રીહરિનું કથામૃતપાન જે છે તે જ તેનું જીવનરૂપ છે. ત્યારે કોઈ વાદી એમ કહેશે કે–જે વેદવિહિત જે કર્મ છે તે થકી પણ તમો શ્રીહરિની કથાનું ફલ પણ ઉત્તમ કહો છો તે ક્યમ સાંભળશે? અને મોટા મુનિ પુરુષ સુશીલ તેને વાંચાલિક (?) લીલાએ કરે ત્યારે તે શુભ ઠામને વિષે જે બેઠા છે તે પુરુષને કેવા જાણવા! તે શુભ ઠામ તે કીયાં કીયાં? કે કુરૂક્ષેત્ર, કાશી, પ્રયાગ, મથુરાદિ, પુષ્કર અયોધ્યાદિ બીજાં ક્ષેત્રમાં પણ શુભ સન્ત છે તે વસે છે તે મોટા મોટા સમજણા પુરુષ, તે શા માટે વસે છે એમ કોઈ કહેશે તેનું કારણ કહીએ તે સાંભળો કે પવિત્ર ક્ષેત્રમાં સત્સંગ મળે તે માટે કે અથવા પોતાના સ્વસ્થાનને વિષે જે બેઠા રહે છે તે

તીર્થાટનને વિષે ક્લેશ જાણીને કેટલાએક સ્વસ્થાનને વિષે સત્સંગ મળે છે તો ત્યાંજ વાસ કરે છે. તેનું વચન શ્રીભગવાન પ્રત્યે બ્રહ્મવાક્યઃ—

ज्ञाने प्रयासमुदपास्य नमन्त एव
जीवन्ति सन्मुखरितां भवदीयवार्ताम् ।
स्थाने स्थिताः श्रुतिगतां तनुवाङ्मनोभि
र्येप्रायशोजितजितोप्यसि तैस्त्रिलोक्याम् ॥

भाग १०–१४–३

વળી એક હરિકથા શ્રવણનો પ્રબલ પ્રતાપ કહીએ છીએ તે શ્રીસનકાદિ શ્રીપ્રભુ પ્રતિ કહે છે કે–શ્રીહરિ જે તમારા શ્રેષ્ઠસન્ત છે, તે તો મોક્ષ પણ ગ્રહણ નથી કરતા, અને તમારા પ્રસાદના બલે અપવર્ગને (મોક્ષને) પણ નિરાદરે, ને તમારૂં નામ ગ્રહણ કરે છે અને સુરેશ્વરાદિ જે બીજા લોક તે સર્વ તમારી ભ્રૂભંગમાત્રમાં નાશ પામે છે અને તે નાશ વસ્તુ તમારા ભક્ત ક્યમ ગ્રહણ કરે, એટલે ન જ કરે, અને બધા ત્રિભુવનનું સુખ જેણે દીઠું છે, અને સ્વાભાવિક અતિશય પરમ પવિત્ર એવા જે તમારા યશ હે શ્રીહરિ અને તે વિષે જે રસજ્ઞ જે કોઇ જન છે તે અપવર્ગ જે મોક્ષ તેનો આદર નથી કરતા અને સકળ પાપ નાશનું કારણ શ્રુતિઓએ તો સાધન બહુ કહ્યાં છે પણ તે મધ્યે શ્રીહરિની કથા બરોબર એક નથી, અને શ્રીહરિની કથા સકલ પાપને હરનારી છે તે સનકાદિએ એમ કહ્યું છે કે–જગતમાં અઘનાશક એક હરિના યશજ છે; તે તત્કાલ નિર્મલ કરે, એવા શ્રીભગવાનના યશ છે તે કોણ ન સાંભળે ? અને જે કોઈ નિપુણ જન જે છે તે સઘળા દુઃખને નાશ કરવા સહાય

છે, તે શ્રીકૃષ્ણચન્દ્રની કથા સાંભળતાં માત્રમાંજ સર્વદુઃખ પાપને ધોઈ નાખે તેનું વચન–તૃતીયે શ્રીભગવાન પ્રતિ સનકાદિનું વાક્યઃ—

नात्यन्तिकं विगणयन्त्यपि तं प्रसादं
किंत्वदन्यदर्पितभयं भ्रुव उन्नयैस्ते ।
येऽङ्ग त्वदङ्घ्रिशरणा भवतः कथायाः
कीर्तन्यतीर्थयशसः कुशला रसज्ञाः ॥ भा. ३–१५–४८

વળી ભગવદ્યશગાવાનું માહાત્મ્ય કહીએ તે સાંભળ કે–શ્રીભગવાનના યશ સદા ગાય તેજ વાણી રમણીય છે અને વળી નૂતન તે જ વાણી અતિરૂપાળી અને સદા મનને વિષે મહા ઉત્સાહનું દાન કરનારી સુંદરવાણી તે તે જ જાણીએ એવા હરિના ગુણ સુખ માનીને ગાય. તેના શોકના સમુદ્રને શોષણ કરે તેનું વચન શ્લોકઃ—

तदेव रम्यं रुचिरं नवं नवं तदेव शश्वन्मनसो महोत्सवम् ।
तदेव शोकार्णवशोषणं नृणां यदुत्तमश्लोकयशोनुगीयते ॥
भा. १२–१२–४९

વળી હરિના નામાંકિત જે વાણી નથી તે મહા અપવિત્ર છે અને નામથી અંકિત છે તે મહા પવિત્ર છે તે નારદજીએ પ્રથમ સ્કન્ધમાં કહ્યું છે કે શ્રીહરિના ગુણ વિના જે વાણી છે તે વિપરિત અતિશય છે, અને અતિશય સુંદર લલિતપદ એવી કદી વાણી છે, પણ જો શ્રીહરિના ગુણ રહિત છે તો તે સુખ કારી નથી તે વાણી કેવી છે કે કાગતીર્થ સરખી જાણવી, અને કામીજનને પ્રીતિકર્તા છે, અને સત્વગુણી જે કોઈ સાધુ છે તેને ઠેકાણે રમણ ન કરે, અને હંસ સરખા તેના ગુણ છે એવા જે વૈષ્ણવજન તે માનસરોવર સરખું હરિકથાનું સ્થલ

હોય ત્યાં તે રમણ કરે. બીજું સ્થલ તે વિના તેને ન ગમે; તેનું વચન શ્લોક પ્રથમે નારદ વાક્ય છેઃ—

न यद्वचश्चित्रपदं हरेर्यशो जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ।
तद्वायसं तीर्थमुशन्ति मानसा
न यत्र हंसा विरमन्त्युशिक्क्षया । भा. १-५-१०

વળી હરિયશથી અંકિત વાણી છે, તેનું માહાત્મ્ય કહે છે કે છન્દ, પ્રબંધ રહિત, વાણી હોય, પરંતુ પ્રભુના ગુણ યશે કરીને જો મળેલી હોય તો તેનો ઉચ્ચાર કરતા માત્રમાંજ સંચિત પાપ માત્ર તે નરનાં નહાસી જાય. અને હરિ યશની અંકિત વાણી ગમે તેવી કાવ્યરીતિ રહિત હોય, તદપિ તેને કાવ્યનો દોષનો સ્પર્શ કરે જ નહિ, અને હરિના નામનો પ્રતાપ જાણીને સાધુજન તેનું સન્માન કરે, અને કોઇ વકતા મલે તો તેના મોઢેથી સાંભળે. અને કોઇ સાંભળનાર મળે તો પોતે વકતા થઈને કહે અને જો શ્રોતાવકતા બન્ને કદાપિ ન મલે ત્યારે તે વૈષ્ણવજન અતિશય હૃદયમાં હર્ષ પામીને ગાન કરે, તેનું વચનઃ—

तद्वाग्विसर्गो जनताघविप्लवो
यस्मिन् प्रतिश्लोकमबद्धवत्यपि
नामान्यनन्तस्य यशोङ्कितानि
यच्छृण्वन्ति गायन्ति गृणन्ति साधवः। भा. १-५-११

**કીર્ત્તન**—વળી હરિકીર્તનનું માહાત્મ્ય કહીએ તે સાંભળ કે-દ્વિતીય-સ્કન્ધમાં શ્રીશુકદેવજીનું વચન કે મુમુક્ષુ તથા યોગી સર્વેને હરિગુણ કથન એજ સાર છે, અને મનવાંચ્છિત ફલ આપનાર સર્વેને એ સામાન્ય કોઈ બીજું નથી તેનું-વચન-દ્વિતીયમાં શ્રીશુકવાક્યઃ—

एतन्निर्विद्यमानानामिच्छतामकुतोभयम् ।
योगिनां नृप निर्णीतं हरेर्नामानुकीर्तनम् ॥ भा. २-१-११

વળી નામમાહાત્મ્ય કહીએ તે સાંભળ કે–મનુઆદિથી લેઈને બીજા વેદશ્રુતિના જ્ઞાતા તેણે પાપ ટળવાનાં પ્રાયશ્ચિત બીજાં કહ્યાં છે. તે કયાં કે જપ તપ વ્રતાદિ જગતવિખ્યાત કહેલાં છે, પણ તે થકી તેવું મન શુદ્ધ નથી થતું કે જેવું શ્રીહરિનામ વડે થાય છે. તે તેમાં ફેર કેટલો કે પાપ તુરત બલે તો ખરાં. પણ તેનો સંસ્કાર ન મટે. ફરીને પાછું પાપ માર્ગે મન દોડે પણ સમૂલ પાપ મટાડવાનું જે ચહાય તે શ્રીહરિનામ ગાય તેથી ફરીને પાપમાર્ગે મન જાયજ નહિ તેનું વચન શ્લોકઃ—

न निष्कृतैरुदितैर्ब्रह्मवादिभिः
तथा विशुध्यत्यघवान् व्रतादिभिः।
यथा हरेर्नामपदैरुदाहृतै-
स्तदुत्तमश्लोकगुणोपलम्भकम् ॥
नैकान्तिकं तद्धि कृतेपि निष्कृते
मनः पुनर्धावति चेदसत्पथे।
तत्कर्मनिर्हारमभीप्सतां हरे।
र्गुणानुवादः खलु सत्त्वभावनः ॥ भा. ६–२–११+१२

વળી નામમાહાત્મ્ય કહીએ છીએ કે તપ જપ દાનાદિક ક્રિયા જગતમાં જેટલાં છે તે પાપ નિવર્તક તો ખરાં. પણ તેનો સંસ્કાર જે સૂક્ષ્મરૂપ છે તે તપ આદિ થકી નથી જતો, તે સૂક્ષ્મરૂપસંસ્કાર શ્રીહરિના નામ થકી જાય છે, અને મારાં ઘણાં મોટાં કઠોર પાપ જે છે તે એકવાર શ્રીકૃષ્ણનામ ઉચ્ચાર બલ થકી તે સર્વ નાશ પામે. તે કોની પેઠે તેનું દૃષ્ટાન્ત કે–કોઇએક મંદિરમાં કોટચાવધિ વર્ષનો અન્ધકાર સંચય થઈ

રહ્યો, તે એક દીવો કરતા માત્રમાં તે સમૂલ નાશ પામી જાય. તે પ્રમાણે જ એકવાર ભગવન્નામઉચ્ચાર કરતા માત્રમાં બીજ રૂપમલ પણ ન રહે; અને વાસના સમૂલી મટીને હૃદય અતિશય પાવન થાય. માટે શ્રીકૃષ્ણનામ બરોબર પવિત્ર થવાનો બીજો પદાર્થ કાંઈ છે જ નહિ. માહાત્મ્ય જાણ્યા વિના પણ એક ફેરો પણ નામ લે તેનાં સઘળાં પાપ જાય. તેનું ઈતિહાસ જેમ અજામિલ પુત્રને ઉદ્દેશીને એકવાર નારાયણ નામ લીધું તે થકી સઘળા પાપ ભસ્મીભૂત થઇ ગયા. એણે નારાયણ નામ પરમેશ્વરનું છે એમ જાણીને કાંઇ લીધું નહતું, તદપિ નિષ્પાપ થયો. ને શ્રીહરિના પ્રસાદથી મહાપુરુષ તેમના દર્શનથી વાસના પણ લીન પામી ગઈ. કોઈ એમ શંકા કરે કે પુત્ર હેતથી નામ લેતાં સઘળાં પાપ કયમ બલી જાય? તે શંકા નિવૃત્ત કરવાને શ્રીશુકદેવજી કહે છે દૃષ્ટાન્તે કરીને કે જયમ કોઇ અજ્ઞાન બાલક હોય તે સમજ્યા વિના કાષ્ટમાં અગ્નિ નાખે, તદપિ તે કાષ્ટ સઘળાં ભસ્મીભૂત થઇ જાય, એ ઠેકાણે જ્ઞાન અજ્ઞાન તારતમ્ય ન જાણવું. તે જ પ્રમાણે કોઇ અજ્ઞાને વા જ્ઞાને કૃષ્ણ-નામોચ્ચાર કરે, તત્કાલ જ તેનાં સઘળાં પાપ બળી જાય; અને તે જન સહજ સુગતિ પામે. વળી કોઇ એમ મનમાં શંકા કરે કે—સાધુજનના ઉપદેશ કર્યા વિના અને શ્રદ્ધા વિના કેમ પાપ સઘળાં ટળી જાય? એમ કોઇ સન્દેહ કરે. તેના પ્રતિ-ઉત્તરમાં નામનો પ્રતાપ કહે છે દૃષ્ટાન્તે કરીને. ત્યાં કહે છે કે—અતિશય પરાક્રમવાળું ઔષધ જેમાં ઘણો ગુણ છે, એવું તેનો મહિમા જાણ્યા વિના ને શ્રદ્ધા વિના જો કોઈ ખાય, તદપિ તે ઔષધ પોતાનો ગુણ હોય તે કરે જ, અને તેની પીડા સઘળી નાશ કરે જ, અને તેનું શરીર શુદ્ધ થાય. એ જ પ્રમાણે કોઇ

મન્ત્ર મોટા ગુણુવાળો તે ઉચ્ચાર કરતા માત્રમાં તેને સંઘળું સુખ આપે તેનાં વચનઃ—

तैस्त न्यघानि पूयन्ते तपोदानव्रतादिभिः ।
नाधर्मजं तद्धृदयं तदपीशांघ्रिसेवया ।
अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् ।
सङ्कीर्तितमघं पुंसो दहेदेधो यथानलः ।
यथागदं वीर्यतममुपयुक्तं यदृच्छया ।
अजानतोप्यात्मगुणं कुर्यान्न मन्त्रोप्युदाहृतः। भा. ६-२-१७+१९

હરિના નામનું માહાત્મ્ય કહી છીએ કે—સંચિત પુણ્ય વિના કોઇ હરિનું નામ ઉચ્ચારી ન શકે, માટે શ્રીહરિનાં નામ બરોબર કોઇ બીજું પાવનકારી નથી, એ ઠેકાણે નારદ ઋષિનું વચન છે કે માતા, પિતા, દ્વિજ ગૌ અને આચાર્ય તેની પણ હત્યા કરી હોય, તેવો હત્યાનો કરનારો પણ મહા અધમજાતિ ચાંડાલાદિ હોય તેવો જન પણ શ્રીહરિનું નામ લેતા માત્રમાં જ તે મહાપવિત્ર શુદ્ધ બુદ્ધિવાળો થાય. પણ પૂર્વનાં પુણ્ય વિના એ નામ મુખથી ઉચ્ચાર થાય નહિ. અને એ નામ કેવું? મહામાંગલિક, મહાપવિત્ર, મહાસુખકારી, મહાઉપકારી, તે માટે નામ શ્રીહરિનું મુખથી ઉચ્ચાર, પૂર્વની અતિસુકૃતિવિના મુખથી ઉચ્ચાર ન થાય, તે હાવે વિવિધપ્રકારે શ્રીકપિલદેવજીનાં માતા દેવહુતી તેમણે કહ્યું છે કે હે પુત્ર, તમો ઈશ્વર છો, તમારૂં નામ જેણે ઉચ્ચાર કર્યું તે જાતિ શ્વપચ જે ચાંડાલ હોય તદપિ તે સર્વથી મોટો જાણવો, કે જે મોટો મહા તપસ્વી મહાયજ્ઞનનો દીક્ષિત, સઘળાં તીર્થનો કરનારો, અને સઘળાં વ્રતનો કરનારો, અને વર્ણાશ્રમના ધર્મનો પાળનારો, પણ તે જાણવો અને તેને વેદ પણ સઘળા ભણ્યા જાણવા. હે પ્રભુ!

જેણે તમારૂં નામ લીધું તેણે અને પ્રાચીન સુધર્મ અને સુકર્મ કરેલાં હોય, ત્યારે તમારૂં નામ મુખે આવે, અથવા તપ યજ્ઞાદિ સર્વ મોટાં પુણ્ય તમારૂં નામ લેતાં અન્તર્ભૂત આવી ચૂકયાં તેનાં વચન—ષષ્ઠે નારદ વાકયઃ—

ब्रह्महा पितृहा गोघ्नो मातृहाचार्यहाघवान् ।
श्वादः पुल्कसको वापि शुध्द्येरन्यस्य कीर्तनात् ॥ भा. ६-१३-८

तृतीये देवहुतीवाक्यम्

अहो बत श्वपचोतो गिरीयान्यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम् ।
तेपुस्तपस्ते जुहुवुः सस्नुरार्या ब्रह्मानूचुर्नाम गृणंति ये ते ।
भा. ३-३३-७

વળી ભગવાન્નામનું માહાત્મ્ય કહીએ છીએ તે કેવું છે કે—કોઇ બીજા ધર્મની સાહાય્ય નથી ચહાતું, પોતે સ્વયમેવ પૂર્ણ છે અને બીજાં જે ધર્મ કર્મ ન્યૂન હોય તેને શ્રીહરિનામ પૂર્ણ કરે, એ ઠેકાણે ભૃગુ ઋષિનું વચન છે કે—હે સન્તો! શ્રીહરિનામનો પ્રભાવ કોઇ જાણી શકે એવું નથી, એ ભગવાન કૃપાસાગર મન્ત્રે કરીને, તન્ત્રે કરીને, દેશકાલ કરીને યજ્ઞને વિષે ન્યૂનાધિક જે દોષ પડ્યા હોય તે શ્રીહરિનું નામ દોષ-નિવર્ત કરીને પરિપૂર્ણ કરે. શ્રુતિનું વચનઃ—

पूर्णत्वात् पूर्णो भवति इति श्रुतिः ।

એવું શ્રીહરિનું નામ છે તેનું વચનઃ—

मन्त्रतस्तन्त्रतच्छिद्रं देशकालार्हवस्तुतः ।
सर्वं करोति निश्छिद्रं नामसङ्कीर्तनं तव ॥ भा.८-२३-१६

વળી નામનો પ્રતાપ કહીએ છીએ કે—એકાદશસ્કન્ધમાં કરભાજનનું વચન કે કલિમાં એક હરિ નામનો મહિમા અપર

પાર છે, અને જે કોઇ મોટા ગુણગ્રાહી સાધુ ડાહ્યા છે તીયાંણે (તેમણે) ચાર યુગ મધ્યે કલિને શ્રેષ્ઠ કહીને સન્માન કર્યું છે, તે શા માટે કે સઘળા દોષનો નિધિ એવો જે કલિકાલ છે, પણ તેમાં એક મોટો ગુણ છે તે કીયો કે કલિકાલમાં એક શ્રીકૃષ્ણચન્દ્રના ગુણગાન જ કેવલ કરતાં ચારે અર્થની પ્રાપ્તિ સહજ થઇ જાય. એ મોટો ગુણ છે. તેનું વચનઃ—

**कलिं सभाजयन्त्यार्या गुणज्ञाः सारभागिनः**
**कीर्तनेनैव कृष्णस्य सर्वः स्वार्थोभिलभ्यते। भा. ११-५-३६**

વળી શ્રીહરિનામનું માહાત્મ્ય કહીએ છીએ કે શ્રીશુકદેવજીએ કહ્યું છે કે હે રાજન્ તે મનુષ્ય બડભાગી જાણવા. તે કયા? કે—શ્રીહરિનામ પ્રેમસહિત પોતે સ્મરે અને બહુ યત્ને કરીને બીજાંને સ્મરાવે, તે નરની કૃતિ કૃતાર્થરૂપ જાણવી. કલિકાલમાં તેનું વચન—

**ते सुभाग्या मनुष्येषु कृतार्था नृप निश्चितम्।**
**सुस्मरन्ति स्मारयन्ति हरेर्यन्नाम कलौयुगे। भा. १२-३**

વળી હરિનામનું અપરંપાર માહાત્મ્ય છે તે કહીએ છીએ કે—જો કોઇ કદાપિ પૂછે કે શ્રીહરિનામનો ગુણ કેટલાએક હશે? ત્યાં બ્રહ્માએ કહ્યું છે કે—પ્રભુના નામના ગુણ અનન્ત છે. કોઇ પાર પામે એવું નથી. કે કદાપિ કોઇ મોટા બુદ્ધિવાલા પૃથિવીના રજકણ ન ગણાય, તે પણ કદાપિ ગણાય તદપિ શ્રીહરિના ગુણ ન ગણાય. અને વિષ્ણુનાં ચરિત્ર અતિશય અનન્ત અનુપમ છે, કે—શ્રીકૃષ્ણે જ્યારે વામનજીનું રૂપ ધર્યું, ત્યારે સપ્તલોકલગી વ્યાપક થઇ ગયા, તત્કાલ જોતજોતામાં તે એ ચરિત્ર જોઈ બ્રહ્મલોકલગી સર્વને કંપ થયો, એ શ્રીભગવાનનો પ્રતાપ યશ

સઘળા દિગ્પાલોની પુરીઓ શુદ્ધાન્ત થઈ ગયો. એક શ્રીકૃષ્ણના ત્રિવિક્રમ અવતારનું અદ્‌ભુત પરાક્રમ કહ્યું. તો એવાં શ્રી કૃષ્ણનાં અગણિત અદ્‌ભુતચરિત્ર છે તેનો પાર કોણ પામી શકે? તે એમ બ્રહ્માએ નારદ પ્રતિ કહ્યું કે હું મોટા મુનિજનવૃન્દ અને હે નારદજી! તારા અગ્રજ જે સનકાદિ તે પણ હરિગુણના વૃન્દ ગણી ન શકે. તો બીજો કોણ માત્ર છે? અને વલી સહસ્રવદન જે શેષજી તે રાતદિવસ નૂતન નૂતન ગુણ ગાય છે, તદપિ પાર નથી પામતા. તો એથી કોણ અધિક બુદ્ધિવાળો હોય જે પાર પામે તેનાં વચન-બ્રહ્માએ નારદપતિ કહ્યાં છે:—

विष्णोर्नुवीर्यगणनां कतमोर्हतीह
यः पार्थिवान्यपि कविर्विममे रजांसि ।
चस्कंभ यः स्वरहसास्खलता त्रिपृष्ठम् ।
यस्मात्रिसाम्यसदनादुरुकल्पयानम् ॥ भा. २–७–४०
नान्तंविदाम्यहममी मुनयोऽग्रगजास्ते
मायाबलस्य पुरुषस्य कुतोऽपरे ये
गायन् गुणान् दशशतानन आदिदेवः
शेषोधुनापि समवस्यति नास्य पारम् ॥
॥ इतिकीर्तनभक्तिः ॥ भा. २–७–४१

**સ્મરણભક્તિ**—વળી કિંચિત્ સ્મરણભક્તિનું માહાત્મ્ય કહીએ તે સાંભળ કે-શ્રીદેવજીએ પરીક્ષિત પ્રત્યે કહ્યું છે કે-કૈમુતિક ન્યાયે કરીને કે શ્રીકૃષ્ણચન્દ્રના ચરણાર-વિન્દમાં જેણે એકવાર મન ધર્યું છે તે જન યમરાજાનું તથા યમરાજાના દૂતનું સ્વપ્નામાં પણ દર્શન ન પામે, તો સાક્ષાત્ તો થાય જ કેમ? એટલે ન જ થાય, અને જુવો કે ભગવાનનું

એક અંગ જે ચરણારવિન્દ તેમાં એકવાર મન રાખવાનું તો આટલું મોટું માહાત્મ્ય કહ્યું તો શ્રીભગવાનના સર્વાંગને વિષે જેનું મન સ્નેહે કરીને ભ્રમણ કરે છે અને કદાપિ છૂટતું નથી તેના માહાત્મ્યની ગણના કરવા કોઇ સમર્થ નથી. અને જેણે શ્રીહરિના ચરણારવિન્દમાં મન દીધું તેને સહજ સઘળા નિયમ શીઘ્ર થઇ ચૂકયા તેનું વચન–પરીક્ષિત પ્રત્યે શુકવાકયઃ

सकृन्मनः कृष्णपदारविन्दयोर्निवेशितं तद्गुणरागि यैरिह ।
न ते यमं पासभृतश्च तद्भटान्
स्वप्नेपि पश्यन्ति हि चीर्णनिष्कृताः ॥ भा. ६-१-१९

વળી ભગવદ્ધ્યાનનું માહાત્મ્ય કહીએ છીએ કે–બ્રહ્માએ નારદ પ્રતિ કહ્યું છે, કે–મારી વાણી મિથ્યા નથી થતી અને મારૂં મન અસત્પથ કદાપિ નથી જતું અને વળી મારા મનની ને વાણીની પ્રતિઓ અનેક રીતની છે તે અસન્માર્ગે જતીઓ જ નથી, તેનો વિવેક કહું તે સાંભળકે–એ મહિમા કાંઇ મારો નથી એ તો સર્વ શ્રીભગવાનનો મહિમા છે, માટે હે પુત્ર! ભક્તિ સહ વર્તમાન હૃદયમાં ભગવદ્ધ્યાન કર્યાથી મારૂં મન ઇન્દ્રિયો અને વચન કુપથે જતું જ નથી તેનું વચન દ્વિતીયે બ્રહ્મવાકય છે.

न भारती मेङ्ग मृषोपलक्ष्यते
न वै क्वचिन्मे मनसो मृषागतिः ।
न मे हृषीकाणि पतन्त्यसत्पथे
यन्मे हृदौत्कण्ठ्यवता धृतो हरिः ॥ भा. ६–३३

વળી હરિના સ્મરણનું માહાત્મ્ય કહીએ છીએ કે–શ્રીનારદજી શ્રીકૃષ્ણચન્દ્ર પ્રત્યે કહે છે કે–હે પ્રભો! તમારા પરમ પવિત્ર યુગલચરણારવિન્દ મેં દીઠા તેથી હે નાથ! હું

કૃતાર્થતો થયો, તદપિ પ્રીતિ સહવર્તમાન હું કહું છું કે–એવો અનુગ્રહ મારા ઉપર કરે કે જે વિધિએ તમારૂં સ્મરણ અખંડ બને, તેથી બીજો પદાર્થ મારે કાંઈ ન જોઇએ, અને તમારૂં ધ્યાન કરતો સઘળે વિચરૂં; વળી હે પ્રભુ! તમારા યુગલ ચરણારવિન્દ છે તે ભક્તને ભક્તિરૂપ છે, વળી કહ્યું છે કે–એ તમારા ચરણારવિન્દ કેવા છે કે અતિશય દુર્લભ છે. હે પ્રભો! જે મોટા મોટા સુરમુનિ આદિ એમાં મન લગાડે છે, અને વળી યોગેશ્વર બ્રહ્માદિ તે પણ ચરણારવિન્દનું અનાદિ ચિન્તન કરે છે, અને વળી સંસારરૂપી સમુદ્રમાં જે પડયો છે તેને તરવાને પણ એ જ આશ્રયરૂપ છે, તે જે તમારા ચરણારવિન્દ તે મુને કોઈ કાલે ભૂલાવશો નહિ તેનું નારદ વાકય છે:—

दृष्टं तवाङ्घ्रियुगलं जनतापवर्गं
ब्रह्मादिभिर्हृदि विचिन्त्यमगाधबोधैः।
संसारकूपपतितोत्तरणावलम्बं
ध्यायँश्च राम्य-गृहाण यथा स्मृतिः स्यात्॥ भा.१०-६९-१८

## સેવનભક્તિ.

**સેવનભક્તિ**—વળી સેવન ભક્તિનું માહાત્મ્ય કિંચિત્ કહીએ છીએ કે શ્રીહરિના ચરણારવિન્દ સેવતાં તત્ત્વજ્ઞાનનું ફલ અનાયાસે મલે, અને ભયમાત્ર નાશ પામે, એમ શ્રીદેવકીજીએ કહ્યું છે કે–શ્રીહરિના પદની સેવા સુખની ખાણ છે, અને વળી મૃત્યુરૂપ જે સર્પ તેનો મોટો ભય છે. અને સૌ મનુષ્યમાત્રને દુ:ખકારી છે, તે થકી સર્વ લોક બેહાલ થઈને નાસે છે, તે કાલના ભય થકી નાસીને જ્યાં જ્યાં જાય છે, ત્યાં સઘળે કાલનું ગ્રસેલું જગત્ દેખાય છે, તે જો પૂર્વના શુભસંચિત વડે

કોઈનું ભાગ્ય ઉદય થયું હોય તો હે નાથ ! તમારા ચરણારવિન્દને સેવીને તે તમારૂં પદ પામે, ત્યારે તે સર્પભય થકી રહિત થાય, તે સુખની વાત કોઈને કહ્યામાં ન આવે. અને તમારા ચરણારવિન્દના સેવનારા જે જન તેનો પ્રતાપ ઘણો મોટો છે. કે કાલ સરખો મહાભયંકર તે પણ તેની સહામું જોઈ નથી શકતો, તો બીજા કાલના ગ્રસેલા જે જીવ તેના ગ્રસેલા જે જીવ તેનો તો એ હરિભક્તને ભય સંભવે જ નહિ, તેનું વચન દેવકીવાકયઃ—

मर्त्यो मृत्युव्यालभीतः पलायन्
लोकान् सर्वान् निर्भयं नाध्यगच्छत् ।
त्वत्पादाब्जं प्राप्य यदृच्छयाद्य
स्वस्थः शेते मृत्युरस्मादपैति ॥ भा॰ १०-३-२७

વળી હરિસેવાનું માહાત્મ્ય કહીએ છીએ કે હે પ્રભુ, તમારા ચરણારવિન્દરૂપી જે કોઈ શ્રેષ્ઠ નાવ છે તે તેનો આશ્રય સંસારરૂપી સમુદ્ર જે દુસ્તર છે છતાં તે સુખે તરે. એ જે તમારા ચરણારવિન્દનો સેવનારો તે શા માટે. શ્રીહરિના ચરણારવિન્દની સેવા કદાપિ તજીએ નહિ, એમ મોટા મુનિદેવ કહે છે. અને પ્રચેતા પ્રતિ શ્રીમહાદેવજીએ પણ કહ્યું છે કે હે ભગવન્! તમારા ચરણકમલને ભજતાં મદ, મોહ, કામ નાસે, અને જે સુબુદ્ધિવાળા પંડિત છે તે તો એ ચરણકમલની સેવા ન મુકે, અને જેણે તમારા ચરણારવિન્દનો આશ્રય નથી કર્યો તેનું જીવન વ્યર્થ છે, અને હે પ્રભો ! તમારા ચરણારવિન્દની જે નિરન્તર સેવા કરે છે તે સર્વોત્કૃષ્ટબુદ્ધિવાળા જાણવા. તે વિશ્વાસ એવો રાખીને ચૌદ મનુ જે સંસારમાં રહીને પણ ઘણા તમારા ચરણારવિન્દને સદાકાલ સેવે છે તેનું વચનઃ—

कस्त्वत्पदाब्जं विजहाति पंडितो
यस्तेऽवमानव्ययमानकेतनः ।
विशङ्कयास्मद्गुरु रर्चति स्म यद्विनोपपत्तिं मनवश्चतुर्दश ॥
भा. ४-२४-६७

વળી હરિસેવાનું માહાત્મ્ય કહીએ છીએ કે—કોઈ કદાપિ એ ઠેકાણે એમ કહેશે કે એ શ્રીહરિના પાદની સેવા વિના વેદોક્ત જે ધર્મ છે, તે કરીને પણ નર સુગતિને પામે છે. જો વિકર્મ ન કરે તો, એમ જે કોઈ વચન કહે તેને નિષેધ કરવાનું વચન શ્રીપ્રહ્લાદજી કહે છે કે—ધર્મ, તપવાળો, મત્સર રહિત અને મદ, લજ્જા, ક્ષમા અને હિંસારહિત ઈર્ષારહિત યજ્ઞદાન વીર્યે સહવર્તમાન: શ્રુતિસમ્પન્ન ઈત્યાદિ દ્વાદશગુણસંયુક્ત ગુણનો ભરેલો કોઇ વિપ્ર હોય, અને જો શ્રીહરિના ચરણકમલ થકી જો તે વિમુખ હોય તો તે થકી શ્વપચ જે ચાંડાલ શ્રીહરિને જો સન્મુખ હોય, તો તે વિપ્ર થકી તે શ્રેષ્ઠ જાણવો. અને તે શ્વપચ કહેવો છેકે—સઘળાં કર્મ જેણે શ્રીપ્રભુને અર્પણ કર્યાં છે, અને મન, વચન, ચેષ્ટા, પ્રાણ ઈત્યાદિ સઘળું જેણે શ્રીહરિને સમર્પણ કર્યું છે તે એવો જે શ્વપચ તે પોતાના સઘળા કુલને પાવન કરે, અને પેલો દ્વિજ જે અભિમાની તે પોતાના દેહને પણ પવિત્ર ન કરી શકે તો બીજાને શું કરે ? તેનું વચન સપ્તમે નારદ વાક્ય—

विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभ
पादारविन्दविमुखात् श्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचनेहितार्थ-
प्राणं पुनाति सकुलं न तु भूरिमानः ॥ भा. ७-९-१०

વળી હરિસેવાનું માહાત્મ્ય કહીએ છીએ કે–ભગવત્સેવા વગર કરે ગુણનો હેતુ જે ગર્વ તે વડે છકેલા ફરે છે, તે પોતાના આત્માની શુદ્ધિ કરી શકતા નથી. અને તે જેટલી દંભે કરીને કૃતિ કરે છે તે સઘળી વિફલ છે. એક એટલીજ અધમતા છે એમ નહિ, તે વળી યમયાતનાને યોગ્ય પણ છે. અને નરકની વેદના ભોગવનારા પાત્ર પણ ખરા. તે માટે યમરાજ કહે છે, જે હે મારા દૂતો! એવા જે ક્રૂર કુપુત્ર, તેને અહીં લાવજો, અને કેવા કે શ્રીભગવાનના ચરણકમલનો જે મકરન્દ સેવાસુખનો કંદ એવો જે ઉજ્વલરસ જે રસને નિષ્કિંચન નિરન્તર સેવે છે હૈયાનું કપટ મુકીને, તે રસથી જે વિમુખ છે અને પોતાના વર્ણાશ્રમના ધર્મથી પણ શૂન્ય છે અને જે કેવલ પાપની ખાણ છે, તે માટે જે નરક પન્થને વિષે રહેવા યોગ્ય છે અને તે નરકમાં પડવા યોગ્યજ કર્મ જેને રુચે છે તેવા જન જે છે તેને તમો અહીંઆં મારા લોકમાં લાવજો, એમ તમને સમજાવીને કહ્યું; વળી એ વાતને પુષ્ટ કરવાને રૂદ્ર વચને કરીને કહીએ છીએ કે જે શ્રીહરિના ચરણારવિન્દને નથી ભજતા તે જનને જીવતાં મૃત જાણવા. માટે હે નાથ! તમારી કૃપાકટાક્ષ વડે કરીને મહા દુર્લભ એવો જે મનુષ્ય જન્મ વિના પ્રયાસે પામ્યો, અને હે પ્રભુ! તમારા ચરણારવિન્દની સેવા ન કરી, અને આદરસહવર્તમાન તેમાં મન ન દીધું, તે જન સદા રાત્રિ દિવસ શોકમાં ને શોકમાં પચ્યા રહે, અને પોતાના આત્માને મારનારા આત્મ-ઘાતી તેને જાણવા, તેવા મૂર્ખજન સુગતિ પામતા નથી, જેણે શ્રીહરિના ચરણકમલ નથી સેવ્યા તેનાં વચનઃ–(યમવાકય)

तानानयध्वमसतोविमुखान्मुकुन्द—
पादारविन्दमकरन्दरसादजस्रम्।
निष्किञ्चनैः परमहंसकुलै रस ङ्गै
र्जुष्टाद् गृहे निरयवर्त्मनि बद्धतृष्णान्। भा. ६-३-२८

देवदत्तमिमं लब्ध्वा नृलोकमजितेन्द्रियः ।
यो नाद्रियेत त्वत्पादौ स शोच्यो ह्यात्मवंचकः॥ भा.१०-६३-४१

વળી શ્રીહરિસેવાનું માહાત્મ્ય કરીએ છીએ કે—દશમસ્કન્ધમાં યુધિષ્ઠરે શ્રીભગવાન પ્રત્યે કહ્યું છે કે—હે નાથ! તમારા ચરણારવિન્દને જે ભજે તે કૃતાર્થ થાય. હે કમલનાભ! હે કરુણાકન્દ! તમારા ચરણકમલ સુખઆનન્દને આપનાર છે, અને શરીરે કરીને તો તમારા ચરણારવિન્દને સેવે અને મને કરીને તમારા રૂપનું ધ્યાન કરે, અને વાણીએ કરીને તમારા ગુણગાન કરે, તેને અપરિમિતસુખની પ્રાપ્તિ થાય, અને સર્વથી મહાદુર્લભ એવો જે મોક્ષ તે તેને વિના પ્રયાસે પ્રાપ્ત થાય; પણ તેની ત્યાં પ્રીતિ નથી. તેને તો મન કર્મ વચને કરીને તમારા ચરણારવિન્દની જ આશા છે; અને કદાપિ તમારી ઈચ્છા વડે કાંઈ અભિલાષ મનમાં ઉઠે તે અનાયાસે તમારી કૃપા વડે પ્રાપ્ત થાય, એ અવાન્તરફલ. અને વળી દશમસ્કન્ધમાં નાગપત્નીઓના વચન વડે એ માહાત્મ્યને પુષ્ટ કરે છે, કે જે કોઈ એક ચક્રવર્તી રાજા મહાદુર્લભ તે પણ તમારા દાસને સહજ મલે, પણ ગ્રહણ કરતા નથી; શા માટે કે—તમારા ચરણકમલના સેવનના સુખ આગળ તે સુખ તુચ્છ લાગે છે. અને હે ગોવિન્દ! જે જન તમારા ચરણારવિન્દને શરણ આવ્યા છે તે સ્વર્ગનું સુખ પણ નથી ઇચ્છતા; અને વળી નવખંડપૃથિવી, સપ્તદ્વીપ વરુણાદિ, દશેદિગ્પાલની પુરીઓ, તથા રસાતલ અધિપતિનું સુખ સુદ્ધાંનું

સુખ, અને યોગસિદ્ધિ તથા મુકિતનાં સુખ સહવર્તમાન તે મનમાં ચાહતા જ નથી તે કોણુ કે-જેની બુદ્ધિ તમારા ચરણુ કમલને વિષે લુબ્ધ થઇ છે. તેનાં વચન—

त्वत्पादुके अविरतं परि ये चरन्ति
ध्यायन्त्यभद्रनशने शुचयो गृणन्ति ।
विन्दन्ति ते कमलनाभ भवापवर्ग-
माशासते यदि त आशिष ईश नान्ये। भा. १०-७२-४

નાગપત્ની વાકય શ્લોક—

न नाकपृष्ठं न च सार्वभौमं
न पारमेष्ठ्यं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा
वाञ्छन्ति यत्पादरजःप्रपन्नाः ॥ भा. १०-१६-३७

વળી હરિની સેવનભકિતનું માહાત્મ્ય કહીએ છીએ કે-કોઇએક એમ કહેશે કે-મુકિત વિના જેટલાં વરદાન છે, તે તો બંધનરૂપ છે, માટે મોટાજન નથી માગતા, પણુ સર્વને સુખની આપનારી જે મુકિત તેને પણુ નથી ચાહતા, તેનો હેતુ શું? એમ કોઈ કહે તો તેનો પ્રતિઉત્તર કહાએ છીએ, શ્રીકૃષ્ણુપત્ની શ્રીલક્ષ્મીજી કહે છે કે હે પ્રભો! તમારા ચરણુારવિન્દની સેવા તે વિના બીજું વરદાન હું ચાહતી નથી; તે કેમકે જેટલા નિઃસ્પૃહી જગતમાં જન છે, તે નિરન્તર તમારા ચરણુારવિન્દને જ ચહાય છે. અને હે ભગવન્! મોક્ષફલના આપનાર હું તો એક તમને જ મન કર્મ વચને કરીને આરાધું, મારે બીજું કાંઇ ન જોઇએ, અને તમો વિના જે બીજા બ્રહ્માદિ દેવ છે, તે પોતે પોતાનું બંધન છોડી નથી શકતા, તો બીજાનું શું છોડી શકે.

તેવા જે તમો વિના બીજા સર્વ છે તેને શું કરવા વારૂ ? મારે તો એક તમેજ પતિ છો, હે પ્રભો, અને જે વિવેકી જન છે તે તો કદાપિ તમો વિના અવરને વરતા નથી, ને તેમનાં વરદાન તમારી સેવામાં પ્રતિબંધરૂપ છે; માટે વિવેકીજન તો એમ જાણે છે કે સઘળું સુખ તમારા ચરણારવિન્દમાં જ છે. વળી એ અર્થને ફરીને વખાણીને શ્રીકૃષ્ણની પત્ની દ્રૌપદીજી પ્રત્યે કહે છે કે–શ્રીહરિના ચરણારવિન્દની સેવા વિના બીજાં જેટલાં ફલ છે, તેને હું તુચ્છ જાણીને ચહાતી નથી, તે કયાં લગી કે–અખિલભૂમિનું સુખ તથા સ્વર્ગનું સુખ, અને એ બન્નેના લોકના રાજ્યનું સુખ અને અણિમાદિક બધી સિદ્ધિઓ અને વળી બ્રહ્માના પદનું સુખ અને વિષ્ણુપદ જે વૈકુંઠ અને વળી સાયુજ્યમુક્તિનું સુખ, શ્રુતિઓ વખાણે છે તેને આદિ લઈ ને કોઈ સુખને એક શ્રીહરિના ચરણારવિન્દ વિના હું ચહાતી નથી. તેનાં વચન દશમે કૃષ્ણપત્ની વાક્ય—

न कामयेऽन्यं तव पादसेवनादकिञ्चनप्रार्थ्यतमाद्वरं विभो।
आराध्य कस्त्वां ह्यपवर्गदं हरे वृणीत आर्यो वरमात्मबन्धनम्।
भा. १०-५१-५५

न वयं साध्वि साम्राज्यं स्वराज्यं भौज्यमप्युत। वैराज्यं पारमेष्ठ्यं च आनन्त्यं वा हरेः पदम्। भा. १०—८३—४२

વળી શ્રીહરિની અનન્ય સેવાનું માહાત્મ્ય કહીએ છીએ કે–શ્રીશુકદેવજીએ પરીક્ષિત પ્રતિ કહ્યું છે કે–શ્રીકૃષ્ણચન્દ્ર સઘળા સુખસમ્પત્તિનો સમૂહ છે, અને સર્વકલ્યાણનું જ ધામ, અને અવિનાશી તેના ચરણારવિન્દની રજ મસ્તક ઉપર ધરીને કોટિને કોટિ વર્ષ લગી સેવા ચાહું છું, અને વળી તે પ્રભુના ચરણારવિન્દ કહેવા છે કે–શ્રીમહાલક્ષ્મી સરખાં મોટાં સમર્થ તે જે ચરણારવિન્દને સદા સર્વદા સેવે છે. એવા શ્રીહરિના

ચરણારવિન્દ અને વળી અતિશય રમણીય, અને અતિશય પવિત્ર અને સઘળા સદ્‌ગુણનું ધામ, તે માટે તે શ્રીભગવાનના ચરણારવિન્દને હું નિરન્તર ચાહું છું કે જેટલાં જગતમાં સુબુદ્ધિનાં ધામ જન છે તે સર્વને આશ્રયરૂપ શ્રીહરિના ચરણારવિન્દ છે. વળી તે ચરણારવિન્દ કેવા છે કે શ્રીમહાલક્ષ્મીજીના કુચકુંકુમના ભરેલા, તે સુગંધી સહવર્તમાન શ્રીમહાલક્ષ્મીજી આદિ બ્રહ્મા સુરેશ્વરે જ ઇન્દ્રાદિ તે સર્વને સેવ્યરૂપ સુખકારી એ ચરણકમલ છે; તેટલા હેતુ માટે શ્રીશુકદેવજી કહે છે કે હું પણ રાતદિવસ તેને સેવવા ચાહું છું, અને વળી તેનું તાત્પર્ય શ્રીશુકદેવજી પરીક્ષિત પ્રતિ કહે છે કે જેની સઘળી ઈન્દ્રિઓ સાવધાન છે, મનાદિક કોઈ કાલે વિકલ નથી થતું. એવો પુરુષ જગતમાં કોણ છે કે જે શ્રીપતિના ચરણારવિન્દને ન ભજે ? તે ચરણારવિન્દ કેવા છે કે જેને બ્રહ્માદિ સુરમુનિ સરખા મોટા ભજે છે. એવા શ્રીહરિના ચરણારવિન્દ સર્વ સુખની ખાણ છે એમ શ્રુતિવાદી સરખા પણ કહે છે, ને જે શ્રીહરિના ચરણારવિન્દ સેવ્યા વિના બીજાં સાધન વડે બીજા લોકમાં જે જાય છે ત્યાં ત્યાં સઘળે કાલનો ભય છે, અને શ્રીહરિપદ સેવ્યા વિના મૃત્યુ છુટતું નથી. તેનું વચન—

कामयामह एतस्य श्रीमत्पादरजः श्रियः
कुचकुङ्कुमगन्धाढ्यं मूर्ध्ना वोढुं गदाभृतः। भा. १०-८३-४२
को नु राजन्निन्द्रियवान् मुकुन्दचरणाम्बुजम्।
न भजेत् सर्वतोमृत्युरुपास्यममरोत्तमैः ॥ भा. ११-२-२

વળી શ્રીહરિસેવાનું માહાત્મ્ય કહીએ છીએ કે—એવો પ્રબલ પ્રતાપ શ્રીહરિસેવાનો જાણીને સ્વધર્મનો ત્યાગ કરીને શ્રીહરિના ચરણારવિન્દને ભજવાને કોઈ એક ગયો. તે ચરણારવિન્દ

પુરા ભજાય નહિ, ને અપકવ રહ્યો, ને ત્યાંથી પડયો, કે અથવા દેહપાત થયો, ત્યારે સ્વધર્મ ત્યાગ કર્યો, ને શ્રીહરિના ચરણારવિન્દ ન ભજાયા, તદપિ તેને સ્વધર્મ ત્યાગનો દોષ પણ ન લાગે ને અકલ્યાણ પણ ન થાય, અને શ્રીહરિની ભક્તિની વાસના પેટમાં ભરી છે, માટે જ્યાં અવતરે ત્યાં પાછી શ્રીહરિની ભક્તિ લેઈ ઉઠે. એવો પ્રબલ પ્રતાપ ભક્તિનો છે; એની સમીપે દોષથી અવાય જ નહિ, અને ભક્તિના આશ્રય વિના જો કેવલ સ્વધર્મ સુંદર રીતે સાધ્યો હોય તદપિ તેનું કલ્યાણ ન થાય. તેનું વચન પ્રથમમાં વેદવ્યાસપ્રતિ નારદ—

**त्यक्त्वा स्वधर्मं चरणाम्बुजं हरेर्भजन्नपक्कोथ पतेत्ततो यदि।**
**यत्र क्क वाभद्रमभूदमुष्य किं कोवार्थ आप्तोऽभजतां स्वधर्मतः ॥**

भा. १–५–१७

વળી શ્રીહરિનું અનન્ય ભાવે સેવાનું માહાત્મ્ય કહીએ કે–જેને ભગવત્સેવનભક્તિ પરિપકવ થઈ તેની સમીપે પાપ જઈ શકે જ નહિ, જો તેની સમીપે પાપ જઈ ન શકે, તો અનર્થની શંકા તો રહેજ શીદ ? એમ કરભાજન યોગીએ મિથિલેશ રાજા પ્રતિ કહ્યું કે–પોતાના દેહાદિને વિષેથી પણ જેને સ્નેહ-ભાવ ટળી ગયો છે, અન્યદેવની આશા સ્વપ્નમાં પણ ઉદય નથી થતી એવા જન જે કોઈ જગતમાં છે તેનું ચિત્ત પાપના ભણી જાય જ નહિ, અને કદી પ્રમાદે કરીને કંઇ જો પાપ થાય તો શ્રીહરિ કાળજામાં વસ્યા છે, તે ધોઇ નાખે કે શ્રીહરિને ભજતા માત્રમાં પ્રથમથીજ તેના હૈયામાં હરિ વસે, એટલા માટે કોઈ પાપની શંકા જ નહિ, અને કદાપિ જો ઘણા જોરવાળા જમ છે, તે તે ભગવદી-યની આમાન્યા કદાપિ ન માને, તો ત્યાં તેનો ઉત્તર કહીએ છીએ તે સાંભળ કે–તે ભગવદીયને માથે ભગવાન્ સમર્થ એવા

છે કે-યમકાલાદિના નિયન્તા છે, અને વળી શ્રુતિપુરાણને શ્રીભગવાનનું વચન કદાપિ ઉલ્લંઘન કરે તો પોતાની આજ્ઞાને ભંગ કરે તો તે અપરાધ પ્રભુ સહન કયમ કરે ? એમ કોઇ આ શંકા કરે. તે ઠેકાણે કહે છે, સાંભળ કે, સુતના અપરાધ માતા જેમ સહન કરે તેમ પ્રભુ ભકતના અપરાધ ક્ષમા કરે; તે કેમકે એ પ્રભુનું ભજન કંઈ પોતાના પાપના નાશને અર્થે તો નથી કરતો ? જો સ્વાર્થ બુદ્ધિએ સેવન કરતો હોય તો પ્રભુ અપરાધ ક્ષમા ન કરે, તે તો અહીંઆં છે નહિ, અહીંઆં કેવલ સ્નેહ પરમાર્થભાવે ભજે છે, ને એને કાંઇ પોતાના સુખને અર્થે ભજન કરવું, એવી લાલસા તો છે નહિ, એને તો અણતુક સ્નેહનું ભજન છે, અને એને સઘળું સુખ પ્રભુ વણમાગે પોતાની ઇચ્છાએ આપે છે, ત્યારે એને પોતાના સુખની લાલસા શા માટે રહે ? અને એ વળી ભગવદીય એ જાણીજોઇને કર્તવ્ય પદાર્થ ત્યાગ કરેલો છે કે એ અથવા એ વસ્તુનું એને જ્ઞાન નથી, માટે પ્રીતિ નથી, તદપિ એ ભકતજનને સ્વપ્ને પણ દોષ ન અડકે; અને પ્રભુની રીસ પણ તે ભકત ઉપર નથી આવતી તેનું વચન-એકાદશે કરભાજન વાકય—

**स्वपादमूलं भजतः प्रियस्य त्यक्तान्यभावस्य हरिः परेशः।**
**विकर्म यच्चोत्पतितं कथञ्चित् धुनोति सर्वं हृदि सन्निविष्टः ॥**

भा. ११-५-४२

વળી શ્રીહરિસેવાનું માહાત્મ્ય પાછળ કહ્યું તેને વળી જનકરાજાના વચનથી પુષ્ટ કરે છે કે એવા ભગવચ્ચરણારવિન્દ સેવ્યાથી શ્રીભગવાન અત્યન્ત કૃપા કરે છે, તે એવું જે જન જાણે તે હરિ તે જન તમારા ચરણકમલની સેવાને કેમ તજે ? ન જ તજે, અને હે નાથ ! તમો વિના તેને કોઈ જગતમાં

બીજું પ્રિય લાગે જ નહિ, અને તે સદા શાન્ત રહે તેના મનને વિષે મદ રહેજ નહિ. તે એવા જનને તમે તમારા સ્વરૂપનું દાન કરો છો. હે પ્રભો, તમો નિરન્તર દૈવી સૃષ્ટિના રક્ષણના કરનાર છો. તેનું વચનઃ—

को नु त्वच्चरणाम्भोजमेवंविद्विसृजेत्पुमान्।
निःकिंचनानां शान्तानां मुनीनां यस्त्वमात्मदः।

भा. १०—८६—३३

**અર્ચનભક્તિ**—વળી કાંઈએક અર્ચનભક્તિનું માહાત્મ્ય કહીએ છીએ કે—એક શ્રીકૃષ્ણચન્દ્રની પૂજા કરે સર્વદેવની પૂજા થઈ જાણવી. તે કોની પેઠે ? ત્યાં દૃષ્ટાન્ત કહીએ છીએ કે જેમ વૃક્ષનું મૂલ સીંચીએ તે થકી એની મેળે ડાળ પત્ર નિત્ય લીલાં રહે, તેમ ફુલફૂલને સીંચીએ તે થકી સર્વસન્તોષ કયમ પામે? એટલે નજ પામે. તે વિચારી જો કે શાખા પત્ર ફૂલ તેના ઉપર પૃથક્ પૃથક્ જલ સીંચીએ, અને મૂલમાં પાણી *ન સીંચીએ, ત્યારે કહો શી રીતે તૃપ્તિ સર્વને થાય, અને બીજું દૃષ્ટાન્ત જેમ પ્રાણેન્દ્રિય જે મુખ તેને આહાર આપીએ તે થકી સર્વ ઇન્દ્રિઓ તૃપ્ત સહજ થઈ જાય; એમ નેત્રને વિષે અન્જનલેપન કરે તે થકી શ્રવણને તૃપ્તિ શી રીતે થાય, તે રીતે શ્રીભગવાનનું પૂજન કર્યાથકી સઘળા સુરને તૃપ્તિ થાય. વળી જો અર્થ બ્રહ્માના વચન વડે પુષ્ટ કરીએ છીએ. જેમ વૃક્ષના મૂલને વિષે જલ સીંચ્યું ત્યારે શાખાદિ સર્વને હરિતપણું આવે, એ રીતે શ્રીહરિનું પૂજન કર્યા થકી સર્વજાતિએ સર્વદેવનું પૂજન થઈ ચૂકયું તેનાં વચન— નારદ વાકયઃ—

* જડી સિન્ચન જલ પહોંચ શિખર લગ, મુખ ઇન્દ્રિય ધનસારી. દયા પ્રભુ પૂજતયો જગપૂજા—સાચા હમારા દીલ.

यथा तरोर्मूलनिषेचनेन
तृप्यन्ति तत्स्कन्धभुजोपशाखाः ।
प्राणोपहाराच्च यथेन्द्रियाणां
तथैव सर्वार्हणमच्युतेज्या । भा. ४–३१–१४
यथा हि स्कन्धशाखानां तरोर्मूलावसेचनम् ।
एवमाराधनं विष्णोः सर्वेषामात्मनश्च हि । भा. ८–५–४९

વળી પૂજન ભકિતનું માહાત્મ્ય કહીએ છીએ કે–જે કોઈ એક શ્રીભગવાનને પૂજે તે જનને જ્ઞાની સુબુદ્ધિનો ભંડાર જાણુવો, અને તેને અનન્તફલ મળે. એવું રુદ્રગીતમાં કહ્યું છે કે–એક તો કર્મયોગી છે, ને બીજો જ્ઞાનયોગી છે અને એક યજ્ઞવિધિ ક્રિયા વડે યજન કરે છે, તે સઘળા મધ્યે નિદાન શ્રીહરિના ચરણારવિન્દનું પૂજન છે. તે સર્વને સુખરૂપ છે, અને જે જ્ઞાની પુરુષ શ્રદ્ધાયુક્ત તેને પૂજે છે તે જ્ઞાનની સિદ્ધિને અર્થે તદપિ અનન્ત એવા જે શ્રીભગવાન તેનો અન્ત કોઇ જાણુવા સમર્થ નથી; અને ઇન્દ્રિય, મન, ચિત્તને અહંકાર તે સર્વ શ્રીભગવાનને આધીન છે અને તેમની પ્રવૃત્તિના કરાવનાર પણુ શ્રીહરિ છે માટે શ્રીહરિને ભજે જ સર્વસુખની પ્રાપ્તિ થાય. તે માટે શ્રીહરિનું પૂજન જે કરે છે, તે નર શ્રુતિપુરાણુના બીજરૂપ છે, અને તેનો જે હેતુ હાવાં બહુ રીતે બનાવીને શ્રીશુકમુનિ કહે છે કે–શ્રીભગવત્પૂજા જે કરે તે પરમ સુખનું ધામ પામે. અને એ પ્રકાર સાંભળતાં પણુ સુખ થાય, અને જેને શાસ્ત્રરૂપી લોચન છે એવા જે કવિ તીયાંણે (તેમણે) એ માર્ગ પ્રકાશ કર્યો છે; એ અતિશય કલ્યાણુરૂપી માર્ગ છે; માટે ચિત્તમાં ચાહના કરીને શ્રીહરિનું પૂજન કરવું કે જે કર્યાથકી ચિત્તને

સન્તોષ થાય, અને મુક્તિપામવાનો સરલ ઉપાય એક એ જ છે. પરમાનન્દનું દાન એથી થાય અને એથી બીજો સરલ ઉપાય નથી. તેનાં વચન—

क्रियाकलापैरिदमेव योगिनः श्रद्धान्विताः साधु यजन्ति सिद्धये।
भूतेन्द्रियान्तःकरणोपलक्षितं वेदे च तन्त्रे च त एव कोविदाः।
चित्तस्योपशमोऽयं वै कविभिः शास्त्रचक्षुषा।
दर्शितः सुगमो योगो धर्मश्चात्ममुदावहः। भा. १०–८४–३६

વળી શ્રીહરિપૂજનનું માહાત્મ્ય કહીએ છીએ-જે ગૃહસ્થ દ્વિજ પરમપવિત્ર તેને એ માર્ગ સુખરીતિનો છે, અને ઘરમાં વસે છે. અને જગત્‌ની સર્વ કામનાઓ જેની ગઈ઼ઓ છે તેને ન્યાયમાર્ગે ધન ઉપાર્જન કરીને તે દ્રવ્ય વડે શ્રીહરિના ચરણ કમલનું પૂજન કરવું, નિરન્તર બીજા સઘળા માર્ગનો ત્યાગ કરીને, અને જે ગૃહસ્થ દ્વિજાતીય કહ્યા છે તે બે પદનું એ કારણ રાખ્યું છે કે-યજ્ઞાદિ ક્રિયાવડે સહેજે ને જેવો યોગ્ય તે પ્રમાણ તેને શ્રીહરિની પૂજા વિષે પણ પ્રયોગ છે. અથવા સંસ્કાર સહવર્તમાન જો હોય તો ત્રણે વર્ણ દ્વિજ પદ પામે. અને ગૃહમેધી શ્રીહરિનું પૂજન સદાકાલ કરે તો તે સઘળા મોટા સુખની પ્રાપ્તિ થાય. અને શ્રીભગવત્પૂજાને વિષે સર્વ કોઈને અધિકાર છે તે હવે કહે છે કે જે પ્રભુ કહેવાય છે. પ્રભુ સર્વબરોબર અને સર્વકાલમાં સર્વસમાન છે. અને સઘળે સમદૃષ્ટિ અને કરુણા ગુણ વિશાળ છે તે શ્રીપ્રલ્હાદજીના વચન વડે વર્ણન કરીએ છીએ તે સાંભળતાં સુખ થાય કે- શ્રીભગવાન્ જે છે તે અનન્તગુણવાળા છે, અને નિજાનન્દ સુખના ધામ છે તે અલ્પજ્ઞ જે જીવ છે તે થકી પોતાની

કામના કશી ચાહતા નથી. જેમ સંસારીજીવ પોતાની પ્રત્યુપકાર ચાહાય છે એમ શ્રીપ્રભુ નથી ચાહતા, અને તે દાનસન્માનાદિ કશું ચાહાતા નથી. તે શા માટે કે–પોતે પોતાના લાભથી જ પૂર્ણ છે; વળી પ્રભુ કહે છે કે મને પૂજે છે તે મારી પૂજાવડે તે પૂજનાર જન પૂજ્ય થાય છે, અને સુખસંપત્તિ ઘેર બેઠાં પામે છે, ત્યારે કહેશો કે-એટલી પૂજા શીદ ઇચ્છે છે ? તેનો હેતુ એ છે કે જે જન જે વિધિએ કરીને-અશનવસન–ધનાદિક બહુ પ્રકારે કરીને-શ્રીભગવાનની પૂજા કરે, તે વિચારીને જોઇએ તો તે પોતાની જ કરે છે. તે કોની પેઠે કે જેમ પોતાના મુખને વિષે તિલકાદિ શોભા સુંદર રચના કરે છે તે દર્પણમાં બધું પ્રતિબિંબને પહોંચે છે. તે પોતાની મેળે પોતાને કરેથી પોતાને ન દેખાય. પૂજા કરનારાને અને શ્રીપતિને માન દીધા વિના પોતે માન પામે જ નહિ, એટલા માટે શ્રીહરિનું પૂજન પ્રાણી માત્રને કરવું ઘટિત છે તેનાં વચન—

अयं स्वस्त्ययनः पन्था द्विजातेर्गृहमेधिनः ।
यच्छ्रद्धयाप्तवित्तेन शुक्लेनेज्येत पूरुषम्ः। भा. १०-८४-३६
नैवात्मनः प्रभुरयं निजलाभपूर्णो
मानं जनादविदुषः करुणो वृणीते ।
यद्यज्जनो भगवते विदधीत मानं
तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः ।। भा. ७-९-११

વળી ભગવત્પૂજનનું માહાત્મ્ય કહીએ છીએ કે-જે શ્રીહરિનું પ્રથમ સન્માન કરે તેનું સન્માન શ્રીહરિ પણ પાછળથી કરે, એ સુખ આગળ ઇન્દ્રાદિનો વૈભવ તુચ્છ છે, એવું વચન ધ્રુવજી કહે છે કે હે શ્રીહરિ બધા જગત્‌નું સુખ તે થકી તમારૂં સુખ

જે છે તે સુખની સીમા છે. એવું શ્રેષ્ઠ છે એને તે કેવું છે કે બીજાં સુખ પામ્યા પછી જન્મમરણ મટતું નથી, તે તમારૂં સુખ સર્વોત્કૃષ્ટ છે. ને વળી જન્મમરણનું ટાળનારૂં છે, અને પરમમુક્તિના આપનાર એવા જે શ્રીહરિ તે તમે, તમને સંસારાદિની કામના ઈચ્છીને પૂજે, તેની બુદ્ધિ નિશ્ચે વહવાઇ (છેતરાઇ) જાણવી, તે કોની પેઠે કે જેમ મણિ આપીને કાચ લે તે રીતે સમજવું. અને તમારો સ્વભાવ તો કલ્પવૃક્ષ જેવો છે તેને સેવીને મન્દબુદ્ધિવાળા વિષયભોગ માગે છે. હે પ્રભો! તે તમારી પાસે એવું માગવું ઘટતું નથી, ત્યારે કોઇ કેહેશે શા માટે નથી ઘટતું? ત્યાંહાં કહે છે કે–એ વિષયનું સુખ તો નરકમાં પણ છે, તે જે પ્રભુ પાસે માગે છે તેને કશી શુદ્ધિ નથી,* અને ઈન્દ્રયાદિના ભોગ જેટલા છે, તેઓ પણ પ્રભુ પાસે માગવા યોગ્ય નથી, તો જગતના વિષય સુખની તો ગણત્રીજ શી છે? તેનું વચન ચતુર્થે ધ્રુવ વાક્ય—

नूनं विमुष्टमतयस्तव मायया ते
ये त्वां भवाप्ययविमोक्षणमन्यहेतोः ।
अर्चन्ति कल्पकतरुं कुणपोपभोग्य—
मिच्छन्ति यत्स्पर्शजं निरयेऽपि नृणाम् ॥ ४-९-९

વળી ભગવત્પૂજાનું માહાત્મ્ય કહીએ છીએ કે–જે કોઇ ભગવત્પૂજા કરે છે તેને ઘણી સામગ્રી કંઇ જોઇશે એવો ભય કાંઇ ન રાખવો અને માંહ્ય શ્રમ પણ ન મલે, એ ઠેકાણે તો એક શુદ્ધભાવ જોઇએ, એટલું કારણ છે. અને દ્રવ્યાદિ ઉપસ્કર

* રંડાપણું તો રોકડું હે વાત ન ઉધાર.
કયાં પછી સુખ આ વિષય ભકત થઇશે ભગવંત.
સદ્ય મળે સઘળે દયા તેથી હિત ધિક્કાર

કરશો જોઈએ નહિ. અને શ્રીપ્રભુ પૂજા વિના બીજાં જ સાધન કહ્યાં છે તેમાં દંભ દુષ્ટ–દ્રવ્યાદિકે કરીને જે દેવતાઓનું યજન કરે છે. તે કેવલ નિષ્ફળ શ્રમરૂપ છે એવું શ્રીબ્રહ્માજીનું વચન છે કે—જે શ્રીભગવાન્‌નું પૂજન પ્રીતિ યુક્ત કરે છે તે પુષ્પ, પત્ર, ફલ જલાદિ માત્રે પણ ભાવયુક્ત કરે છે અને ખલતારહિત પ્રેમબુદ્ધિયે કરીને કાયિક, વાચિક, માનસિક સુદૃઢ નેમે કરીને તમને પૂજે તે હે શ્રીહરિ! વિનાશ્રમે પરમ ઉત્તમગતિને પામે, અને વળી જેમ બલિરાજાએ તમને ત્રિલોકનું દાન આપ્યું પણ કાંઈ અહંકારયુક્ત આપ્યું, માટે નિદાન તો પરમગતિ પામ્યો, પરન્તુ તુરત તો બન્ધન થયું, માટે હૈયામાં વિચાર કરીને અહંકાર વિના પોતાના સામર્થ્ય પ્રમાણે શ્રીહરિનું પૂજન દૈન્યભાવે કરીએ એનું તાત્પર્ય મુખ્ય એજ છે. વળી શ્રીભગવાનના મુખનું વચન છે તે કહીએ છીએ કે પરમ સુખને આપનાર એવી જે પ્રભુની પૂજા વેદતન્ત્રયુક્ત પ્રીત સમેત જે એવી વિધિએ કરે છે ને અત્યન્ત બુદ્ધિવાન્ જાણવા; અને તે આ લોકનું તથા બ્રહ્માદિપર્યન્તનું સુખ તે શ્રીભગવાન કહે છે કે હું થકી મનવાંચ્છિત ફલ પામે, માટે શ્રીહરિની પૂજાનું આમત ફલ છે, અને મહાપુણ્ય સુખનું આપનાર છે. એની ઉપમા આપીએ એવું બીજું કોઇ સુખ નથી. તે મોટા ભગવદીયજન જે છે તે સમજે છે. બીજાં ને એ ગતિ નથી તેનાં વચન—

यत्पादयोरशठधिः सलीलं प्रदाय
दूर्वाङ्कुरैरपि विधाय सतीं सपर्याम् ।
अप्युत्तमां गतिमसा भजते त्रिलोकीम्
दाश्वानविक्लवमनाः कथमार्त्तिमृच्छेत् भा. ८-२२-२३
एवं क्रियायोगपथैः पुमान्वैदिकतान्त्रिकैः ॥
अर्चन्नुभयतः सिद्धिं मत्तो विंदन्त्यभिप्सिताम्॥ भा. ११-२७-४९

# વન્દનભક્તિ.

હવે શ્રીકૃષ્ણચન્દ્રની વન્દનભક્તિનો પ્રતાપ કંઈએક કહીએ છીએ કે શ્રીકૃષ્ણચન્દ્રને નમન કરવાની ઇચ્છા કરે જે વેલાએ, તે ચારે દિશાએ મંગલ પામે, તે શ્રીઅક્રૂરજીએ કહ્યું છે કે સદાકાલ શ્રીપ્રભુને પ્રીતિયુકત વન્દન કરીએ છીએ અને આજ જેટલાં મારાં અમંગલ તે સઘળાં નાસી ગયાં અને આજે જ મારો જન્મ સફલ થયો કે—યોગિજનને ધ્યાન કરવા યોગ્ય તો એક શ્રીહરિના ચરણારવિન્દ જ શ્રેષ્ઠ છે, તે ચરણારવિન્દને હું વારંવાર વન્દન કરૂં છું, અને તે ચરણકમલ પ્રભુના કેવા છે? કે—જેણે આશ્રય કર્યો એવા કોટાનકોટિ જનનો નિસ્તાર થઈ ગયો છે, એટલા માટે મન, કર્મ, વચને, કરીને શ્રીકૃષ્ણને નમન કરે તેને મહાસુખનો ભંડાર પ્રાપ્ત થાય. વળી બ્રહ્માજીએ પણ કહ્યું છે કે શ્રીહરિના ચરણારવિન્દને વિષે નમન કરવું એ પરમ સુખરૂપ છે, તે શ્રીબ્રહ્માજીએ શ્રીહરિ પ્રતિ કહે છે કે હે પ્રભો, તમારો મહિમા અતિશય પ્રબલ છે અને અતિશય અમિત, અતકર્ય છે, કોઈ પાર પામે એવું નથી. હે પ્રભો! તમારો કૃપાકટાક્ષ ચાહું છું જો આપ મારા ઉપર કૃપાકટાક્ષ કરો તો સઘળી વાતે મારૂં ભલું થાય. માટે જે કોઈ મોટા મહાપુરુષ છે તે તમારો કૃપાકટાક્ષ જ ચહાય છે, તે માટે જે જે પોતાની શુભ કૃતિનું ફલ તે તેજ છે તે કીયું કે? મન, કર્મ વચને કરીને નિત્યપ્રતિ તમારા ચરણારવિન્દને નમન કરવું તે. અને તે જે તમને નમનનો કરનારો તે જન તમારૂં પુર જે પરમ વૈકુંઠ ત્યાં તે જન નિવાસ પામે, અને પરમપદ જે મુકિત તે પણ તે પામે અને ફરીને કો કાલે સંસાર ન પામે, જે જન્મ ધરીને એક વાર પણ તમને નમન કરે તે

અને અહીંઆં કોઇ સંશય કરે કે પરમપ્રીતિ સહવર્તમાન જે નર્મન કરે તેને એવું ફલ થાય કે કેવલ? એમ નહિં.સહજ-વિવશ દશામાં પણ हरये नमः ઉંચે સ્વરે કરીને કહે. કયે કયે સમય, કે વૃક્ષ ઉપરથી કદાપિ પડે તે સમય અથવા માર્ગમાં ચાલતાં અથડાઈ પડતી વેલાએ, અથવા જ્વરાદિપીડા પ્રાપ્ત થઇ હોય તે વેલાએ, અથવા ક્ષુધા પીડા સમય અથવા ભય પ્રાપ્તિ સમય અથવા કોઇ હણતું હોય તે સમય हरये नमः એટલું જો વિવશતા વડે જો કહેવાય તદપિ તેનાં સંચિત મહાપાપ જેટલાં બીજાં ક્રિયમાણ પ્રારબ્ધાદિ જે હોય તે તત્ક્ષણ ભસ્મીભૂત થઇ જાય. તો પછી સાવધાનપણેથી પ્રીતિસહવર્તમાન કહે તેના માહાત્મ્યનો પાર તો કોઈ કહેવા સમર્થ નથી. માટે પ્રકૃતિજનિત સ્થાવર જંગમ જ્યાં લગી બધો સંસાર છે તે સર્વમાં શ્રીહરિનું રૂપ જોઇ જાણીને હું તેનું વન્દન કરૂં છું. ચિત્તની ચાહના વડે તેનાં વચનઃ—

ममाद्यामङ्गलं नष्टं फलवांश्चैव मे भवः ।
यन्नमस्ये भगवतो योगिध्येयाङ्घ्रिपङ्कजम् ।

भा. १०–३८–६

तत्तेऽनुकम्पां सुसमीक्षमाणो भुंजान एवात्मकृतं विपाकं ।
हृद्वाग्वपुर्भिर्विदधन्नमस्ते जीवेत यो मुक्तिपदे स दायभाक् ॥

भा. १०–१४–८

पतितः स्खलितश्चार्तः क्षुत्त्वा वा विवशोब्रुवन् ।
हरये नमः इत्युच्चैर्मुच्यते सर्वपातकात् ॥

भा. १२–१२–४६

# દાસ્યભક્તિ

**દાસ્યભક્તિ**—વળી શ્રીહરિની દાસત્વભક્તિનું માહાત્મ્ય કાંઇએક કહીએ છીએ કે-દાસ્યનામની ભક્તિ અતિશય અનુપમ છે. તેનું નિરૂપણ શાસ્ત્રોચિત કહીએ છીએ કે શ્રીકૃષ્ણનું નામસ્મરણ કરતા માત્રમાં જે પાપનો રાશિવાળો એવો જીવ હોય તે પણ તત્કાલ પાવન થાય અને સંસારની ફાંસી મટે. જે શ્રીહરિના ચરણારવિન્દ થકી શ્રીગંગાજી પ્રકટ થયાં તે શ્રીગંગાજી કેવાં કે સ્નાન કરતા માત્રમાં જ સઘળા દુઃખ પાપને હરે. અને સંસારરૂપી રોગને પણ ટાલે. એવા શ્રીહરિનો જે કોઈ દાસ કહેવાય તેને કર્તવ્ય કાંઈ બાકી ન રહ્યું. પૂર્ણફલની પ્રાપ્તિ થઇ ચુકી. એમ નવમ સ્કન્ધમાં દુર્વાસામુનિએ કહ્યું છે તેનું વચન—

यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मलः ।
तस्य तीर्थपदः किं वा दासानामवशिष्यते । ९-५-१६

વળી શ્રીહરિની દાસત્વભક્તિનું માહાત્મ્ય કહીએ છીએ કે જગત્‌માં એજ પરમ કૃતાર્થરૂપ છે કે શ્રીહરિનું દાસત્વ ગ્રહણ કરવું. એ થકી સઘળા અનુપમસુખની પ્રાપ્તિ થાય. તે શ્રીબ્રહ્માજીના વચન વડે વર્ણન કરીએ છીએ. તે સાધુના હૃદયમાં સાંભળ્યા માત્રમાં અતિશય આનન્દ થાય. અને હે શ્રીહરિ! જ્યાં લગી જનમદની આરૂઢતાએ કરીને તમારો દાસ નથી થતો તે મહામૂઢ છે. અને ત્યારલગી રાગદ્વેષાદિ જે બહુ ચોર તેનું સર્વસ્વ જોરાવરીથી હરણ કરે છે. અને ધીરજ આદિ લઇને વિવેક વિચાર એવા ધનની ચોરી કરે છે, માટે હે પ્રભો! તમારો કિંકર જ્યાં લગી નથી થતો ત્યાં લગી એને ઘરનું

ઘોર બંધન અતિશય છે અને ત્યારલગી મોહરૂપી બેડી એના પગમાં છે. એ પહેલાં વિષયમાં અતિ અનુરાગી હતો ત્યાં લગી ધનહર્તા જે તસ્કર કહ્યા છે તેનો લાગ લાગતો. તે શ્રીહરિનો દાસ થયા પછી ન લાગે તેનું વચનઃ—

तावद्रागादयः स्तेनाः तावत्कारागृहं गृहम्।
तावन्न मोहोङ्घ्रिनिगडो यावत्कृष्ण न ते जनाः ॥

भा० १०-१४-३६

વળી દાસત્વભક્તિનું માહાત્મ્ય કહીએ છીએ કે—શ્રીદશમસ્કન્ધમાં શ્રીઉદ્ધવજી ભગવદ્દાસત્વભક્તિની પ્રશંસા કરે છે કે હે ભગવન્, હે અનન્ત! હે કૃપાલો! હે અખિલ વિશ્વના બન્ધો! હે દયાલો! તમારા જે અનન્ય દાસ શરણાપન્નયુક્ત હે પ્રભો! તેને તમે તમારા સ્વરૂપનું દાન કર્યું, અને વળી તેને આધીન થયા તેમાં કોઈ મોટું આશ્ચર્ય નથી. તે શા માટે કે તમો જ્યારે શ્રીરામચન્દ્રજીનું સ્વરૂપ ધરીને પ્રકટ થયા તે સન્તનું હિત કરવા માટે. અસુર જોડે વૈરભાવ કરીને માર્યા તે ભક્તનું કાર્ય સિદ્ધ કરવા માટે, હીન જાતિ જેવાં નર તેના પતિ સુગ્રીવ તેની સાથે સખ્યત્વ બાંધ્યું અને તેને અતિશય સુખનું દાન કર્યું. અને તમો કેવા મોટા છો કે બ્રહ્માદિ મોટા સર્વ લોકના પતિ એવા તીર્થાંણે (તેમણે) પોતાના મુકુટ તમારા ચરણારવિન્દને વિષે ઘસ્યા છે એવા જે તમે મોટા તે પોતાના દાસનું હિત કરવા માટે કપિ જોડે સ્નેહ કર્યો એવા કૃપાસિન્ધુ તમે જેવા કોઈ અમે દીઠા નથી. તે કપિ જોડે એટલો સ્નેહ શરણાપન્ન જાણીને કર્યો તો કપટરહિત

મનુષ્ય દાસપણું તમારૂં ગ્રહણ કરે તો તેને તમો કૃતાર્થ કરો એમાં કાંઇ આશ્ચર્ય નથી. તેનું વચન દશમસ્કન્ધે ઉદ્ધવવાક્ય—

किं चित्रमच्युत तवैतदशेषबन्धो
दासेष्वनन्यशरणेषु यदात्मसात्त्वम् ।
यो रोचयेत् सह मृगैः स्वयमीश्वराणां
श्रीमत्किरीटतटपीडितपादपीठः ॥ भा. ११–२९–४

## સખ્યભક્તિ.

**સખ્યભક્તિ**—હુવે શ્રીહરિની સખ્યત્વભક્તિનું માહાત્મ્ય કહીએ છીએ કે-શ્રીભગવાનના સખા જે છે તે તો અમિત ગુણ કરે છે, તેનો મહિમા કોણ વખાણી શકે એવું છે તે હરિના સખ્યત્વના ગુણ શ્રીબ્રહ્માજી કહે છે કે જે કોઇ ઘણા બુદ્ધિનિધાન છે, તે પણ કહી નથી શકતા. એવું શ્રીભગવાનના સખ્યત્વનું માહાત્મ્ય મોટું છે, ત જુવો કે ત શ્રીનન્દરાયજી સર્વ ગોપિકા અને સઘળાં વ્રજવાસી તેનું અહો કહેતાં આશ્ચર્યરૂપ ભાગ્ય છે, સર્વ સુખનો સમૂહ એવું જે શા માટે કે જેના મિત્ર જગતના ઈશ્વર એવા જે કોઈ શ્રીકૃષ્ણ તે થયા છે. તે કેવા કે-પરમાનન્દ, બ્રહ્મરૂપ, બ્રહ્માદિના ઈશ્વર, એવા અને જગતમાં પરસ્પર જે બીજા મિત્ર છે તે કેવા કે નિત્યે એકેક (પરસ્પર)નો પ્રત્યુપકાર ઇચ્છે છે. તે માટે તે મિત્રના અતિશય કનિષ્ઠ છે; તે શા માટે કે-વળી જુવો કે અપરમિત્ર કોઇ વિદેશ જાય ત્યારે તેને વિયોગનું પરસ્પર દુઃખ થાય, અને શ્રીકૃષ્ણ કેવા છે કે અન્તર્યામી છે અને કૃપાળુ છે તે નિરન્તર પાસેના પાસે રહે છે. ત્યારે અહીંઆં કોઈ આ શંકા કરે કે-શ્રીનન્દકુમાર ધેનુ ચરાવવા વનમાં જાય છે ત્યારે શ્રીગોપીજનને વિયોગનું દુઃખ થતું જ હશે તો; ત્યાં કહે છે કે શ્રીકૃષ્ણચન્દ્રનું ધ્યાન અખંડ શ્રીગોપીજનના હૃદયમાં રહે છે તે અનન્તસુખનું દાની છે; અને

જ્યારે શ્રીપ્રભુ મધુપુરીના દ્વારિકાના લોકને સુખ આપવાને પધાર્યા હતા, ત્યારે એ વ્રજની સ્ત્રીઓ શ્રીપ્રભુનું ચિન્તન કરીને સદા સુખ યુક્ત રહીઓ; એવો ગુણ શ્રીકૃષ્ણચન્દ્ર વિના બીજા મિત્રમાં નથી. તેટલા માટે સર્વ જગત્‌ને તુચ્છ જાણી કરીને શ્રીકૃષ્ણચન્દ્ર સદા સુખના આપનાર છે તે સાથે મિત્રતાઈ કરીએ. વળી એક જુદે ભાવે કરીને સખ્યત્વભાવનુંવર્ણન કરે છે, તે શ્રીઋષભદેવજીના વચનને પ્રસંગે કરીને કહે છે કે શ્રીકૃષ્ણચન્દ્રના સંબંધ વિના સંસારની પીડા ભંગ થતી નથી, અને તે સાથી કે ? આદિ અવિદ્યા અતિશય વ્યાપી રહે છે માટે આત્મરૂપ પ્રકાશ નથી થતું, અને પૂર્વજન્મના દોષે કરીને મન અતિશય મલીન છે તે કર્મ વડે શુદ્ધ થતું નથી તે શુદ્ધ થવાને કર્મમાં મન નાખીને મનને શુદ્ધ થવા માટે કર્મ કરે છે. તે થકી મન શુદ્ધ તો નથી થતું, અને સંસ્કૃતિ સિદ્ધ થાય છે. તે તે થકી નિસ્તાર પછી કેમ થાય ? તે ન થાય. પણ એક આ રીતે વિના પ્રયાસે છુટે. તે કેમ કે ? સર્વ સુખનું ધામ વાસુદેવ એવો જે હું. અને સકલ વિશ્વનો વિશ્રામરૂપ તે હું છું તે મારી જોડે જ્યાં લગી પ્રીતિ નથી કરતો ત્યાં લગી દેહયોગ એને ટળતો નથી, તે એ જ્યારે મારી જોડે સખ્યત્વ કરે ત્યાં એના સકળ અનર્થ નાશ પામે તેનાં વચન દશમે બ્રહ્મવાકયઃ—

अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ।। भा. १०–१४–३२

पञ्चमे ऋषभदेववाक्यं—

एवं मनः कर्मवशं प्रयुङ्क्ते अविद्ययात्मन्युपधीयमाने ।
प्रीतिर्न यावन्मयि वासुदेवे न मुच्यते देहयोगेन तावत् ।।
भा. ५–५–६

# આત્મનિવેદન

હવે પ્રભુને વિષે આત્મનિવેદન ભક્તિનું માહાત્મ્ય નિરૂપણ કરીએ છીએ કે આત્મઅર્પણ શ્રીકૃષ્ણને વિષે કરે છે તેને સકળ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે. તે શ્રીભગવાન્ સંત જનના રક્ષક ને સંતને હેતે સુંદર વાર્તા કહે છે કે સઘળા કર્મનો ત્યાગ કરીને જ્યારે કોઈ નર તન, મન, ધનાદિ સઘળું મને અર્પણ કરે તેને કશી ચિન્તા ન કરવી. તે કોની પેઠે કે જેમ કોઈ પોતાનો વૃષભ વા અશ્વ વેચીને તેના ભરણ પોષણની ચિન્તા થકી રહિત થાય, તે રીતે પોતાનો દેહાદિ પ્રભુને વિષે સઘળી આશા મુકીને સમર્પણ કરે અને સર્વ ચિન્તા રહિત થાય. સદાકાલ તે જન મુને ઘણા પ્રિય છે. અને તેને વિશાલ બુદ્ધિવાળા જાણવા. અને તે મોક્ષનું પાત્ર પણ થયો જાણવો, અને મારા ઐશ્વર્યયોગ્ય પણ તે થાય તેમાં કોઈ સન્દેહ પણ ન કરશો. હવે અહીંઆં કોઈ આ શંકા કરે કે—સકળ ધર્મનો ત્યાગ કરીને તન, મનાદિ શ્રીપ્રભુને અર્પણ કર્યાં. તો તે ઠેકાણે વિરુદ્ધ લાગે છે, તે શી રીતે કે—શ્રુતિનાં વચનમાં તો વિધિ નિષેધ કહે છે, ત્યારે તે સર્વનો ત્યાગ કયમ સંભવે ? ન સંભવે; અને કઠિન ક્રિયા જાણીને કદાપિ ત્યાગ કરે તોપણ તેને દોષ લાગે. તે ઠેકાણે શ્રીપ્રલ્હાદજી કહે છે કે સર્વને સુખકારી અને મંગલરૂપ અને ધર્મ અર્થને કામસહિત અને આત્મવિદ્યા અને તર્કશાસ્ત્ર અને ચારવિધિનો ન્યાયશાસ્ત્ર એ જીવિકા અમિત સુખકારી છે અને સઘળું વેદની નીતિ પ્રમાણે છે તે ભલી ભાંતિ કરે. તે કાંઈ પ્રતિકૂલ નથી પણ જો પરમ પુરુષ જે શ્રીપતિ સદ્‌ગુણના સાગર અને અન્તર્યામી તેને વિષે આત્મનિવેદન કરે તો સઘળું પૂર્વે કહ્યું તે સિદ્ધ થઇ ચૂકયાં. તેનો

ખેદ ન કરવો. અને જો તનમનાદિ શ્રીપ્રભુને અર્પણ નથી કર્યું તો એ સર્વ ધર્મ કહ્યા તે વ્યર્થ જાણવા. અને વેદવિહિત જે કર્મ વખાણ્યાં છે ત્રિગુણ લક્ષણાયે કરીને એમ શ્રીભગવાને અર્જુન પ્રતિ કહ્યું છે ત્યાં ગુણાતીતનું લક્ષણ બતાવ્યું છે તે ગુણાતીતનું લક્ષણ તે કયું ? કે શ્રીપ્રભુને વિષે આત્મઅર્પણ કરવું; એ સમાન સુખનું આપનારૂં જગત્માં કોઈ બીજું નથી. તેનાં વચન ભગવદ્વાકય—

मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा निवेदितात्मा विचिकीर्षितो मे।
तदामृतत्वं प्रतिपद्यमानो मयात्मभूयाय च कल्पते वै ॥
भा. ११–२९–३४

प्रल्हादवाक्य—

धर्मार्थकाम इति योभिहितस्त्रीवर्ग
ईक्षा त्रयी नयदमौ विविधा च वार्ता।
मन्ये तदेतदखिलं निगमस्य सत्यं
आत्मार्पणं स्वसुहृदः परमस्य पुंसः॥ भा. ७–६–२६

વળી શ્રીહરિની શરણાગતિનું માહાત્મ્ય કહીએ છીએ કે–લૌકિક અને વૈદિક જે પોતાનાં સાધન તે થકી જે હીન છે એવો જે જન તે શ્રીહરિના ચરણારવિન્દને વિષે પ્રવેશ કરે તે શા થકી ? કેવલ શ્રીહરિના શરણાપન્ન સમાન એકે સરલ ઉપાય શ્રીપ્રભુને પામવાનો નથી. તે કરભાજન યોગીએ એકાદશમાં જનકપ્રતિ કહ્યું છે કે જેણે શ્રીભગવચ્ચરણારવિન્દનું શરણ લીધું તેણે બીજા કોઈ દેવનું પૂજન ન કર્યું, તેનો અપરાધ કિંચિત્ પણ હરિશરણાગતિવાળાને લાગે નહિ. અને દેવ, પિતૃ અને ઋષિ એ ત્રણ ઋણ છે, અને વળી ચોથું ભૂત ઋણ અને મનુષ્ય ઋણ એ શ્રુતિ કહે છે; તેનાં રૂપ–દેવઋણ તે હવનાદિ

કરવું, પિતૃઋણુ તે શ્રાદ્ધાદિ કરવું, ઋષિઋણુ તે અધ્યયન કરવું; અને ભૂતઋણુ તે બલિદાન કરવું એ ચાર હરિનાં ચાર રૂપ. હરિશરણાગતિવાળા એ ચારને અધીન નહિ. અને હોમાદિ ન કરે તદપિ તે શ્રીહરિની શરણાગતિવાળો દેવનો ઋણિ નહિ. અથવા દેવતાનો સેવક તેમ કોઇ હોય અને શ્રીહરિથી વિમુખ હોય તે જો દેવાદિકના ઋણને ન ગાંઠે તો તે મહાધમ મલિન થાય શ્રીહરિથી વિમુખ છે માટે. તેમ શ્રીહરિની શરણાગતિ લીધી છે તેને દોષ પણ નહિ. ને તે ઋણી પણ નહિ અને કર્મમાત્રનો ત્યાગ કરીને શ્રીહરિને સર્વવિધિએ શરણ ગયો છે, જેને સંસારરૂપી સમુદ્ર તરવો છે, તેને કાંઈ દોષ પાપ લાગે જ નહિ. અને તે શ્રીહરિના ચરણારવિન્દમાં સુખે પ્રવેશ કરે, અને વળી એ વાર્તાને પુષ્ટ કરવાને મૈત્રેયઋષિ કહે છે કે શ્રીહરિનું શરણ લીધું છે તેને કશો ક્લેશ કોઈ કાલે પણ સ્પર્શ કરી ન શકે. અને તે દેવતાનો કિંકર પણ કદાપિ ન થાય. જેણે શ્રીહરિનું શરણ લીધું છે તે. તે કેવલ એટલું જ ફલ એ આગળ મોટું ફલ બીજું છે તે કહે છે કે–તે જન પરમ સૌભાગી જાણવો, અને વિના સુખે સકળ સુખની પ્રાપ્તિ થાય. જે અતિશય ધૈર્યવાન્ થઈને દૃઢવ્રતે કરીને એક શ્રીકૃષ્ણનું શરણ જેણે ગ્રહ્યું છે તેને જગતમાં કાંઇ પદાર્થ દુર્લભ નથી સર્વ સુગમ છે. અને બીજા સઘળા લોકનું સુખ તેને સહજ છે. કાયિક, વાચિક, માનસિક સર્વાત્મભાવે શ્રીકૃષ્ણનું શરણ જેણે લીધું છે તેને. તેનાં વચન–એકાદશે કરભાજન વાક્યઃ—

देवर्षिभूताप्तनृणां पितॄणां न किंकरो नायमृणी च राजन्।
सर्वात्मना यः शरणं शरण्यं गतो मुकुन्दं परिहृत्य कर्तम्॥
भा० ११–५–४१

तृतीये मैत्रेयीवाक्यः ।
किं दुरापादनं तेषां पुंसामुद्दामचेतसाम् ।
यैराश्रितस्तीर्थपदश्चरणो व्यसनात्ययः ॥

भा. ३-२३-४१

વળી શરણાગતિનું માહાત્મ્ય મૈત્રેય ઋષિ વિદુરજી પ્રતિ કહે છે કે એક ફેરો જે શ્રીકૃષ્ણને શરણે જાય તેને આ લોકનો દુઃખનો ભય નહિ અને જે જન સુખકારી એવા જે શ્રીકૃષ્ણના ચરણારવિન્દ તેના વિષે દૃઢ ભાવે શરણ ગયો છે તેને દેખીને પ્રબલ એવો જે કાલ તે એમ કહે છે કે આ હવે મારે વશ આવવાનો નથી, તે કાલ કેવો બલિષ્ઠ કે અતિશય ભયાનક સર્વ કોઈને તે કોને કોને કે-સુર ને સકળ અસુરને, નરને, ગન્ધર્વને, બ્રહ્માદિને આદિ લેઈને એ સર્વ જે છે તે, કાલના મુખમાં કોળીઆ છે એવા જાણજો; એ બધા જેને દેખીને ભય ધરે છે. એવો કાલ કરાલ ભયાનક છે, તે પણ જે શ્રીહરિને શરણ ગયા છે તેની સામું જોઈ પણ નથી શકતો, ત્યાં કોઇ આશંકા કરે કે-બીજા દેવતાના શરણ કરતાં પ્રભુના શરણમાં શું વિશેષ છે? એમ કહે તેનો પ્રતિઉત્તર કહે છે સઘળા દેવતા જે શ્રીકૃષ્ણચન્દ્રનું શરણ નથી ગ્રહતા, તે શ્રીહરિ કેવા કે રાગ દ્વેષ રહિત, અને અભિમાન રહિત, અને નિજાનન્દ પૂર્ણ અને મહાકલ્યાણના નિધિ અને સદાકાલ પોતે પૂર્ણકામ અને સઘળી ઉપાધિ રહિત અને સઘળા ગુણનું ધામ એવા પ્રભુને છોડીને બીજાનું શરણ જે લે છે તે મોટા અજ્ઞાની મહામૂર્ખ છે, અને અતિ મન્દ બુદ્ધિવાળા છે. તે થકી તેનું દુઃખ સંસારરૂપી છુટે નહિ, અને માયાનો ફંદ ત્રુટે નહિ. માટે શ્રીકૃષ્ણચન્દ્રના ચરણ

શરણ વિના અન્ય દેવતાનું આરાધન કરીને, સંસાર તરવો ઇચ્છે છે તે કેવા મૂર્ખ જાણવા કે શ્વાનનું પુચ્છ ગ્રહણ કરીને સમુદ્ર તરવા ઇચ્છે એવા મુગ્ધ જાણવા—તેનાં વચન—શ્લોકઃ—

यत्र निर्विष्टमरणं कृतान्तो नाभिमन्यते।
विश्वं विध्वंसयन् वीर्यशौर्यविस्फूर्जितभ्रुवा॥
भा. ४-२४-५६

ષષ્ઠે દેવતાવાક્ય—

अविस्मितं तं परिपूर्णकामं स्वेनैव लाभेन समं प्रशान्तम्।
विनोपसर्पत्यपरं हि बालिशः श्वलाङ्गुलेनातितितर्ति सिन्धुम्॥
भा. ६-९-२२

વળી શ્રીહરિની શરણાગતિનું માહાત્મ્ય કહીએ છીએ કે—કોઈ સન્દેહ કરે કે—ત્રિવિધતાપના તપેલા જે ઘણાએક જીવ છે તેને ટાળવાના ઉપાય વેદશાસ્ત્રમાં ઘણાએક કહ્યા છે અને દેવતા પણ ઘણા યજવા કહ્યા છે, અને તમે તો મહારાજ! કેવલ ભગવત્‌શરણજ બતાવો છો, બીજું કાંઈ નહિ, એમ કહો છો તે શા પ્રમાણ વડે માન્યમાં આવે, તે ઉપર શ્રીપ્રહ્લાદજી કહે છે કે હે નૃસિંહજી! પૂર્વે જે બીજા દેવતા યજન અને બીજા ઉપાય કહ્યા તે તમે થકી જે જન વિમુખ છે તેને કહ્યા છે, કદાપિ તે ઉપાય કરે તદપિ તેથી સમૂલ દુઃખ તો જાય નહિ અને કિંચિત્ સુખ દેખાડે તે રહે નહિ એ ઠેકાણે દૃષ્ટાન્ત કહે છે કે જેમ બાલકના માતાપિતા રક્ષક છે, માટે હે ભક્ત વત્સલ પ્રભો, તેવું તમારે વિષે ન જોવું તે શા માટે કે—માબાપ બાલકનું રક્ષણ કરે છે તદપિ તે બાલક મરે છે તે માબાપ તો જુવે છે, પણ તેને કાંઈ મૃત્યુ થકી રખાતું નથી

અને રોગ પીડાવાલા જે જીવ છે તેને ઔષધ રક્ષણ કરે છે એવું શાસ્ત્ર કહેછે પણ તે ઔષધ ખાય છે તદપિ તે મરે તો છે; ત્યારે સાચું રક્ષક ઔષધ નજ ઠર્યું તો, અને જલ તરવા માટે મનુષ્ય નાવનો આશ્રય કરીને માંહ્ય બેસે છે તે નાવ પણ એનું સાચું રક્ષણ નહિ. તે શામાટે કે? નાવનો આશ્રય કર્યો છે તે નાવ સહિત તે ડૂબે છે. માટે શ્રીપ્રલ્હાદજી કહે છે કે હે નાથ! તમારા શરણ વિના જેટલાં રક્ષક છે તેટલાં બધાં એ કથનમાત્ર છે માટે હે પ્રભો! એક તમારા ચરણારવિન્દનું શરણ તે જ એક સર્વને સુખદાયક છે, એ વાત નિશ્ચય છે અને કદાપિ જો કોઇ શ્રીભગવાન્ના શરણનો ત્યાગ કરીને કોઈ અન્યને શરણ જાય તે મહામૂર્ખ, એવું શ્રીઅક્રૂરજીએ કહ્યું છે તે કહીએ છીએ કે હે ભગવન્, હે અનન્ત, હે કૃપાલો! એવો કોણ જગતમાં પંડિત છે જે તમને તજીને બીજાને શરણ જાય, અને હે નાથ! તમો કેવા છો કે? કૃતજ્ઞ છો: કૈં કર્યા કૃત્યને જાણો અને નિરન્તર તમને સન્તજન ઘણા પ્રિય છે, તે તમારા જેવા સદ્દગુણસાગર બીજા કોણ છે; એટલે નથી. અને વળી તમો કેવા છો, પ્રત્યુપકાર વિના ઉપકારી છો. અને સત્યસમુદ્ર છો. ને નિજજનને સુખકારી છો, અને તમને ભજતા માત્રમાં અભિમતફલના દાતાર છો, અને વળી પોતાપણું પણ આપી દ્યો છો, અને તમારે હાનિ વૃદ્ધિ કશી નથી, અને સર્વના નિયન્તા છો, અને જગતના સુખકારી છો, ત્યારે વળી કોઇ એમ કહેશે કે શ્રીયદુવરના સ્મરણમાત્રથી અતિશય કલ્યાણ છે તે કયમ સંભવે? તેનો ઉત્તર શ્રીઉદ્ધવજી કહે છે કે શ્રીકૃષ્ણદેવ અતિશય કૃપાલુ છે, અને અતિશય સમર્થ છે, તેમને વિષે પ્રીતિ જે છે તે અતિશયરૂડી છે. કે અહો! ભાઈ અતિશય મોટું એક આશ્ચર્ય છે તે જુવો કે જે ઘાત કરવાની

ઇચ્છા કરીને આવી એવી જે દુષ્ટ પૂતના તે સ્તનને વિષે વિષ લપટાવીને શ્રીભગવાનને સ્તનપાન કરાવવા લાગી. એવી જે શિશુહત્યારી મહા અધમ બકી તેને પોતાની જનનીની ગતિ આપી. સ્તનપાનનો સંબંધ વિચારીને એક ભક્તનો કાપટ્ય-વેષમાત્ર એણે ધર્યો હતો, તેટલા સારૂ શ્રીકૃષ્ણચન્દ્રે એને પરમગતિ આપી, એવા જે યશોદાનન્દન મહા દયાલુ. તેવા બીજા જગતમાં કોણ છે? કે તેને શરણ જઈએ. માટે એક શરણ જવા યોગ્ય તો એક નન્દકુમાર જ છે; તે તેની સમતા કરવાને નિજજનના રક્ષક દાતાર જગતમાં અવર કોઈ નથી તેનાં વચન—

સપ્તમે પ્રલ્હાદ વાક્યઃ—

बालस्य नेह शरणं पितरौ नृसिंह
नार्तस्य चागद[illegible]दन्वति मज्जतो नौः।
तप्तस्य तत्प्रतिविधिर्य इ[illegible]—
स्तावद्विभो तनुभृतां त्वदुपेक्षितानाम्। भा. ७—९—१८

દશમે અક્રૂરવાક્યઃ—

कः पण्डित[illegible] शरणं समीयाद्।
भक्तप्रि[illegible]ः सुहृदः कृतज्ञाद्।
सर्वान् ददाति सुहृदो भजतोभिकामा।
नात्मानमप्[illegible]पचयापचयौ न यस्य। भा. १०—४८—२६

ઉદ્ધવનું વિદુરપ્રતિ વાક્ય—

अहो बकीयं स्तनकालकूटं जिघांसयापाययदप्यसाध्वी।
लेभे गतिं धात्र्युचितां ततोन्यं कं वा दयालुं शरणं व्रजेम॥
३—२—२३

વળી શ્રીકૃષ્ણચન્દ્રની શરણાગતિનું માહાત્મ્ય કહીએ છીએ કે—જે કોઇ શ્રીકૃષ્ણચન્દ્રનું શરણ પામે તેને સકલ કલ્યાણની પ્રાપ્તિ થાય, તે અર્થને પુષ્ટ કરીને શ્રીઉદ્ધવજી કહે છે કે હે શ્રીપ્રભો! તમારી શરણાગતિ વિના માયા મોહ પાપ કદાપિ છેદાય નહિ અને વળી જે કોઇ દેહધારી છે તે ત્રિવિધતાપના દગ્ધ થયેલા અને ઘોર સંસ્કૃતિ જન્મમરણ તે દુઃખ સુદ્ધાન્ત તે સઘળા દુઃખ તાપને નિવારણ કરવાને સમર્થ તમારા યુગલ ચરણારવિન્દરૂપી છત્ર છે, તે કેવલ તાપ માત્રને નિવારણ કરે, એટલું જ એમ નહિ, તે ચોતરફ અમૃતદૃષ્ટિ વડે શીતલતા પણ કરે તેટલા માટે શ્રીહરિના ચરણારવિન્દની છાયા છત્રરૂપ વર્ણન કરી છે તેને જે શરણ જાય તેના સર્વે ભય નાશ પામે અને સકળ સુખની પ્રાપ્તિ થાય, વળી એ વાતને પુષ્ટ કરવાને રાજા મુચુકુન્દ કહે છે કે હે નાથ! તમારા શરણ વિના સઘળું વિપરીત ફલ. છે હે શ્રીપતિ! હે ભગવન્! હું બહુ આપદાનો ગ્રસેલો છું તે એવો જે હું તેને હે કરૂણાકર! શ્રીકૃષ્ણ! મુને રક્ષણ કરો તે અતિકાલનો સંસારમાં પડેલો નિજકર્મને વશ કરીને અતિશય દુઃખનો ભરેલો અને સંચિત જે અવિદ્યા તેને વશ પડીને ઘણીએક વિધિએ કરીને હું તપ્યો. હે સમર્થ પ્રભો! એ કારણ માટે કદાપિ કાલે હું તૃપ્તિ ન પામ્યો. ષડ્રિપુ ચક્ષુ-રાદિક જે તેથી. હે નાથ! ફરીને કદાપિ કયમે કરીને કિંચિત્ શાન્તિ ન પામ્યો. માટે તમે શરણ્ય છો અને કૃપાલુ છો અને વળી તમારા ચરણકમલ કેવા છે કે સકળભયના હર્તા, અને સકળસુખનું મૂલ છે, વળી કેવા છે કે—સકળશોકના હરનાર છે, અને સકળ સુખના ભંડાર છે; એવા જે તમારા ચરણારવિન્દ તેનું શરણ જે પામ્યો તે મહા ક્રૂર કપટી, ખલ,

અપવિત્ર ઇત્યાદિક એવો અધમ પણ તમારા ચરણારવિન્દના શરણ વડે તર્યા. માટે તમારા ચરણકમલના શરણ બરાબર એકે બીજું કલ્યાણકારી નથી, એવા અધમ પણ તમારા ચરણારવિન્દના શરણબલે તર્યા તેનાં વચનઃ—

तापत्रयेणाभिहतस्य घोरे संतप्यमानस्य भवाध्वनीश ।
पश्यामि नान्यच्छरणं तवाङ्घ्रिद्वन्द्वातपत्रादमृताभिवर्षात् ॥

११–१९–९

दशमे मुचुकुन्दवाक्य—
चिरमिह वृजिनार्तस्तप्यमानोनुतापैरवि-
तृषषडमित्रोऽ लब्धशान्तिः कथंचित् ।
शरणद समुपेतस्त्वत्पदाब्जं परात्मन्न-
भयमृतमशोकं पाहि मापन्नमीश ॥

भा. १०–५१–५८

इति श्रीकृष्णजनक[illegible]विरचितायां पुष्टभक्तमनमोहिन्यां प्रश्नोत्तरमालिकायां एकादशं प्रश्नोतरं समाप्तम् ॥

श्रीकृष्णाय नमः ।

# દ્વાદશ પ્રશ્ન

## સત્સંગ અને ઉત્તમ ભક્તિ કયા ઉપાયથી મળે?



વળી શિષ્ય બોલ્યો કે–હે મહારાજાધિરાજ શ્રીગુરુદેવ! આપે મુને શ્રીહરિની નવધા ભક્તિ શરણાગતિ સહવર્તમાન શ્રીભાગવતનાં પ્રમાણ વડે વિસ્તાર કરીને મુને પ્રબલ પ્રતાપ સર્વ સાધનનો શિરોમણિ એવો માર્ગ કહ્યો તે શ્રવણ કરીને મારૂં મન નિઃસન્દેહ અતિશય પ્રસન્ન થયું. પણ વળી મુને એક સન્દેહ ઉત્પન્ન થયો છે કે એવી જે મહાપ્રબલ પ્રતાપવાળી શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિ જે પામ્યા પછી કશું કર્તવ્ય જીવને ન રહે એવી તેની પ્રાપ્તિ શા વડે થાય? તેનો કાંઈ શીઘ્ર ઉપાય હોય તો મુને કૃપા કરીને બતાવો એવું સાંભળી શ્રીગુરુદેવ બોલ્યા કે હે પુત્ર! તેં પૂછ્યું તે તારો પ્રશ્ન સાંભળીને અમે પણ ઘણા પ્રસન્ન થયા છીએ. ધન્ય છે તને કે ભક્તિ પામવાનો ઉપાય તેં પુછ્યો, એમાં ઘણી રૂડી વાત

આવશે. એ ભક્તિ પામવાનો ઉપાય એક મોટો સત્સંગ છે, તે અતિશય દુર્લભ છે, તે જેને શ્રીભગવાન પોતાની પ્રાપ્તિ કરાવવી હોય તેનેજ કૃપા કરીને નિજબલથી સત્સંગ મેળવે; તેનું પ્રબલ માહાત્મ્ય વર્ણન કરીને તુને કાંઈએક કહીએ તે તું સાંભળ, શ્રીમદ્ભાગવતના વચનને પ્રમાણે અહિઆં શ્રીકપિલદેવજી શ્રીદેવહુતીજી પ્રતિ કહે છે કે હે માત, કોઇ નર સત્સંગ જ્યારે કરે, અને મારા ગુણયશની કથાનું શ્રવણ કરે તે કથાશ્રવણ કરતા માત્રમાં જ અતિશય સુખની પ્રાપ્તિ થાય, અને પરમપવિત્ર થાય. એવા જે શ્રીહરિના યશ ગુણ તે મોટા નારદાદિ ભગવદીય નિરન્તર ગાન કરે છે તે સાંભળતા માત્રમાં તેને શુભ શ્રદ્ધા તત્કાલ ઉત્પન્ન થાય અને વળી શ્રીગોપીજનવલ્લભના ચરણારવિન્દો વિષે તેને પરમ પ્રીતિની પ્રાપ્તિ થાય, તે પરમ પ્રીતિ તે શું ? કે પ્રેમલક્ષણાભક્તિ પામે. સત્સંગ કરે અને તે તત્સંગ પણ ઘણા કાલ કરે એવું કાંઈ પ્રમાણ નહિ, એક અલ્પમાત્ર પણ સત્સંગતિ કરે તેટલામાં શ્રીહરિની ભક્તિ પ્રાપ્ત થાય અને સંસાર સમુદ્રને સુખે કરીને તરે એમ શ્રીનારદજી પ્રતિ શ્રીપ્રભુ કહે છે, આકાશવાણી દ્વારા કે હે નારદજી ! તમે અલ્પમાત્ર સત્સંગ કર્યો છે તે થકી તમને મારા ચરણારવિંદને વિષે અભંગ દૃઢસુબુદ્ધિ ઉત્પન્ન થઇ છે. અને હવે તમે એ નિન્દિત તનનો ત્યાગ કરીને અમારૂં પુર જે વૈકુંઠ ત્યાં તમો આવશો, અને મારાભક્તમાં મુખ્યતા પામશો, અને અખિલ લોકમાં વિખ્યાત થશો. તૃતીયે કપિલદેવ વાકય—

सतां प्रसंगात् मम वीर्यसंविदो
भवन्ति हृत्कर्णरसायनाः कथाः

तज्जोषणादाश्वपवर्गवर्त्मनि
श्रद्धारतिर्भक्तिरनुक्रमिष्यति भा. ३-२५-२५

પ્રથમે ભાગવદ્વાક્ય નારદપ્રતિ આકાશવાણી

सत्सेवयाऽदीर्घया ते जाता मयि दृढा मतिः।
हित्वाऽवद्यमिमं लोकं गन्ता मज्जनतामसि ॥ भा. १-६-२४

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે સત્સંગતિ જે છે તે અતિશય અધિક પ્રાધાન્ય રૂપ છે, તે થકી સઘળાં સાધન હેઠાં છે, તે શા માટે કે? શ્રીકૃષ્ણચન્દ્રના ભક્તનો એક ક્ષણ માત્ર સંગ કરે—તે ભાવે કરીને પણ નહિ.—કોઈએક પ્રસંગ વિષે કરીને કરે તે સુખની બરોબર સ્વર્ગનું સુખ પણ ઓછું પડયું. (તાજવામાં તોલ્યા કરતાં.) ત્યારે માંહે મોક્ષનું સુખ મુકયું. તદપિ તે બન્ને સમાનતાએ ન આવ્યું, અને અલ્પમાત્ર પણ સત્સંગનું સુખ તે પણ એ સર્વથી વધ્યું ત્યાર પછી નરલોકના રાજ્યનું સુખ કહેવું સંભવેજ કેમ? તે તો અતિશય તુચ્છ છે, અને વળી ભગવચ્ચરણારવિંદના આશ્રિત જે નર તે કેવા કે? રાગમદ થકી રહિત તેને સમીપજાતા માત્રમાં જ તત્કાલ પવિત્ર કરે પ્રસન્ન થઈને. અને શ્રીહરિની ભકિત પામવાને વિષે જે પ્રતિબન્ધક વસ્તુ અનેક છે તેને હરે દોષ દુઃખ સહવર્તમાન. અને શુભવિવેક આપે, અને શ્રીહરિના ચરણારવિન્દ થકી ઉદય થયાં એવાં, જે શ્રીગંગાજી, અતિશય પવિત્રકારી તે પણ ઘણા કાલ સેવીએ ત્યારે પાપની હાનિ થાય પણ તત્કાલ સંસારરૂપી સમુદ્રથી પાર ન પાડે; અને સત્સંગતિ જે કોઈ છે તેતો ક્ષણ માત્રમાં અનેક જન્મના દોષને હરિ નાખે છે. તે શા માટે હરે? એવું શું બલ છે? ત્યાં કહે છે કે તે ભગવદીયના હૃદયકમલમાં

શ્રીકૃષ્ણચન્દ્ર સદા નિરન્તર પ્રેમ સહિત બિરાજે છે. તે પ્રબલ પ્રતાપ વડે કરીને. તેનાં વચન-પ્રથમે શૌનક વાક્ય—

तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥ भा. १–१८–१३
यत्पादसंश्रयाः सूत मुनयः प्रशमायनः ।
सद्यः पुनन्त्युपस्पृष्टाः स्वर्धुन्यापोनुसेवया । भा. १–१–१५

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે-હરિજનના સંગનું માહાત્મ્ય અતિ ઉત્કૃષ્ટ છે તે કેવાકે-જેનો સહજ પ્રસંગ થતા માત્રમાં જ પરમભક્તિની પ્રાપ્તિ થાય એવો જે મોટો સત્સંગ તે સર્વ કોઈ કેમ નહિ કરતા હોય? એમ કોઇ કહે તેનું હાર્દ એ છે કે-પૂર્વનાં ઘણાં જન્મનાં ઘણાં સુકૃત્ય સંચય થયાં હોય ત્યારે સત્સંગની પ્રાપ્તિ થાય, તે શૌનક વર્ણન કરે છે કે જે પરમ ભાગ્યવન્ત જગતમાં છે તેનું શું લક્ષણ? કે-કેવલ શ્રીહરિના ચરણારવિન્દને વિષે જ એક પરમ પ્રીતિ હોય બીજી કશી જેના મનમાં આશા નથી તેવા પુરુષની નિરન્તર સેવા કરે, તેનાં જેટલાં અમંગલ (અકલ્યાણ) તેટલાં શીઘ્ર મટી જાય તે અકલ્યાંણ તે કયાંકે-કે જે જનના સ્વાભાવિક આસુર દેહ છે, અને જે પરવશતાએ સ્નેહ પામે, અને વિપરીત કર્મ કરે. એનું નામ અભદ્ર કહીએ. તેવાં અભદ્ર ને સદ્ય ટાળે, અને એવા જે ભગવદીય તેની સેવાને પ્રતાપે કરીને સકળ દોષ દુઃખને ત્રિતાપ નાશ પામે, અને વળી શ્રીહરિની અચલભક્તિની પ્રાપ્તિ થાય, અને કો કાલે પણ કદાપિ સંસારમાં ફરીને ન આવે, અને વળી સત્સંગનો મહિમા એવો છે કે-મહાઅધમને પવિત્ર કરે, તે કાંઈ ગુપ્ત નથી તે સૂતના વચને કરીને વર્ણન કરે છે. સૂતપુરાણી કહે છે કે અહો મોટું આશ્ચર્ય જુવો કે-પ્રતિલોમજાતિ થકી

ઉદયો (ઉત્પન્ન થયો) એવો જે હીન હું, તે હે મુનિઓ! તમારી સત્સંગતિ વડે તત્કાલ મહા પાવન થયો, અને મહા-પ્રવીણ પણ થઈ ગયો; અને તમારી કૃપા વડે મારો જન્મ સુફલ થઇ ગયો, અને મુને કાંઈ ફલ થોડું નથી થયું, મારા હીનકુલરૂપી વ્યાધિ તમારી કૃપા વિના મટત નહિ, અને તમારી જોડે સંભાષણ આદર કર્યાના સંજોગ વડે હું કૃતકૃત્ય થઇ ગયો, અને કુલ જન્મના દોષ મારા સઘળા ગયા, તમારા સંગ વડે. તેનાં વચન—

नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया।
भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी॥ भा. १–२–१८

अहो वयं जन्मभृतोऽद्य हास्म
वृद्धानुवृत्त्यापि विलोमजाताः।
दौष्कुल्यमाधिं विधुनोति शीघ्रम्।
महत्तमानामभिधानयोगः॥ भा. १-१८-१८

વળી સંત્સંગનું પ્રબલમાહાત્મ્ય કૈમુતિકન્યાયે કરીને પરીક્ષિતને વચને કરીને કહે છે કે–સત્પુરુષના સંગવડે પરમ કલ્યાણ થાય, એમાં કાંઇ મોટું આશ્ચર્ય ન ઠર્યું, કેમકે હરિ-જનનું સ્મરણ કર્યા થકી સઘળા દોષ મટી જાય અને હૈયામાં સદ્ય સન્તોષ ઉત્પન્ન થાય, તે જુવો કે જેના સ્મરણ કરતા માત્રમાં તત્કાલ ગૃહાદિક સુદ્ધાન્ત પરમપાવન થઇ જાય તો પછી તેનું દર્શન થાય અને તેનું અંગસ્પર્શ થાય અને તેની જોડે ભાષણ થાય અને તેના પાદપ્રક્ષાલન કરીએ સન્માન્ય કરીને ભોજનાદિ કરાવીએ તો તો તેની પાવનતાનો પાર તો કોઈ વર્ણન કરવા સમર્થ નથી. ત્યારે વળી કહે છે કે એવા મોટા ભગવદીય તેને સર્વ કોઇ કયમ નહિ ભજતા હોય? એવો કોઈ

સન્દેહ મનમાં કરે ત્યાં શ્રીવિદુરજીના વચન વડે કરીને કહે છે કે ભગવજ્જનની સેવા અને સહવાસ એ કાંઈ થોડા તપ વડે કરીને પ્રાપ્ત નથી થતું. કે તેમના સંગમાં મોટો નિત્ય લાભ છે, તે કીયો કે જ્યાં નિત્ય શ્રીભગવાનના ગુણનું ગાન થાય તે કેવું કે શ્રવણ કરતા માત્રમાં નર મહા કલ્યાણ પામે એવો મોટો સત્સંગરૂપી પદાર્થ શ્રીહરિની કૃપા વડે મલે. કોટચાવધિ મનન કરે તદપિ ન મળે. અને તે સત્સંગતિ વિના જે જડ જીવ તે સદા સંસારમાં ભટકતા જ રહે, માટે જો સત્સંગતિ થાય ત્યારે એ શ્રીહરિની કથા શ્રવણ કરે, તે પ્રભુના ચરણારવિન્દને વિષે પ્રેમ-લક્ષણાભક્તિ સહજમાં પામે તેનાં વચન–

येषां संस्मरणात्पुंसां सद्यः शुद्धयन्ति वै गृहाः।
किं पुनर्दर्शनस्पर्शपादशौचासनादिभिः॥ भा॰ १-१९-३३

तृतीये विदुरवाक्यं—

दुरापा ह्यल्पतपसः सेवा वैकुंठवर्त्मसु
यत्रोपगीयते नित्यं देवदेवो जनार्दनः॥ भा॰ ३-७-२०

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે–દુઃખરૂપ એવો જે આ સંસાર તે તત્કાલ તેને છુટી જાય. કોઈ સહજ પણ ભગવદીયજનને નિકટ વસે તેનો, અને વળી એ ઠેકાણે કોઈ મૂર્ખ ભક્તિ વિરોધી જ્ઞાનાભિમાની મનમાં એમ જાણે કે–ભગવદીયનો સંગ નહિ કરીએ વનમાં જઈને જ્ઞાનીનો સંગ કરીશું અને સંસારને તરીશું. એવો વિચાર કોઈ અજ્ઞાની કરે, તો તે વિચાર નિષ્ફલ છે એવું, તૃતીયસ્કન્ધમાં શ્રીકપિલદેવજી કહે છે કે બીજે ઠેકાણે જ્ઞાની જ્ઞાનનો ફંદ નાખીને સ્વામિ-સેવકની ઐક્યતા બતાવે તેથી કલ્યાણ તો ન થાય, અને

મનભ્રમ તો ઉત્પન્ન થાય, તે દુઃખ પામે, પછી ત્યાંથી પસ્તાઇને પાછો મોટા ભગવદીયનો સંગ કરે, તો તત્કાલ સંસારરૂપી સમુદ્રને તરે, તે શી રીતે કે સત્સંગના બલ વડે શ્રીહરિની ભક્તિ પામીને. તેના બલ વડે શ્રીહરિની નિકટ શ્રીવૈકુંઠમાં જઇને વસે; એવો સત્સંગનો મોટો મહિમા છે તેનાં વચન—

यत्सेवया भगवतः कूटस्थस्य मधुद्विषः ।
रतिरासो भवेत्तीव्रः पादयोर्व्यसनार्दनः ॥ भा. ३-७-१९

तृतीय कपिलदेववाक्य—

प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुः ।
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् । भा. ३-२५-१९

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે—કોઇ એક એમ કહે છે કે એવા જે સન્તપુરુષ મોટા છે, જેના સંગ વડે વૈકુંઠપ્રાપ્તિ થાય. તે સન્તનાં લક્ષણ કેવાં હશે તે લક્ષણ વિસ્તારે કરીને શ્રીકપિલદેવજી શ્રીદેવહુતીજી પોતાની માતા તે પ્રતિ કહે છે કે—એક પ્રથમ લક્ષણ તો સહનશીલતા હોય, અને અતિશય કૃપાલુ હોય, અને કોઇ જોડે શત્રુપણું નહિ અને સર્વને સુખકારી, અને સર્વને વાહાલો હોય, અને અતિશય શાન્ત સ્વભાવિક હોય, અને અતિશય ધૈર્યવાન્ હોય, અને અતિશય સુશીલરૂપી ભૂષણ જેમાં હોય, અને ગંભીરપણું અતિશય હોય, અને હું માટે સ્વજન, સુત, બન્ધુ આદિનો ત્યાગ કરે, અને વળી પોતાના કુલ કર્મ તથા જગતનો દ્વન્દ્વ પદાર્થ તેનો પણ ત્યાગ કરે, અને સકલ કામના રહિત હોય, અને મારી અનુપમ જે ભક્તિ તેની ઉપર અતિશય પ્રેમ હોય, અને વ્યભિચાર રહિત હોય, અને સદા સર્વદા એકની એક શુદ્ધ વૃત્તિ હોય, અને નિરન્તર મારો જ આશ્રય હોય, અને

મારી કથા ઉપર સદા રુચિ હોય, અને નિરન્તર સર્વને પાવન કરે, એવી જે મારી કથા તે સાંભળે ને સંભળાવે, ઇત્યાદિ જે લક્ષણુ સહિત જગતમાં સન્ત છે, અને વળી મારા ચરણારવિન્દમાં નિરન્તર જેનું ચિત્ત રહે છે તેને ત્રિવિધતાપ નથી, એવા જે સન્તજન તેનો જેને સંગ થાય, તેના દુઃસંગના જેટલા દોષ તે સન્તના સંગનો પ્રતાપ જોરાવરી કહાઢે; માટે શ્રીકપિલદેવજી કહે છે કે હે માતા ! તે સજ્જનના સંગની અવશ્ય કરીને ચાહના રાખવી, અને યાચના કરવી તે કેવા હોય ? કે ઘણા કારુણિક હોય અને અતિશય શુદ્ધ હોય, અને જેની પાસે સાચી દીનતા હોય તેને અવશ્ય કૃપા કરે તેનાં વચન–શ્લોકઃ—

तृतीये कपिलदेववाक्य–श्लोक
तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम् ।
अजातशत्रवः शान्ताः साधवः साधुभूषणाः ।
मय्यनन्यभावेन भक्तिं कुर्वन्ति ये दृढाम् ।
मत्कृते त्यक्तकर्माणत्यक्तस्वजनबान्धवाः ।
मदाश्रयाः कथा मृष्टाः शृण्वन्ति कथयन्ति च ।
तपन्ति विविधास्तापाः नैतान्मद्गतचेतसः ।
त एते साधवः साध्वि सर्वसङ्गविवर्जिताः ।
सङ्गस्तेष्वथ ते प्रार्थ्यः सङ्गदोषहरा हि ते । भा. ३-२५-२४

વળી સત્સંગનું માહાત્મ્ય કહે હે કે સત્સંગની નિરન્તર બ્રાહ્મણાદિ સર્વને યાચના કરવી કહી છે, એવું ધ્રુવજી શ્રીભગવાન પ્રતિ કહે છે કે હે પ્રભો ! તમારા ચરણારવિન્દની ભક્તિ કરૂં છું, તદપિ એક વસ્તુ માગું છું તે કઇ કે જેના કાલજાના આશય વિમલ છે એવા જે મહજ્જન છે તેનો સંગ મુને

નિરન્તર આપો, એટલી વસ્તુ હું માગું છું, ત્યારે વળી હે પ્રભો ! આપ કહેશો કે સત્સંગ માગે છે તે કરતાં મોક્ષ માગની; ત્યારે વળી ધ્રુવજી કહે છે કે હે મહારાજ ! મોક્ષ મુકીને સત્સંગ માગું છું તેનું કારણ એ છે કે–સંસાર રૂપી સમુદ્ર તેમાં દુઃખ તો ઘણું છે, પણ હું તે સત્સંગ પ્રતાપ વડે તે દુઃખ રૂપી સમુદ્રને નિશ્ચયે તરીશ, અને તેના સત્સંગ વિષે તમારા કથામૃતનું પાન થશે, તે કથામૃતના પાન વડે જે કોઇ છાકયા ફરે છે તે કેવા કે પોતાના શરીરની પણ શુદ્ધિ નથી રહેતી અને તેને તે સુખ આગળ સંસાર તરીને મોક્ષ પામવું, તે કંઇ પ્રિય અતિશય નથી લાગતું; માટે હે ઇશ ! તમારા જે નિજ દાસ છે તેના ચરણારવિન્દની જેને આશા છે તેના ચરણકમલના રસમાં મન રૂપી મધુકર લોભાયા છે તેમાં જઇને તેનો જે પ્રસંગ કરશે તે સુત, ધન, ગૃહ દારાદિ તેને સહજમાં ભૂલી જશે. એમાં સંશય નહિ એ નિશ્ચયે વાત છે તેનાં વચન ચતુર્થે ધ્રુવવાકય ભગવાન પ્રતિ શ્લોક—

भक्तिं मुहुः प्रवहतां त्वयि मे प्रसङ्गो
भूयादनंत महताममलाशयानाम् ।
येनाञ्जसोल्बणमुरुव्यसनं भवाब्धिं
नेष्ये भवद्गुणकथामृतपानमत्तः ॥ भा. ४-९-११
ते न स्मरन्त्यतितरां प्रियमीश मर्त्यं
ये चान्वदः सुतसुहृद्गृहवित्तदाराः ।
ये त्वब्जनाभ भवदीयपदारविन्द—
सौगन्ध्यलुब्धहृदयेषु कृतप्रसङ्गाः । भा. ४-९-१२

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે–એ સત્સંગનું માહાત્મ્ય એવું હોય તેમાં તો શું આશ્ચર્ય છે, એ વાત તો

રહેવા દ્યો પણ તે સન્તપુરુષની ચરણરજનું માહાત્મ્ય કહીએ તે સાંભળ કે–તે સન્તના ચરણની રજ છે, તે પણ સર્વ પાપને નાશ કરનારી છે એવી વાત પૃથુરાજા કહે છે કે પ્રકટ જેના મોટા ગુણ જોવામાં આવે છે અરે મોટું આશ્ચર્ય કે મોટા પૂજ્ય એવા જે શ્રીહરિના દાસ તેના ચરણની રજ છે, તે ઘણી સુખની આપનારી કલ્યાણકારી છે, તે પૃથુરાજા કહે છે કે જે મોટામાં મોટો હોય તેઓ પણ પોતાના મુકુટ ઉપર નિરન્તર ચાહના કરીને ધારણ કરો. તે ધરતામાત્રમાં જ તત્કાલ કિંચિત્ પાપ રહે નહિ, તેને જે એકોવાર પણ ધરે તદપિ તે સન્તના ચરણની રજ જેણે માથે ધરી જ્યારે, ત્યારે સઘળા સદ્‌ગુણ તેનો આશ્રય કરીને રહે છે એવા જે સાધુનો સમાગમ તે સર્વને સુખકારી ગણ્યા છે એ વાત સાચી છે તે શ્રોતા વક્તા બન્નેને ચારે અર્થની પ્રાપ્તિ થાય, તે સાધુના સંગનો અમિત પ્રતાપ છે. તે શ્રીમુખે શ્રીભગવાને પણ કહ્યું છે, અને વેદશાસ્ત્ર પણ એમ કહે છે કે સાધુનો સંગ કરવો સર્વને ઉચિત છે અને જે કોઈ એ માહાત્મ્યથી અજાણ્યા જન છે તે તેને પણ આગ્રહ કરીને ઉપદેશ કરવો કે તમે સત્સંગ કરો એ તમને ઘટિત છે તે વાત પ્રચેતા પ્રતિ શ્રીમહાદેવજી કહે છે કે હરિજનના સંગની વાંચ્છના તે સર્વ કોઇને સુખકારી છે અને તમો પણ પ્રભુ પાસે એ વરદાન માગો કે હે મહારાજ! તમારા જનની સંગતિ મને સદા હોજો, માટે હે સદા પાવન છે ચરણારવિન્દ એવા હે પ્રભો! એક વિનતિ હું કરૂં તે સાંભળો કે–તમારા ચરણારવિન્દ થકી ઉદય થયાં એવાં મહાપાવન રૂપા જે શ્રીગંગાજી તે જ સ્વરૂપને બધા જગતનું પાપ હરનારી એવી જે નદી તેવી બીજી નદી તમારા યશ સ્વરૂપી. એ બન્ને સરિતાઓએ કરીને સકળ પ્રાણી માત્ર જે કોઈ એ ઉભયતાને શરણ જાય, તેનાં સઘળાં પાપ

નાશ પામે હે કૃપાનિધાન! રાગાદિદોષોને નશાડે, અને સુશીલાદિ સઘળા ગુણને લાવે એવો સુસંગ મુને સદાકાલ આપો. હે પ્રભુ! એ વરદાન હું માગું છું, તે મુને કૃપા કરીને આપો તેનું વચન ચતુર્થે પૃથુવાક્ય શ્લોક—

तेषामहं पादसरोजरेणुमार्यावहेयाधिकिरीटमायुः ।
यं नित्यदा बिभ्रत आशु पापं नश्यत्यमुं सर्वगुणा भजन्ति
भा. ४-२१-४३

सङ्गमः खलु साधूनामुभयेषां च सम्मतः ।
यत्संभाषणसंप्रश्नः सर्वेषां वितनोति शम् । भा. ४-२२-१९

ચતુર્થે રુદ્રવાક્ય—

अथानघाङ्घ्रेस्तव कीर्तितीर्थयो-
रन्तर्बहिः स्नानविधूतपाप्मनाम् ।
भूतेष्वनुक्रोशसुसत्त्वशीलिनां
स्यात्संङ्गमोऽनुग्रह एष नस्तव ॥ भा. ४-२४-६०

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે સત્સંગની વાંચ્છના જે કરે તે ઘણી સારી છે, જે વાંચ્છના કરતા માત્રમાં જીવની શોચનામાત્ર મટી જાય, તે વાત પ્રચેતા વખાણીને કહે છે કે—સત્સંગ સઘળા સુખની ખાણ છે, તે જ્યાં સત્સંગ અને પ્રભુની કથા નિરન્તર ઘણી નિર્મલ એવી જ્યાં થાય તે સાંભળતાં રાગદ્વેષાદિદોષ મટી જાય, અને મનને વિષે વિવિધ પ્રકારનો સન્તોષ ઉત્પન્ન થાય, અને જે ઠેકાણે રમાપતિની કથા ભક્તજન ગાન કરીને કહે છે તે થકી જે સહજ ગતિ પ્રાપ્ત થાય, તે તે કેવી ગતિ કે જ્યાં સાક્ષાત્ નારાયણ છે, તે ગતિ સંન્યાસી પરમ પ્રયાસે પામે છે, તે એ કથા મુક્તજનથકી શ્રવણ કરનારો

તે ગતિ સહજ પામે, અને વળી એવા જે મોટા સન્તજન તે પૃથિવી ઉપર વિચરે છે; તે શા માટે? કે–તીર્થમાત્રને પાવન કરવા માટે. એવા જે સન્ત તેનો સંગ સંસાર તરવા ઇચ્છે તે કેમ ન કરે. એટલે કરેજ; અને એ સત્સંગતિ કલ્યાણનિધિ છે તે એ વાત કહી તે પ્રમાણ છે. પણ અસત્સંગમાં દોષ શો છે એવો કોઈ સંશય જે કોઇ કરે તેનું કારણ હવે કહે છે કે–મહત્ પુરુષની સેવા જે કરે તે મુક્તિનું દ્વાર વિનાશ્રમે પામે; અને સ્ત્રીજનના સંગીનો સંગ જે કરે છે તેને સંસારનું દ્વાર મલે છે, તે કેવું કે કો કાલે છુટે નહિ એવું. અને જે કોઈ ભગવદીયની સેવા કરે છે તેનાં લક્ષણ શ્રીઋષભદેવજી કહે છે કે–તે પરમશાન્ત હોય અને સમાનચિત્ત એવો સ્વભાવ હોય, અને ક્રોધરહિત હોય અને કોઈ વાત ઉપર મમતા ન હોય અને નિરન્તર સદાચાર સહિત રહે, અને અહંકારનું વચન કદાપિ ન કહે, ઇત્યાદિ લક્ષણ તેમાં હોય, વળી તેવા સન્તનાં લક્ષણ શ્રીઋષભદેવજી કહે છે કે અખિલ લોકનો પતિ એવો જે હું ભગવાન્ તે કેવલ મારી સાથે સ્નેહ કરે તે જન બુદ્ધિવાળા જાણવો. અને જેની કામનાઓ સકલ મનથકી પૂર્ણ થઈ ચૂકીઓ છે તેમને મહત્પુરુષ કરીને જાણીએ; અને વળી વિષયાદિમાં લેશ માત્ર જેનું ચિત્ત નથી, અને એક મારા ચરણારવિન્દમાંજ સ્નેહ હોય, તે વિના સઘળે ક્લેશ દેખે, અને તે પોતાના ઘરમાં વસે, પણ નિરભિમાનપણે વસે, અને સુત, ગૃહ, દારા, બન્ધુ, ધન ઇત્યાદિ વિષે કિંચિત્ પ્રીતિ જેને નથી, અને તે ઘરને વિષે એવો થઇને રહે કે સઘળી વાતની આશાનો ત્યાગ કરીને એવો જે મારો દાસ હોય તેને ગૃહસંસારનો બાધ કશો લાગે નહિ. તેનાં વચન–

પ્રચેતાવાક્ય શિવપ્રતિ—

यत्रेड्यन्ते कथा मृष्टास्तृष्णायाः प्रशमो यतः ।
निर्वैरं यत्र भूतेषु नोद्वेगो यत्र कश्चन ॥
यत्र नारायणः साक्षाद्भगवान्न्यासिनां गतिः ।
संस्तूयते सत्कथासु मुक्तसंङ्गैः पुनः पुनः ॥
भा. ४-३०-३५+३६

तेषां विचरतां पद्भ्यां तीर्थानां पावनेच्छया।
भीतस्य किं न रोचेत तावकानां समागमः॥ भा. ४-३०-३७

પંચમે ઋષભદેવવાક્ય—

महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां सङ्गिसङ्गम् ।
महान्तस्ते समचित्ताः प्रशान्ता विमन्यवः सुहृदः साधवो ये ॥
भा. ५-५-२

ये वा मयीशे कृतसौहृदार्था जनेषु देहंभरवार्त्तिकेषु ।
गृहेषु जायात्मजरातिमत्सु न प्रीतियुक्ता यावदर्थाश्च लोके ॥
भा. ५-५-३

વળી કહે છે કે—કાલના ભયથી છોડાવીને શ્રીપુરુષોત્તમની પ્રાપ્તિ ન કરાવે તે સર્વનો સંબંધ જુઠો જાણવો. તે કયાં કયાં કે પ્રથમ તો શ્રીપ્રભુની પ્રાપ્તિ ન કરાવે તે ગુરુપણ નહિ, અને બીજાં સજ્જન તે પણ નહિ, અને પિતા માતા તે પણ નહિ, અને તે દેવ પણ નહિ, અને તે પતિ પણ નહિ, જે સંસારનું બંધન ન છોડાવી શકે, અને ગુરુ નહિ કહ્યા તે શા માટે કે—પ્રભુની પ્રાપ્તિ ન કરાવી ત્યારે ગુરુનામ ન ઠર્યું; એ નામની વિપરીતતા આવી, અને પિતા નહિ કહ્યો તે શા માટે ? કે—પુત્રનું જતન કરે તે પિતા, તે કાલના મુખથકી તો ઉગારી ન શકયો, ત્યારે શાનો પિતા ? એટલે નહિ જ, અને દેવ જે

દેવ, તે પોતાનું સુરત્વ કરીને કાલના મુખ થકી ઉગારી ન શકયો, ત્યારે તે પણ વ્યર્થ. એની પૂજા કરવી ઘટિત નહિ, મૃત્યુ આગળ બલ ન ચાલ્યું, ત્યારે એ ઇત્યાદિ સઘળે ઠેકાણે એજ રીતિ સમજવી કે ઉપકાર ન કરી શકયા, ત્યારે એ સર્વ વિપરીત ઠર્યું; અને શ્રીહરિની ભક્તિ તે વિષે સહાયભૂત ન થાય ત્યારે સુતદારાદિ સર્વ વ્યર્થ જાણવું, માટે નિપુણજન છે તે એટલા સારૂ શ્રીહરિ વિના કોઈની સાથે સ્નેહ નથી કરતા. એ વાતને શ્રીપ્રહ્લાદજી પુષ્ટ કરીને કહે છે કે હે પ્રભો! કોઇ સાથે કદાપિ મારા મનને સંગ સ્નેહ ન થશો, અને કદાપિ ભાગ્યબલે કરીને કંઇ પ્રીતિ થાય તો તમારા ચરણારવિન્દને વિષે જેને પ્રીતિ હોય તેની જોડે થજો હે નાથ! એ હું માગું છું, જે દારા ધન, સુત આદિ જે તેનો સંગ મુને રખે થાઓ એટલું જ કૃપા કરીને મુને આપો. બીજું હું કાંઈ ચહાતો નથી, અને જે કોઈ ભગવાનનો સંગી છે અને જેની પ્રાણવૃત્તિ નિત્ય શ્રીહરિમાં લાગી હોય તે પ્રપંચથી સન્તોષ પામ્યો હોય, તે તુરત સિદ્ધિને પામે. જેને ગૃહાદિને વિષે આસક્તિ ન હોય તે તે સિદ્ધિ તે કેવી? કે—શ્રીહરિની સેવા કરવી બીજી સિદ્ધિ એ ઠેકાણે ન ગણવી. ત્યારે વળી કોઇ એ ઠેકાણે એમ કહેશે કે—હૃદયને વિષે અનેક સંભાવના અને ઘણી ભાતના કુતર્ક હોય તે કેમ સત્સંગતિ કરી શકે? તે ઠેકાણે રહુગણ રાજા એમ કહે છે કે—મહજ્જનનો અલ્પ માત્ર પણ સંગ થાય તો મહાકલ્યાણને આતશય કરે અને વળી કહે છે કે જન્મ તો ઘણાએક છે, પણ જેમાં અતિ ઉત્તમ જન્મ મનુષ્યનો છે તે સર્વને ગમે એવો, એ વિના બીજો જન્મ શ્રેષ્ઠ ન જાણવો, કે—દેવાદિ બીજા જન્મ જે વખાણે છે તે સઘળા સ્વર્ગાદિક જન્મ મોટા જને તુચ્છ કરીને માન્યા છે. તે શા માટે? કે—ત્યાં

શ્રીભગવાનના ભક્ત નથી અને અહિં નર તનુમાં ભૂતલ વિષે હૃષિકેશ જે શ્રીકૃષ્ણ તેના ગુણ ગવાય છે, તે ગાતાં શીઘ્ર નિર્મલ હૃદય થઈ જાય છે, તે વળી ગુણગાન એવું છે કે જોરાવરી હૃદય પવિત્ર કરે છે. એવા સન્ત વિના સુરપુરાદિ જે જે સ્થલ છે તે સર્વ દુઃખનાં ધામ છે. વળી સત્સંગતિનું સુખ રાજા રહુગણ અતિશય વખાણ કરીને કહે છે કે હે પ્રભો! તમારા ચરણકમલની રેણુ અતિશય પાવનકારી છે, અને તે રેણુમાં ઘણાએક બીજા મોટા ગુણ છે તે ચરણ રેણુને નિરન્તર જે જન સેવે છે તે પરમભક્તિને પામે એ વાતમાં કાંઇ આશ્ચર્ય નથી. અને પાપ સઘળાં બળી જાય, અને નિર્મલબુદ્ધિ સારી થાય. એ પ્રતાપ કાંઈ ઘણો મોટો નથી. તે શા માટે કે? હે દ્વિજરાજ! બે ઘટિકા મુને તમારો 'સંગ થયો તે થકી મારૂં દુસ્તર એવું જે ભવબન્ધન તે મારૂં છુટી ગયું, અને કુતર્કમાત્ર મટી ગયા. વિવેક સહિત વળી કહે છે કે–સન્તના ચરણ રજની સેવા કર્યા થકી અનાયાસે શ્રીહરિની શુદ્ધ ભક્તિ પામે તે વાત શ્રીપ્રલ્હાદજી કહે છે- સન્તજનના ચરણરજ સેવ્યા વિના શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ ન પમાય, અને તે સન્ત કેવા કે– અકિંચન અને સાધુ, અને દીનજનના બન્ધુ જેમાં અગાધ સુબુદ્ધિ છે તેના ચરણકમલની રજ જ્યાં લગી મસ્તક ઉપર ન ધરે ત્યાં લગી કમલનયન આર્તબન્ધુ એવા જે શ્રીહરિ તેના ચરણારવિન્દને વિષે તેની બુદ્ધિ સ્પર્શ કરી ન શકે. તે સ્પર્શ થયા વિના સઘળાં દુઃખ મટી જાય નહિ. બીજા કોટી ઉપાય કરો તદપિ. તે વાત પુષ્ટ કરી જડભરત મુનિ રાજા રહુગણ પ્રત્યે કહે છે કે હે રહુગણ! એવું સુખકારી મહજ્જનના પદની રજ બરોબર કોઇ નથી તે મહજ્જનના પદની રજ મસ્તક ઉપર

અભિષેક થયા વિના શ્રીરાધિકારમણની ભક્તિ વિવેક સહવર્તમાન કદાપિ ઉદય ન થાય. બીજા ઉપાય ઘણા કરો તદપિ. તે ઉપાય કયા ? તે કહે છે કે—યજ્ઞ, તપ, અને વળી ગૃહત્યાગ અને વળી વેદ પાઠ અને મોટાં તીર્થનો જલસ્પર્શ, અને પંચાગ્નિ સેવન, અને સૂર્ય ચન્દ્ર ઉપાસન, ઈત્યાદિ કૃતિ કર્યા થકી પણ મહજ્જનનો રજોભિષેક થયા વિના નિષ્પાપ થઈને શ્રીહરિની ભક્તિ ન પામે. વળી એ પ્રસંગને પુષ્ટ કરવાને માટે શ્રીપ્રલ્હાદજી કહે છે કે—સન્તજનની ચરણરજનો સ્પર્શ થયા વિના કોઈ સંસારમાં તરેજ નહિ. તે કેમકે તનધારીના અપાર ભોગ છે, તે ક્યા કે ઈન્દ્રિઓ પોષણરૂપી અને વળી સ્વર્ગાદિક ક્રમે ક્રમે બ્રહ્મલોક પર્યન્તના જે વૈભવ તે સર્વ નાશવંત છે. માટે હું તેને ચાહતો નથી. તે શા માટે હું ગ્રહણ નથી કરતો. તે એટલા સારૂ કે—અતિશય પ્રચંડ એવું જે તમારૂં કાલ સ્વરૂપ તેણે કરીને કંપિત તે સર્વ છે; માટે હે નાથ ! હું તે કોઈની ચાહના નથી કરતો, એક તમારા નિજજનનો સંગ અખંડ ચાહું છું તે મુને કૃપા કરીને આપો. હે નાથ ! વળી હે પ્રભો ! તમે મુને જેવી કૃપા કરી, તે મારી જાત પંકિત કુલ ઈત્યાદિ કશું જોયા વિના. એ રીતે પૂર્વે તમો પણ આત્મમત કર્યો છે કે—તે નારદજી કેવા કે—જેની કૃપાબલે હું આવી સુબુદ્ધિ પામ્યો છું, તેનો અનુગ્રહ હું શી રીતે વર્ણન કરી શકું ! તે કાંઈ એક થોડાએકમાં વર્ણન કરૂં છું. કે—સંસારરૂપી ઉંડો કૂપ કેવો કૂપ કે માંહ્ય સર્પ ભરેલા અને જલરહિત, અને વળી કામવાસના પ્રતિદિન વધતી જાય એવો, એવા કુવામાં હું પડયો હતો તે ઠેકાણે મુને અતિશય દુઃખી જોઈ ને પરમ દયાળુ એવા જે શ્રીનારદજી; તેણે મુને તે કૂપમાંથી કાઢીને, ભક્તિદાન કરીને

ન્યાહાલ કર્યો—હે પ્રભો ! દીનદયાલો ! હું તમારો કિંકર છું, એ કૃપા જે નારદજીએ મુને કરી તે હે નાથ ! હું કેમ ભૂલું, તે તમે જે મુને ન્યાહાલ કર્યો છે તે નારદ મુનિની કૃપા વડે સંસારરૂપી કૂપમાંથી કાઢયો. હે દીનદયાલો ! હે પ્રભો ! મુને સદા તમારા દાસનો સંગ આપજો. તે શા માટે ? કે—ભગવર્જ્જનના સંગને પ્રસાદે શ્રીકૃષ્ણની ગુણ કથા શ્રવણ થાય, તે કથામૃત શ્રવણ પટમાં પડ્યા થકી અતિશય રુચિ તમારે વિષે ઉત્પન્ન થાય, તે નિરન્તર સુખ માનીને સાંભળે તેના હૃદયમાં હે શ્રીહરિ ! તમો અખંડ નિવાસ કરો છો, તે થકી પછી તેનું સમૂલ પાપ નાશ પામે. તે કેવું કે કુમતિ જટિત જે સંચિત બધું; (હોય, તે બધું.) અને હે પ્રભો ! તમારી કથા ગુણનો અપાર પ્રભાવ છે, તે સાંભળતા માત્રમાં જ દુસ્તર સંસારરૂપી સમુદ્રનો પાર પામે, ત્યારે કોઈ કહેશેકે—ગંગાદિ નદીઓમાં સ્નાન કરે તેથી શું ભવ ન તરાય ? ત્યાં કહે છે કે—તે શ્રીગંગાદિક અંગજનિત પાપ હોય તેને બાળે, પણ સંચિત પૂર્વનાં પાપ જે તેને સમૂલાં ટાળી ન શકે, અને વળી તમારા દાસનો સંગ કરે તો સંસાર તરીને તમારા પદને પામે, તે એવી ભગવદીયજનની સેવા શ્રીનાથજી ! તે કોણ તજે ? તેનાં વચન—

गुरुर्न सः स्यात् स्वजनो न सः स्यात्।
पिता न स स्याज्जननी न सा स्यात्
दैवं न तत्स्यान्न पतिश्च सः स्यात्
न मोचयेद्यः समुपेतमृत्युम्॥ भा॰ ५-५-१८

સપ્તમે પ્રલ્હાદવાક્યં—શ્લોક

मागारदारात्मजवित्तबन्धुषु संगो यदि स्याद्भगवत्प्रियेषु नः

यः प्राणवृत्त्या परितुष्ट आत्मवा-
न्सिद्ध्यत्यदूरान्न तथेन्द्रियप्रियः॥ भा. ५-१८-१०

यत्संगलब्धं निजवीर्यवैभवं
तीर्थं मुहुः संस्पृशतां हि मानसम्।
हरत्यजोऽन्तः श्रुतिभिर्गतोङ्गजं
को वै न सेवेत मुकुन्दविक्रमम्॥ भा. ५-१८-११

પંચમેરહુગણુવાકય ભરતપ્રતિ શ્લોક

अहो नृजन्माखिलजन्मशोभनं
किं जन्मभिस्त्वपरैरप्यमुष्मिन्।
न यद्धृषीकेशयशः कृतात्मनां
महात्मनां वः प्रचुरः समागमः॥ भा. ५-१३-२१

न ह्यद्भुतं त्वच्चरणाब्जरेणुभिर्हतांहसो भक्तिरधोक्षजेऽमला।
मौहूर्तिकाद्यस्य समागमाच्च मे दुस्तर्कमूलोपहतोऽविवेकः॥
भा. ५-१३-२२

नैषां मतिस्तावदुरुक्रमाङ्घ्रिं स्पृशत्यनर्थापगमो यदर्थः।
महीयसां पादरजोभिषेकं निष्किञ्चनानां न वृणित यावत्॥
भा. ७-५-३२

जडभरत वाक्य रहूगण प्रति—
रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद्गृहाद्वा।
न छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोभिषेकम्।
भा. ५-१२-१२

સપ્તમે પ્રહ્લાદ વાક્ય—

तस्मादमूस्तनुभृतामहमाशिषोऽज्ञ
आयुः श्रियं विभवमैन्द्रियमाविरिञ्चात्।
नेच्छामि ते विलुलितानुरुविक्रमेण
कालात्मनोपनय मां निजभृत्यपार्श्वम्॥ भा. ७-९-२३

एवं जनं निपतितं प्रभवाहिकूपे
कामाभिकाममनु यः प्रपतन्प्रसङ्गात्।
कृत्वात्मसात्सुरर्षिणा भगवन्गृहीतः
सोऽहं कथं नु विसृजे तव भृत्यसेवाम्॥ भा.७-९-२८

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે—ત્યારે કોઈ એમ કહેશે કે યત્ન કરીને સાધુને સેવીએ, ત્યારે શ્રીભગવાનને પામીએ, ત્યારે સાક્ષાત્ સ્વતંત્ર પ્રભુને સેવીએ ત્યારે શું પ્રભુને ન પામીએ? ત્યાં શ્રીપ્રભુજી પોતેજ દુર્વાસામુનિ પ્રત્યે કહે છે કે—હે મુનિ! હું સ્વતન્ત્ર નથી, હું તો મારા ભક્તને આધીન છું, તે માટે ભક્તના અનુગ્રહ વિના મુને કોઈ પામી ન શકે, કોટિજતન વડે પણ. અને હું તો મને, વચને અને કાયાએ કરીને પણ તેને આધીન છું, અને મારી ક્રિયા પણ તેણે અનુકૂલ આવે એવી છે, અને મારૂં અતિશય ચિત્ત તીયાંણે હરી લીધું છે, તે એવો વર મેં પ્રથમથી ઘણી ભાંતિએ કરી (તેમને) તીયાંને આપી મુકયો છે. માટે હે વિપ્ર! અમારૂં જે અદ્‌ભુત રૂપ છે; તે પણ મુને પ્રિય નથી, અને શ્રી પણ મુને તેવી પ્રિય નથી; કે જેવા મુને મારા ભક્તજન વહાલા છે, અને તે મારા ભક્તને કેવલ હું ગતિરૂપ છું. અન્તે તે હું વિના બીજા કશા સુખને માનતા નથી; તે કેવલ એક મારાજ ગુણગાન કરે છે, અને તે પોતાના સુત, દારા, ધન અને ઘરઆદિ

સઘળો પરિવાર તજીને એક મારે શરણે આવે છે, અને વળી આલોક તથા પરલોકનું સુખ પણ તેણે મુજ માટે તૃણવત્ જાણીને ત્યાગ કર્યું છે, તે તેને હું ત્યાગી કેમ શકું? હે મુને! હું સત્યવ્રત છું, અને કરુણાવન્ત મારૂં હૃદય છે. ત્યારે એ ઠેકાણે વળી કોઇ સંશય કરે કે–તે ભકત તો પોતાના સ્વાર્થ માટે તમારે શરણ આવે છે. પણ એમાં તમને તેણે શો પાડ કર્યો છે? જે તમે તેને અધીન થઇ ગયા છો? હે નાથ! ત્યારે તે ઠેકાણે શ્રીપ્રભુજી કહે છે કે–હે મુનિવર! જે કોઇ સમદર્શી સુમતિવાળા મારા ભક્ત છે તેણે મારૂં હૃદય જીતી લીધું છે, અને તેણે મુને અનન્ય ભક્તિભાવે કરીને મુને વશ કરી લીધો છે તે માટે હું તેને અધીન થયો છું, તે કોની પેઠે કે–જેમ પતિવ્રતા કોઇ સ્ત્રી ઉત્તમ હોય તે પોતાના જેમ પતિને વશ કરીલે તેમ મુને અનન્ય ભકતે વશ કરી લીધો છે. તે અનન્ય ભક્તને કેવલ મારી સેવા છે તેજ પરમ ફલ રૂપ છે. સેવા વિના ચાર પ્રકારની મુક્તિ સાયુજ્ય સહિત હું આપું છું તદપિ તે નથી લેતા, તે શા માટે કે– મારી સેવાએ કરીને મનકામના પરિપૂર્ણ થઇ ગઈ છે, અને બીજી અપેક્ષા કોઈ વાતની તેને રહેતી નથી. અને જે મોક્ષના સુખને પણ મનમાં નથી લાવતા; તો તેને સ્વર્ગાદિ સુરલોકનો ભોગ તે શા લેખામાં છે? એટલે નથીજ. માટે દુર્વાસામુનિ એવા જે મારા અનન્ય ભક્ત છે; તે મારા હૃદયમાં અખંડ વસે છે, અને તે ભક્તના હૃદયમાં અખંડ મારો નિવાસ છે. અને મારા વિના તે બીજા કોઇને જાણતા નથી, અને હું પણ તે વિના બીજું કાંઈ પ્રિય જાણતો નથી, ત્યારે કોઈ એમ સન્દેહ કરે કે–બીજા દેવતાનું નાના પ્રકારે આરાધન કરે તો

તેને શ્રીભગવાન્ મળે એ વાત તો સંભવે, પણ ભકત તો બરા, પણ મનુષ્યરૂપ છે તેને સેવે શ્રીહરિ કેમ મલે! તેનો ઉત્તર શ્રીકૃષ્ણચન્દ્ર કહે છે કે—જે કોઈ મારી ભક્તિ પામવા ઈચ્છે તે નિરન્તર મારા અનન્ય ભકતને જ સેવે, અને તે દેવતાને સેવ્યામાં શી ખામી છે; તે કહે છે કે દેવતા તો બધાએ પોતાના સ્વાર્થના બેલી છે. સદાકાલ સર્વ રીતે એ ખામી છે, અને શ્રીહરિના ભક્ત જે છે તે તો સદાકાલ મને કર્મે વચને કરીને પારકું હિત જ ચાહે છે—એ દેવતા કરતાં હરિભકતમાં એ મોટો ઉત્તમ ગુણ છે; એમ સમજવું. તેનાં વચન નવમસ્કન્ધમાં ભગવદ્વાકય દુર્વાસાપ્રતિ—

अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥
नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना।
श्रियं चात्यन्तिकीं ब्रह्मन् येषांगतिरहं परा ॥
ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम्।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥
मयि निर्बद्धहृदयाः साधवः समदर्शनाः
वशीकुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ॥
मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम्।
नेच्छन्ति सेवया पूर्णाः कुतोन्यत्कालविप्लुतम् ॥
साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम्।
मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि भा.९.४-६३

દશમે અક્રૂરપ્રતિ શ્રીકૃષ્ણચન્દ્ર વાકય—

भवद्विधा महाभागा निषेव्या अर्हसत्तमाः।
श्रेयस्कामैर्नृभिर्नित्यं देवाः स्वार्था न साधवः॥भा.१०-४८-३०

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે–એટલા કારણ માટે કે–**પ્રભુદાસ તેજ એક સેવન યોગ્ય છે,** તે વિના બીજું કોઈ નથી, તે શા માટે? કે–તેના સમીપ જતા માત્રમાં જ મનની અભિલાષા સકલ પૂર્ણ કરે. માટે જે જન અતિકલ્યાણ પોતાનું ચહાય તેને સત્સંગતિ વિના બીજો ઉપાય નથી. તે રાજા મુચુકંદ ઘણા પ્રકારે કરીને કહે છે કે–ભગવદીયજનના સંગ વડે સર્વ સુખની પ્રાપ્તિ થાય; અને મન શાન્તિ પામે. અને હે અચ્યુત! એ નરને ભવબન્ધન છુટવાનો સમય આવે ત્યારે તેને સત્સંગ મળે. તે સત્સંગ મળે, તે પણ ક્યારે? જ્યારે તમો અનુગ્રહ કરો ત્યારે તે સત્સંગ મળે. ત્યારે હે નાથ! તમારા રૂપનું તેને જ્ઞાન થાય તે તમે કેવા છો? કે–ઈન્દ્ર, મુનીશ્વર, બ્રહ્મા, અને મહાદેવજી, એ સર્વના ઈશ તમો છો. તે તમારે વિષે ગાઢભક્તિ વૃદ્ધિ પામે, તે જ્યારે સત્સંગને વિષે પ્રીતિ ઉપજે ત્યારે; અને એ સત્સંગને પ્રતાપે તમારા ચરણારવિન્દને પામે, તે પામ્યો તે નર કૃતકૃત્ય થયો જાણવો. તે સત્સંગતિ વિના હે પ્રભો! તમારી ભક્તિની પ્રાપ્તિ તત્કાલ ન થાય. તે સત્સંગ એક ક્ષણ માત્ર પણ થયો હોય તો તત્કાલ મહાફલની પ્રાપ્તિ થાય, અને સુબુદ્ધિ થાય. તે એ વાતને પુષ્ટ કરવાને કાજે શ્રીભગવાન્ કહે છે કે–જલમય તીર્થ પણ પૃથ્વી ઉપર ઘણા એક છે, અને શિલા મૃન્મય દેવ પણ પૃથ્વી ઉપર ઘણા છે. તે એ તીર્થ અને દેવાદિ તત્કાલ પાવન નથી કરતા, અને સાધુજન જે કોઈ છે તે તો દર્શન થતા માત્રમાં જ સર્વ કોઇ નીચ જન હોય તદપિ તત્કાલ પાવન કરે, ત્યારે તેનાં પાપમાત્ર દૂર થયાં, અને અન્તઃકરણ નિર્મલ થયું. ત્યારે તે સર્વને મારી ભક્તિ ઉત્પન્ન થાય, અને વળી મારી ભક્તિની બરાબર જે કોઈ

વિવેકી જન હોય તે બીજા દેવતાને કદાપિ ન માને, તે શા માટે ? કે–તે તો નિરન્તર સ્વાર્થ વડે પ્રીતિ કરનારા છે, એવા ભગવદીય કાંઇ સ્વાર્થે પ્રીતિ કરનારા નથી, એતો સહજ પરમ પરમાર્થી છે, તે માટે મારા ભક્ત બરાબર સર્વ દેવ ન કહેવાય. એ વાત તો કહેવા દ્યો; તે શા માટે ? કે–મારા ભક્તનો સંગ દેવતાને પણ દુર્લભ છે. માટે હવે રાજા મુચુકંદ કહે છે કે અહો મારૂં મોટું ભાગ્ય ! અને જન્મધર્યાનું ફલ હું આજ પામ્યો; અને મારૂં મન પરમ આનન્દ સુખમાં ભરાઈ ગયું છે. તે શા માટે ? કે–હમણાં મેં તમારા ચરણકમલ દીઠા; તે એ થકી આગળ બીજો શ્રેષ્ઠ પદાર્થ કાંઈ છે જ નહિ. તે શા માટે ? કે–દેવતાને પણ તમારું દર્શન નથી થતું. અતિશય દુર્લભ છે, તે જેને વેદ સરખા પણ અતિશય પરમ પાવન કરીને ગાય છે, તે હે પ્રભો ! તમારું દર્શન હું આજ સાક્ષાત્ પામ્યો. ત્યારે શ્રીપ્રભુજી કહે છે રાજા મુચુકુંદ પ્રત્યે કે–હે રાજા ! તારુ દર્શન જેને થાય, તે જેણે અતિશય પુણ્ય તથા તપ કર્યાં હોય, અને મોટા તીર્થમાં ઘણા કાલ સ્નાન કર્યાં હોય અને દેવતાઓની પ્રતિમાઓને ઈષ્ટદેવ કરીને માન્યા હોય, તે તેને તારું દર્શન અને અંગસ્પર્શ, અને તારો સત્સંગ થાય અને પ્રશ્ન પુછવાનો સમય આવે. માટે જેને તારું દર્શન થાય તેનું અહોભાગ્ય જાણવું. તેનાં વચન દશમે મુચુકંદ વાક્ય—

भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युत सत्समागमः
सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ परावरेषु त्वयि जायते मतिः॥१॥
भा. १०–५१–५४

दशमे भगवद्वाक्यं श्लोकः—

न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः
ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः॥ १०–४८–३१

अहो वयं जन्मभृतो लब्धं कार्त्स्न्येन तत्फलम्
देवानामपि दुष्प्राप्यं यद्योगेश्वरदर्शनम्
किं स्वल्पतपसां नृणामर्चायां देवचक्षुषाम्।
दर्शनस्पर्शनप्रश्नप्रह्वपादार्चनादिकम्। भा. १०-८४-९-१०

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે—ભક્તિનું પ્રતિબંધક રૂપ જે પાપ તેને જે કોઇ નાશ કરવાને ચાહે, તે અગ્નિ આદિ જે ઘણા દેવ છે; તેને સેવીએ, ત્યારે શું પાપ ન જાય? એટલે જાયસ્તો. પણ એમ જે સંગ કરે તે દેવ કીયા? તેનું નામ કહે છે કે—એક તો અગ્નિ, બીજો ચન્દ્રમા, ત્રીજો સૂર્ય, ચોથી પૃથ્વી, પાંચમું જલ, તારાગણ અને આકાશ, બધું ઇત્યાદિ જે ઘણા દેવની કરોડ વિધિએ કરીને સેવા કરીએ, તદપિ ભક્તિના પ્રતિબન્ધક રૂપ જે પાપને કદાપિ ટાળી ન શકે, અને એ દેવ જે કહ્યા તે પોતાનું પારકું એ ભેદ ઇયાંનાં (એમના) ટળ્યા નથી, અને એ પોતાના સ્વાર્થ વડે પ્રીતિના કરનારા છે, અને ભગવદીયજન કેવા છે? કે—નિશ્ચલ દૃઢ બુદ્ધિ જેની છે, તેની અલ્પ માત્ર જો કોઇ સેવા કરે તો તેનાં ભકિત પામવા વિષે પ્રતિબન્ધક રૂપ જે પાપ તેને સમૂલાં ટાળે, એવા જે ભગવદીયજન (તેમને) તીયાંને છોડીને પોતાના દેહને વિષે આત્મબુદ્ધિ રાખે છે, તે સ્ત્રી પુત્રાદિને પોતાના કરીને જાણે છે, અને વળી દેવતાનાં સ્વરૂપ છે તેને પ્રતિમાઓ કરીને માને છે, અને મોટા તીર્થને જલ કરીને માને છે, અને તેજ રીતે મોટાં ભગવદીયોને પણ મનુષ્ય કરીને માને છે, તે એવી બુદ્ધિવાળા જે જન છે તીયાંને (તેહને) વૃષભ, ખર તુલ્ય જાણવા. વળી કોઇ એવો સન્દેહ કરે કે—સઘળાં પાપ શ્રીહરિના ભકત કેમ નાશ કરે? એવું તીયાંની (તેમની) પાસે

શું સામર્થ્ય છે? તેનો ઉત્તર, રાજા ભગીરથ શ્રીગંગાજી પ્રત્યે કહે છે કે–હે શ્રીગંગે! તે તારામાં પાપીજન સંબંધી પાપ આવે તેને ટાળવાનો ઉપાય તેં પુછયો, તે હે દેવિ! તુને હું બતાવું કે–જે મહા મોટા સાધુજન છે તે કેવા કે–કેવલ શ્રીહરિના ચરણારવિન્દની ભકિતમાં જેનાં મન નિરન્તર લપટાઈ રહ્યાં છે. અને સઘળી કામનાઓ થકી રહિત થયા છે, અને જેનો ઘણો શાન્ત સ્વભાવ છે, ઇત્યાદિ શુભગુણવાળા જે ભગવદીય છે તીહાંના (તેમના) અંગના સંગવડે કરીને હે માજી! જે તું મોટા અઘના ઓઘ કઠોર જે હશે તે તત્કાલ મટી જશે. અને તે ભગવદીયજનના સંગ વડે સકળ પાપ ટળે. એમાં કાંઈ આશ્ચર્ય નથી. તે કેમ કે તે ભગવદીયજનના જે કોઈ સંગી છે, તે પણ બીજા જીવનાં પાપ ટાળે, એવું બલ તો સન્તના સંગીમાં છે; તો પછી ભગવદીય અઘનાશક હોય તેમાં શું કહેવું? તે શા માટે? કે–તીયાંના (તેમના) હૃદયકમલમાં સદા સર્વદા શ્રીપુરુષોત્તમ નિવાસ કરીને રહ્યા છે માટે એવા ને મોટા શ્રીહરિના ભકત, તે સર્વને સદાકાલ સુખના આપનારા છે. અને બીજા દેવને ભજે તેમાં તેવો લાભ નથી. શ્રીહરિના ભકતના સંગમાં જેવો છે તે શા માટે? કે–દેવતા તો પૂજા–વિધિમાં જો અવલું પડે તો ઉલટા દુઃખના દેનારા છે. તે શ્રીવસુદેવજી શ્રીનારદજી પ્રત્યે કહે છે કે–દેવતા તો કોઈ સમય સુખ આપે અને કોઈ સમય દુઃખ પણ આપે, અને ભગવદીયજન જે છે તે તો મનુષ્યને સદા સુખના જ આપનાર છે, અને જો કદાપિ કોઈ ચૂકે તો તદપિ ખીજીને દુઃખતો ન જ આપે. માટે હે શ્રીનારદજી! તમે પણ તેવા જ ભક્તરાજ છો, અને વળી દેવ છે તેતો કેવા

છે? કે–જેવી વિધિએ જે ભજે તેને તે વિધિએ તેટલું જ ફલ આપે, અને તે દેવતાની રીત કેવી છે? કે–છાયાની પેઠે, તે કેમ? કે–જે છાયાને અર્પણ કરીએ, તે છાયાને પહોંચે, તદ્વત્ સમજવું. જે જેવું કર્મ કરે તેને તેવું ફલ મલે, અને ભગવદીયજન જે કોઇ છે, તે તો દીનતાના દેખતામાત્રમાં જ વાત્સલ્ય કરે એવું જેનું સદા ચિત્ત છે, અને જેના મનને વિષે નિરન્તર કૃપાનો નિવાસ જ રહે છે, અને તે પારકું દુઃખ દેખી શકતા જ નથી કદાપિ; અને તેના દુઃખ દોષ હરીને સઘળાં સુખને આપે. તેવા સન્તજનનો પ્રભાવ રાજા જનક કહે છે કે–શ્રુતિપુરાણ મુનિજને પણ ગાયું છે કે–અનેક જન્મમાં પ્રાણી ધરે તે મનુષ્યજન્મ જે કોઇ છે તે અતિશય દુર્લભ છે, તે ઘણો સારો તો છે, પણ ક્ષણભંગુર છે, અને તે સર્વ પુરુષાર્થનું સાધન રૂપ છે, અને તેમાં વળી સન્તજનનો સમાગમ, તેતો અતિશય જ દુર્લભ છે. તે સન્તજન તે કેવા? કે–શ્રીહરિના અત્યન્ત પ્રિય એવા હરિ જેને અત્યન્ત પ્રિય છે નિરન્તર, તેવા ભગવદીયોનો સંગ અતિશય દુર્લભ છે. તેટલા માટે આ મનુષ્યજન્મ ઉત્તમ પામીને સર્વ મુકીને મોટા સન્તજનના ચરણારવિન્દને વિષે સ્નેહ કરવો. હવે આ અહીંઆં અધિકારીનો કાંઇ નિયમ નથી. સર્વ સાધન થકી શ્રેષ્ઠ હરિજનનો સંગ છે. તે શ્રીકૃષ્ણચન્દ્ર શ્રીઉદ્ધવજી પ્રત્યે કહે છે કે હે ઉદ્ધવ! યોગાદિ જે જે સાધન તેનાથી કોઇ મને વશ કરી શકે એવું નથી. તે તે સાધન કયાં કે? આસનાદિ જે યોગ ધારણ કરે અને વળી સાંખ્ય યોગ યથાવિધિ સાધે; અને વર્ણાશ્રમના ધર્મ પાળે; અને હિંસા રહિત ધર્મ બહુ પ્રકારના કરે; અને વેદ ભણે; અને અનેક પ્રકારના જાપ કરે; અને કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ વ્રત કરે, અને સંન્યાસ ધર્મ સાધે; અને અગ્નિહોત્રાદિ યજ્ઞ કરે કૂપતડાગાદિ ધર્મશાલાઓ બંધાવે;

અને મોટાં મોટાં દાન કરે; અને સઘળાં તીર્થ કરે; અને બીજાં વ્રત પણ કરે, અને સર્વ દેવતાની સેવા કરે; અને વળી યમધ-ર્માદિક કરે, ઈત્યાદિ બહુ સાધન કરે; તદપિ પ્રભુ કહે છે કે-વશ કરી ન શકે; જેવો મુને સત્સંગ વશ કરે તેવો. તેનાં વચન

भगवद्वाक्यं श्लोक—

नाग्निर्न सूर्यो न च चन्द्रतारका
न भूर्जलं खं श्वसनोथवाङ्मनः।
उपासिता भेदकृतोहरन्त्यघं विपश्चितो घ्नन्ति मुहूर्तसेवया।
यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके स्वधीः कलत्रादिषु भौम इज्यधीः
यत्तीर्थबुद्धिश्च जले न कर्हिचिज्जने स्वभिज्ञेषु स एव गोखरः।

નવમે ગંગાપ્રતિ ભગિરથ વાક્ય-श्लोक—

साधवो न्यासीनः शान्ता ब्रह्मिष्ठा लोकपावनाः।
हरन्त्यघंतेऽङ्गसंगात्तेष्वास्तेह्यघभिद्धरिः

पुनः એકાદશે વાસુદેવ વાક્ય નારદ પ્રતિ-श्लोक—

भूतानां देवचरितं दुःखाय च सुखाय च
सुखायैव हि साधूनां त्वादृशामच्युतात्मनाम् भा. ११-२-५

પુન—એકાદશે વાસુદેવ વાક્ય—

भजन्ति ते यथा देवान् देवा अपि तथैव तान्।
छायेव कर्मसचिवा साधवो दीनवत्सलाः ११-२-६
दुर्लभो मानुषो देहो देहिनां क्षणभङ्गुरः।
तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठप्रियदर्शनम् ११-२-२८

પુન—એકાદશે ભગવદ્વાક્યં—શ્લોક

व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः।
यथावरुंधे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम् भा. ११-१२-१

વળી સત્સંગનું માહાત્મ્ય કહીએ છીએ કે–શ્રીભગવાન કહે છે કે સત્સંગે કરીને અનેક જન મુને સુબુદ્ધિ પામીને આવી મળ્યા છે. તે કોણુ કોણુ ? તેનાં નામ કહે છે કે દૈત્ય; નિશાચર; પક્ષી; અને મૃગ નાનાપ્રકારના; અપ્સરાઓ; ગન્ધર્વ; ગુહ્યક; સિદ્ધ; નાગ અને ચારણુ; અને વિદ્યાધર; અને મનુષ્ય જાતિ; અને શૂદ્ર; અને સ્ત્રીજન; અને અંત્યજ; ઇત્યાદિ જીવ, રજ તમ પ્રકૃતિ વાળા; જે જે યુગમાં જે જે ઘણા એક થયા તે બધાએ સત્સંગ કરીને સુબુદ્ધિ પામીને મારા ચરણારવિન્દને વિનાશ્રમે પામ્યા. તે એક સત્સંગનાજ બલ વડે, વળી અસુરજન ઘણા મુને પામ્યા છે, તેનાં નામ કહીએ છીએ કે–એકતો વત્રાસુર; અને પ્રલ્હાદજી અને બલિરાજા; વૃષપર્વા; અને ગયાસુર; અને વિભીષણુ; ઇત્યાદિનો અસુરજાતિ, અને વળી બીજી અન્યજાતિ પામ્યા છે તેનાં નામ કહે છે કે–વાનર-જાતિમાં હનુમાનજી; અને સુગ્રીવ; અને પક્ષીની જાતિમાં ગીધ; અને તુલાધાર; (પશુમાં) ગજરાજ; અને હવે કુબ્જા; અને ઋષિપત્નીઓ ગોપીજન સહિત; ઇત્યાદિ સર્વ કેવલ સત્સંગ વડે જ તર્યાં છે. તે કોઇ સાધન વિના કેવલ એક સત્સંગ વડે જ ભવભયભંગ થઇ ગયા છે. તે વાત વળી શ્રીકૃષ્ણુચન્દ્ર કહે છે કે–તેને શ્રુતિઓના ગણુ ભણ્યાનો ખપ નથી. અને સેવાનું પણુ કામ નથી. અને ઘણી એક શાસ્ત્રવિદ્યા ભણ્યાનું પણુ કામ નથી. અને તેણે વ્રત નથી કર્યાં, તપ પણુ નથી કર્યાં, તદપિ એક સત્સંગના બલ વડે વગર કરીએ સર્વ થઈ ચુકેલું છે; તે એક સત્સંગનાજ બલવડે સર્વ નરનારી વિના-શ્રમે મુને પામે, ત્યારે કોઈ કહેશે કે–વ્રજની સ્ત્રીઓને સત્સંગમાં ગણીએ તો તેણે (તેમણે) કોનો સત્સંગ કર્યો છે ? ત્યાં શ્રીકૃષ્ણુચન્દ્ર કહે છે કે તેને (તેમને) મારો સંગ થયો છે.

તે હુમાં, ને મારા ભગવદીયમાં અન્તર નથી; અમો બે એકરૂપ છીએ; એ નિશ્ચયે મનમાં જાણી લેજો. એમ શાસ્ત્રમાં પણ કહે છે કે–ભગવદીયજનના સંગનો પ્રતાપ કાંઈ થોડો નથી. અને અસત્સંગનો અપરાધ પણ ઘણો ભયંકર રૂપ છે, તે અસત્સંગને ત્યાગ કરવાના હેતુને શ્રીનંદરાજકુમાર કહે છે કે–દુષ્ટ સંગનો ત્યાગ કરો અને સત્સંગ સદાકાલ કરો. જે બુદ્ધિવાન્ હોય તે સંગના પ્રતાપ વડે પૂર્વનાં સંચિત મહામોટાં પાપ થાય તે મારી ભકિત પામવામાં અન્તરાય રૂપ એવાં તેને સંગ થતા માત્રમાંજ મારા સન્તજન તે તત્કાલ છેદી નાખે, તે શી રીતે કે–મારી ભકિતનો પ્રતાપ અનેક પ્રકારનો છે તેને ટાળી કરીને શુભ વિવેક આપે, અને વળી આવા જે અસજ્જૅનનો જે સંગ તે થકી જે બીગાડ થાય તે કહે છે કે–અસત્સંગને માર્ગે ચાલે તો તેની સુબુદ્ધિ સદ્ય નાશ પામે, તે નાશ પામ્યા થકી પછી તે વિષયના હેતુ એવાં અપાર કર્મ કરે ત્યારે પાછો ફરીને જન્મમરણના હેતુરૂપ સંસારને તે પામે, તે જેમ પૂર્વે સંસારજનિત અનેક દુઃખ ભોગવ્યાં છે, અને વિવેક રહિત થઇને ચારે ખાણુ (દિશા) લક્ષ્યચોરાસીમાં ભમતો ફર્યો છે તે રીતે પાછો અનેક યોનિ પામીને ભમે અને કિંચિન્માત્ર પણ કયું સુખ ન પામે, તે માટે જે કોઈ ગુણવાન પુરુષ વિવેકી જો હોય તે અસત્સંગને તજે તો સુખશાન્તિ પામે તેનાં વચન–

એકાદશે ભગવદ્વાકય—

सत्सङ्गेन हि दैतेया यातुधाना खगा मृगाः।
गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः।
विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोन्त्यजाः।
रजस्तमःप्रकृतयस्तस्मिन् तस्मिन् युगे युगे।

बहवो मत्पदं प्राप्ता स्त्वाष्ट्रकायाधवादयः
वृषपर्वा बलिर्बाणो मयश्चापि विभीषणः ।
सुग्रीवो हनुमान् ऋक्षो गजो गृध्रो वणिक् पथः
व्याधः कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यास्तथापरे ॥ ४ ॥
ते नाधीतश्रुतिगणा नोपासितमहत्तमाः
अव्रतातप्ततपसः सत्सङ्गान्मामुपागताः। भा. ११-१२-३+७
ततो दुःसंगमुत्सृज्य सत्सु सज्जेत बुद्धिमान् ।
सन्त एतस्य छिंदन्ति मनोव्यासंगमुक्तिभिः।भा.११-२६-३

વળી હવે અસત્સંગ કરે તેથી શુભ વસ્તુની હાનિ જેમાં છે, તે શ્રીકપિલદેવજી પ્રકાશ કરીને કહે છે કે–અસત્સંગ કર્યા થકી સત્યાદિ ઘણા ગુણ છે તે નાશ પામે છે તે પ્રથમ તો સત્ય, શૌચ જે પવિત્રતા, દયા અને લજ્જા, બુદ્ધિ અને મૌન, અને નાના પ્રકારનાં વ્રત, અને શ્રી જે લક્ષ્મી વા શોભા, યશ અને ક્ષમા, સૌભાગ્ય અને દયાદિક બીજાં સઘળાં સાધન અસત્સંગ કરે તેનાં નાશ પામે, તે માટે ભૂલીને પણ તેની પાસે નિવાસ ન કરવો. તે અસર્જ્જન કેવા હોય? તેનાં લક્ષણ કહે છે કે–પ્રથમ તો સદા ક્રોધવશ હોય, અને મૂર્ખ હોય, અને સ્ત્રીજને વિષયસુખ દેખાડીને જેને રમકડાં કરી મૂકેલાં એવા, અને સદા જુઠા, અને સદાકાલ અપવિત્ર અને અતિશય અભિમાની હોય, ઇત્યાદિ એ અસન્તનાં લક્ષણ એટલાં બધાં કહ્યાં, તેમાં એક પણ જેમાં દેખીએ તો તેનો સંગ બહુ વિધિકરીને પણ ત્યાગ કરવો સારી પેઠે. ત્યારે (હવે) હાવાં વળી એ ઠેકાણે કોઇ એમ સન્દેહ કરે કે–સન્તતો કોઇ તેવાને ઉપદેશ કરે નહિ; તે શા માટે? કે–તેની સમીપ જવું પડે,

વા તેને તેડવા પડે, ત્યારે તેનો સંગ થયો કહેવાયસ્તો? અને સંગની તો શાસ્ત્રમાં ના કહી છે, ત્યારે ઉપદેશ કરવો કેમ સંભવે? અને ન કરે, ત્યારે તેને સુખ પણ શી રીતે થાય? એ બે વાતે સંકટ આવ્યું. તેનું સમાધાન કહે છે કે–તે જેમ અગ્નિને કોઈ સહજે સેવે તદપિ તેની ત્રણ વસ્તુ તો નાશ થાય; તે ત્રણ કેવી કે–એક તો શીત; અને બીજો અન્ધકાર; અને ત્રીજો ભય; તે ત્રણેય તેનાં સહજે નાશ પામે તેજ રીતે અસજ્જન સન્તજનની સમીપે કોઇ એક પ્રસંગ કાર્યાર્થે કરીને પણ જાય, તદપિ તેની આટલી વસ્તુ નાશ પામે તે સન્તજનોની સમીપતા પ્રતાપ વડે તે વસ્તુનાં નામ કહે છે કે–પ્રથમ તો કર્માદિકની જડતા નાશે અને અજ્ઞાનતા રૂપી અન્ધકાર નાશે, અને ત્યારે તેને હરિની ભકિત પણ અનાયાસે પેલા અગ્નિના દૃષ્ટાન્તની રીતે ઉદય થાય. અને સંસારરૂપી સમુદ્ર તરવાને હરિના દાસ તેજ એક નૌકા છે, તે નૌકા કેવી? કે–સુદૃઢ; અને સુલભ; અને અતિશય સુખની આપનારી; અને ભવરૂપી સમુદ્રમાં જે કોઈ પ્રાણી બુડીને ઉછાળો મારે છે તેટલામાં હરિભકત રૂપી નૌકા તેને જો ઝાલીલે, તો તે ઉગરે, એ સંસારરૂપી સમુદ્રથી તરવાનું મોટું અવલમ્બન છે. તે એ સત્સંગ રૂપી નૌકાએ ચઢીને ઘણાંએક નરનારી ભવાબ્ધિને તર્યાં છે, એ વાર્તા વેદે, શારદાએ ને શેષજીએ, અને નારદજીએ અને વળી મોટાથી મોટા શ્રીહરિ તેણે (તેમણે) પણ નિજમુખે સત્સંગ સર્વોત્કૃષ્ટ કહ્યો છે, તે શા માટે? કે–શ્રીહરિભક્તજનની કૃપા વિના શ્રીકૃષ્ણચન્દ્રની પરાભક્તિ કેમે કદાપિ પ્રાપ્ત થતી જ નથી. તે કોની પેઠે કે જેમ પ્રાણનું જીવન અન્ન છે, અને પરલોકનું ધન જેમ ધર્મ છે, અને સકલ આર્તિવાન જીવને શ્રીહરિ કહે

કે–મારા એક શરણુ વિના; બીજો કશો ઉપાય છે જ નહિ. અને જે કોઇ સંસાર રૂપી સમુદ્રમાં પડવા થકી ઘણા બીએ છે તેને એક શ્રીહરિના ભક્તનુંજ શરણુ છે, તેમ તે તે વિના બીજું કલ્યાણનું સાધન કિંચિત્ માત્ર પણ નથી. એમ શ્રીભગવાન પણ કહે છે, અને વળી મારા જે ભક્ત છે તે શુદ્ધ સુદૃઢ સુખને આપે છે. તે સુખ કેવું? કે અનુપમ. તે કીયું કે? મારી સુદૃઢ ભક્તિ કરવી. અને તેને ઉપયોગી એવું જે શુદ્ધ-જ્ઞાન, તે રૂપી લોચન તેને મારા ભક્ત પ્રકટ કરે, તે કોની પેઠે કે–જેમ રાત્રીના અંધકારરૂપી પ્રબલ પટલ વિદારણ કરીને દિનકર જે સૂર્ય તે સર્વને સર્વ વિધિએ સુખકારી થાય છે, તેમ ભગવદીયનો સંગ જ્ઞાન ઉપજાવીને માયા મોહરૂપી મહાઅંધકાર તેનો નાશ કરે છે એમ શ્રીકૃષ્ણચન્દ્ર કહે છે. કે–હું જ સન્તજનનો બન્ધુ છું, અને હું જ સન્તજનનો એક દેવ છું, અને હું વિના બીજો તેને કંઇ પ્રિય પદાર્થ છે જ નહિ, અને તેના હૃદયમાં અખંડ મારો નિવાસ છે, અને મને કોઈ એવું પ્રિય નથી જેવા નિરન્તર સન્ત પ્રિય છે તેવું અને મારા હૃદયમાં પણ નિરન્તર તે સન્તોનો નિવાસ છે. એ વચન હું સત્ય જ કહું છું અને મારી પરમભક્તિ જે ચહાય તેને બલાત્કારે પણ સત્સંગ કરવો એમ શ્રીભગવાને કહ્યું છે. તેના વચન કપિલદેવ વાકય—શ્લોક

यद्यसद्भिः पथि पुनः शिश्नोदरकृतोद्यमैः ।
आस्थितो रमते जन्तुस्तमो विशति पूर्ववत्
सत्यं शौचं दया मौनं बुद्धिः श्रीर्ह्रीर्यशः क्षमा
शमो दमो भगश्चेति यत्संगाद्याति संक्षयम्।भा.३-३१-३२

पुनः। तेष्वशान्तेषु मूढेषु खंडितात्मस्वसाधुषु
संगं न कु[illegible]च्येषु योषित्क्रीडामृगेषु च ३–३२–३४

पुनः। यथोपश्रयमाणस्य भगवन्तं विभावसुम्
शीताद्भयं तमोप्येति साधून्संसेवतस्तथा ११–२६–३१

पुनः। निमज्जोन्मज्जतं घोरे भवाब्धौ परमायनम्।
संतो ब्रह्मविदः शांता नौर्दृढे वाप्सु मज्जताम्११–२६–३२

पुनः। अन्नं हि प्राणिनां प्राणा आर्तानां शरणं त्वहम्।
धर्मो वित्तं नृणां प्रेत्य संतोऽर्वाग्बिभ्यतोऽरणम्११-२६-३३

पुनः। संतो दिशंति चक्षूंषि बहिरर्कः समुत्थितः।
देवता बांधवाः संतः संत आत्माहमेव च ११-२६-३४

ઇત્યાદિ વચનાત્

इति श्रीकृष्णजनकविद्यारामविरचितायां पुष्टभक्तमनमोहिन्यां
प्रश्नोत्तरमालिकायां द्वादशप्रश्नोतरं समाप्तम्।।

श्रीकृष्णाय नमः ।

# ત્રયોદશ પ્રશ્ન

## શુદ્ધ-અદ્વૈત-વિચાર



વળી શિષ્ય બોલ્યો કે હે શ્રી ગુરુદેવ મહારાજાધિરાજ, આપે મુને શ્રીકૃષ્ણચન્દ્રની નવધા ભક્તિ તથા ભક્તિની સર્વોત્કૃષ્ટતા સહિત શરણાગતિ, તેનું પોષણ રૂપ જે સત્સંગ તેનું સુંદર રીતે પ્રતિપાદન શ્રીમદ્‌ભાગવતના સમ્મત વચન વડે સુદૃઢ કરીને મારા હૃદયમાં કૃપા કરીને આપે સ્થાપન કરી આપ્યું, તેથી મારું મન પરમ આનન્દ પામ્યું, પણ એક પ્રથમ થકી જ આપ પ્રત્યે વિનતિ કરું છું કે મેં પૂર્વે માયાવાદી અદ્વૈત મતવાળા ભક્તિ પક્ષના વિરોધી એહેવા જે સંન્યાસી તેનો મેં સંગ ઘણા દિવસ કર્યો છે, તે થકી મારા અન્તઃકરણમાં ભક્તિ વિષે અન્તરાય પાડે એવા પૂર્વપક્ષ ઉઠે છે, તે આપ પ્રત્યે પૂછતાં લજ્જા તો પામું છું, પણ તે સંશય મટયા વિના પ્રેમલક્ષણા ભક્તિનો આસ્વાદ પરિપૂર્ણ મનને વિષે વ્યાપ્ત ન થાય; માટે આપને ખીજ આવે એવાં

વચન તે બહિર્મુખોનાં કહેલાંનું સ્મરણ આવે છે તે હું આપ પ્રત્યે બહિર્મુખની પેઠે મારા મનના સંશય ટાળવા માટે પૂર્વપક્ષ કરીશ, તે સાંભળીને આપ મારા ઉપર રીસ ન કરશો, સહન શકિત અંગીકાર કરીને, મુને અજ્ઞાની જાણીને, ધીરા થઈને, મારા અન્તઃકરણનું સમાધાન આપને કરવું ઉચિત છે. હાવાં (હવે) હસ્ત જોડીને, જાણી જોઇને આપને કટુ લાગે એવો પૂર્વપક્ષનો પ્રશ્ન કરું છું કે હે મહારાજ, આપે સ્વામીસેવકનું નાતું બાંધીને મુને ઉપાસના પક્ષે સંભવે એવો ભકિત પક્ષ કહ્યો, તેમાં તો સ્વામી સેવકનું નાતું આવ્યું, તે અદ્વૈત પક્ષવાળા ખંડે છે, ને તે તો જીવબ્રહ્મની ઐકયતા માને છે, તે તેણે મુને જે રીતે સમજાવ્યું છે તે રીતે આપ પ્રત્યે હું પૂર્વપક્ષ કરું છું; તે આપ શ્રવણ કરશો. બાકી મૂલે તો હું આપનો દાસ છું, પણ સંશય મટયા વિના મારું કાર્ય સિદ્ધ થાય નહિ. શ્રીભગવદ્ગીતામાં કહ્યું છે કે **संशयात्मा विनश्यति।** ઇત્યાદિ, હાવાં ( હવે ) હું એ પ્રશ્ન આપ પ્રત્યે પુછું છું કે આપ તો સઘળો પ્રપંચ સત્ય કહો છો, અને કહો છો જે એ પ્રપંચ તો શ્રીહરિનું કાર્યરૂપ છે, એ ઠેકાણે શ્રુતિનું વચન છે કે **प्रपञ्चो भगवत्कार्यः** ઇત્યાદિ, અને તેનું કારણ પોતે શ્રીહરિ છે, તે તો સદા સર્વદા સત્ય છે, તે કારણ સત્ય, તેનું કાર્ય અસત્ય હોય જ નહિ, અને આપ તો બ્રહ્મને સગુણ કહો છો, અને સાકાર કહો છો, અને જીવ જે છે તે તો બ્રહ્મના અંશ છે, એમ કહો છો. અને જીવ ને માયા તેના ઈશ્વર સ્વામી છે એમ કહો છો, અને જીવને અણુ કહો છો, અને ઈશ્વર સકલગુણના ધામ કહો છો અને અક્ષરબ્રહ્મ તે તો શ્રીપુરુષોત્તમનું ધામ છે અને શ્રીપુરુષોત્તમ તો ધામી છે તે સદાસર્વદા સેવવા યોગ્ય છે, તેમાં અચલિત સેવક સ્વામીનું

નાતું કેમ સંભવે ? ત્યારે કહેશો કે શા માટે ન સંભવે ? ત્યાં હું ત્રીયાંનો (તેમનો) શીખવેલો પ્રકાર કહું છું કે તે તો એમ કહે છે કે જલનો તરંગને વિષે ભેદ શો છે, અને કંચન કુંડલને વિષે પણ ભેદ નથી સંભવતો, અને વળી મૃત્તિકા અને ઘટમાં ભેદ વિચારવાથી નથી લાગતો, તે ભેદ જે માને છે તેને તો તે મૂર્ખ માને છે, અને વળી તે એમ કહે છે કે બ્રહ્મ તો નિર્લેપ છે, અને અખંડ છે સદાકાલ. ત્યાં ત્રિકાલે ભેદતો સંભવતો જ નથી, અને જે ભેદ માને છે તે વાર્તા તો વેદ વ્યર્થ કહે છે, અને જે સત્ય માને છે તે મુગ્ધ છે, એ વાત સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે શિષ્ય, તું એ વાર્તા સાંભળેલી કહે છે પણ તારા અન્તઃકરણમાં તને સમજણ નથી કે આ મલિન છે ને આ શુદ્ધ છે. તે હું તુને કહું તે તું સમજ, કે એક દ્રવ્યની વિવિધ પ્રકારની અવસ્થા છે, માટે નિશ્ચિત કારણ ને કાર્ય બે જ વસ્તુ કહેવાય, તે કેમ કે નામે આકારે પણ ભેદ છે, અને વળી ક્રિયાથી પણ ભેદ થાય છે તે તું જો કે મૃત્તિકા વડે કૂપમાંથી જલ ન આવે, અને ઘટ વડે તે જળ આવે. અને વળી તું જો કે લેહેરી, કુંડલ, ને કલશ તે લેહેરી જલવડે અને કુંડલ કનકવડે અને ઘટ પૃથ્વીવડે એ ત્રણે કારણવડે કાર્ય દેખાય છે, પણ તે લેહેરી વાયુ વિના ન થાય, અને કુંડલ સોનાર વિના ન થાય, અને કલશ (ઘડો) કુલાલ (કુંભાર) વિના ન થાય, એ ત્રણે હેતુ વિના કાર્ય થાય નહિ, એમ શ્રુતિ સ્મૃતિ સર્વ બોલે છે, એ ઘટનું ઉપાદન કારણ મૃત્તિકા છે, અને કુલાલ જે છે તે એનું નિમિત્તકારણ છે, અને ચીવર, ચક્ર ને દંડ એ ત્રણે નિમિત્ત કારણ છે, તે એ કારણ થકી બધું બ્રહ્માંડ રચ્યું છે એમ સમજી લે અને જો નિર્ગુણ નિરાકાર વિના બીજું કશું જો ન હોય તો તું જ કહે

કે આ સૃષ્ટિ અભેદે કેમ થાય? ત્યારે એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ, આપ જેમ કહો છો તેમ હુંતો કદાપિ હા કહું, પણ વાદી એમ કેમ માને, તે તો આ રીતનું દૃષ્ટાન્ત એ ઠેકાણે કહે છે કે કોઈ કાચનું મંદિર હતું તેમાં એક જન વચમાં તે મધ્યે જઇને ઉભો રહ્યો, તે પોતાનાં પ્રતિબિંબ જોઇને અનેક રૂપે થયો, તે પોતાની છાયા દર્પણમાં જોઇને ઠામેઠામ બીજો માને છે, પણ તે વિચારતાં પોતાનાં પ્રતિબિંબ દેખીને જ પોતે ભૂલો પડચો છે, બાકી તે ઠેકાણે દૃષ્ટાદૃષ્ટ ને સૃષ્ટાસૃષ્ટ કોઈ બીજો નથી, તે ત્યાં એક વિચારેથી બ્રહ્મ જ છે, એમ વાદી સર્વ કહે છે. અને વળી બીજું દૃષ્ટાન્ત આપે છે કે કોટચાવધિ કલશ જલ ભરીને મુકીએ તેમાં કોટચાવધિ સૂર્યનાં પ્રતિબિંબ દેખાય, ત્યમ જ માયાના સંજોગે કરીને બ્રહ્મનાં ઘણાં રૂપ જણાય છે. એ વાત સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે મૂર્ખ! તારી બુદ્ધિ મેં ઘણી જડરૂપ જાણી, એ તારી વાતો સાંભળીને અમને તો હાસ્ય આવે છે કે અસંભવિત વાત કહેતાં તું લજવાતો નથી, જે હું કહેશ પણ એ ખોટી વાત સંભવશે કેમ, એમ તું નથી વિચારતો? તે તું વિચારીને જો કે તારા મતમાં બ્રહ્મને તો સમૂલગું રૂપ જ નથી, અને વળી તું જો કે દર્પણસ્થાની માયા કહી તે માયા તો કપટનું નામ છે, ત્યારે તે કપટમાં નિર્મલતા ક્યાં છે? જો આ દૃશ્યને ઠેકાણે ગણો છો, અને રૂપ વિના અને નિર્મલ વસ્તુ વિના પ્રતિબિંબ તો પડે જ નહિ, તે ક્યાંની પેઠે કે પવનને રૂપ નથી અને કાષ્ઠને નિર્મલતા નથી, તે પવનનું પ્રતિબિંબ કહ્યું (કોઈ ઠેકાણે) કાષ્ઠમાં પડે છે? એ તું જ કહે કે એ યુક્તિ સાચી કે જુઠી? અને વળી તું જો કે જ્યાં જ્યાં તું અભેદ કહે છે ત્યાં ત્યાં સઘળે ભેદ લાગે છે? તે તારા કહ્યા થકી તુંનો તું જ બંધાય છે, તે તુંને કહી દેખાડીએ તે સમજ, કે

એક તો કાચ અને બીજો નર અને તેની છાયા ત્રીજી, અને તેમાં વળી કોઇ ચોથો અજ્ઞાની મળ્યો તે તેની બુદ્ધિને વિષે ભ્રમણ થયું, તે તું વિચાર કે અવયવ વિના છાયા કેમ સંભવે? તે તું સમજતો નથી, પણ યુગલ વિના પ્રપંચ થવો સંભવે નહિ, અને અખંડ વ્યાપક અને અરૂપ બ્રહ્મ છે. એમ તું માને છે તે ઠેકાણે પ્રતિબિંબ પણ ક્યાં અને છાયા પણ શી? અને નિર્ગુણ એક જ છે, જે ઠેકાણે ત્યાં માયા ભિન્ન ક્યાં છે? અને તું કહેશે કે માયા છે ત્યારે તું અદ્વૈત કહે તે કેમ સંભવશે? અને રૂપ વિના કર્તૃત્વપણું સંભવે જ નહિ, અને સગુણ વિના સૃષ્ટિ થાય જ નહિ. અને જો કર્તા પુરુષ સાકાર ન હોય તો આ સંસારને અવયવ ક્યાં થકી હોય? તે તું વિચારી જો, કારણ જેવું જ કાર્ય હોય અને હરિએ પોતાનું રૂપાદિ સઘળું જોઇને તે જ પ્રમાણે આ જગતનું કર્યું છે, તે નથી માનતા તે મૂર્ખ છે, તું સત્ય કરીને માનજે. એ ઠેકાણે શ્રુતિ એમ કહે છે કે બ્રહ્મને કરપાદાદિ નથી અને ગ્રહણગતિ આદિ સઘળું છે, તે નથી ને છે, એ બે વાત છેક ખોટું કહેતાં કેમ સંભવે? ત્યાં શ્રુતિ વચન **अपाणिपादो जवनो गृहीता** ઇત્યાદિ, તે એ બન્ને સંભવે એવું સમાધાન તુને કહીએ તે તું સાંભળ, કે તેનો સિદ્ધાન્ત એ રીતે છે કે બ્રહ્મને પ્રાકૃત ઈન્દ્રિયાદિક ધર્મ નથી અને અપ્રાકૃત આનન્દમય રૂપાદિ સઘળું છે, એ શ્રુતિનો મર્મ છે, તે ઠેકાણે શ્રીવિઠ્ઠલેશ્વર ગોસ્વામીનું વચન છે.

**प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति**
**निगमप्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥**

અને વળી તું કહેશે કે તેજોમય ગોળાકાર બ્રહ્મ સૌ કહે છે, તે તો અક્ષરબ્રહ્મનું સ્વરૂપ ધામરૂપ છે, તે તેની મધ્યે

ધામિરૂપસાકાર શ્રીપુરુષોત્તમ નટવરરૂપ છે, તે તેની સમીપે વસનારા સદા ભકતરૂપ નિત્યસિદ્ધાઓ તે સાકાર શ્રીપુરુષોત્તમ જોડે ક્રીડા કરે છે, અને વળી તેનું એક તુને દૃષ્ટાન્ત આપીને તારી ભ્રાન્તિ ટળવા માટે સમજણુ પાડું કે-જેમ કશ્યપ (કાચબો) કર, પાદ, મસ્તકાદિ સઘળું છે પણ તે પોતાની સજાતિમાં સુખ પામીને રમણુ કરે છે, અને ત ઠેકાણે કોઇ વિજાતીય આવે (નિરાકારમતવાળા) તેને દેખીને તે હસ્તપાદાદિ અવયવ સઘળા શરીરમાં ગુપ્ત કરે અને વર્તુલાકાર પીઠ દેખાડે, તેનું હાર્દ શું? નિરાકારવાદીને પ્રભુ અવળા થઈને પીઠ દેખાડે, છે સન્મુખ નથી. એ પ્રભુ સાકારવાદી ભક્તને સન્મુખ છે અને તે વિજાતીયને શૂન્ય સરખું સ્વરૂપ દેખાય છે. માટે શૂન્યવાદી બ્રહ્મને શૂન્ય સરખા દેખે છે. તે પ્રમાણે માને છે તે શ્રીહરિએ શ્રીગીતાજીમાં કહ્યું છે તે વચન શ્લોક:—

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।

માટે જેવા જાણીને શ્રીહરિને જે ભજે તેને તેવા શ્રીહરિ થાય. માટે એ શૂન્યવાદી છે તે માટે ઈહાંને (એમને) ગોળાકાર રૂપ દેખાડયું. વળી તુને એ વાત સારી રીતે સમજવા માટે એક બીજું દૃષ્ટાન્ત કહીએ, તે તું સાંભળ કે જેમ સૂર્યનું મંડલ વેગળેથી જોઈને સર્વ કોઇ ગોળાકાર કહે છે, તે શા માટે કે? દૂરના જોનારા છે તે માટે કિંચિત્ પણ રૂપ જોયામાં આવતું નથી, પણ અરુણાદિ અન્તર રૂપ સાકાર છે, તે પાસેના રહેનારા માટે સઘળું દેખે છે, તેજ રીતે સમજી લેવું કે એક સૂર્યના મંડલસ્થાની તો તેજોમય અક્ષરબ્રહ્મ છે, તેને અન્તર્ભૂત જેમ સૂર્ય ઈહાં (અહિંઆં) છે તેમ ત્યાં સાકારરૂપ શ્રી પુરુષોત્તમ છે, નટવરરૂપ, અક્ષરધામના ધામી, તે તેની

પ્રતીત પામવા માટે તેના પ્રતિનિધિ પોતે શાલિગ્રામ રૂપે વિશ્વમાં પ્રકટ થયા છે, તે શાલિગ્રામના સ્વરૂપ થકી શ્રીવૃન્દાવનમાં શ્રીરાધારમણ સ્વરૂપ પ્રકટ થયું છે, તે પીઠે શ્રીશાલિગ્રામજી રૂપ સુદ્ધાં અદ્યાપિ સાકાર દર્શન આપે છે, અને વળી તું અરૂપ અગુણ જે બ્રહ્મને કહે છે તે થકી તો શ્રીપુરુષોત્તમ પર છે, તે કેવા કે જેનાં જન્મ અને કર્મ દિવ્ય છે, તેને જે પ્રાકૃત કહે છે તેનાં કર્મ ફુટેલાં હોય છે, એક ઠેકાણે શ્રીગીતાજીનું વચન जन्म कर्म च मे दिव्यम्। ઇત્યાદિ, વળી તે પુરુષોત્તમ કેવા છે? કે મન વાણી થકી પર ઘણી ગૂઢગતિ છે, તેને મૂઢજન શું જાણે? એ ઠેકાણે શ્રુતિવચન છેઃ—

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

માટે રૂપ વિના કશું સુખકારી નથી. તે શાણાજન હોય તે વિચારીને હૃદયમાં સમજે. એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ, મેં મારા મનમાં વિચાર કર્યો તેથી હું સમજ્યો કે ગુણ રૂપ વિના પ્રતિબિંબ ન જ પડે, તે ત્યાંની (તેમની) યુક્તિ જુઠી છે એવું હું હાવાં (હવે) સમજ્યો, પણ આપ ફરી ફરીને જગતને સત્ય કહો છો તે કેમ સંભવશે? કે જેમ દોરડીને વિષે સર્પ માન્યો તે દીપક લઇને જોઇએ ત્યારે સર્પનું ભાન મટી જાય. અને વળી (શીપ) દેખીને રૂપુ માને છે, તે પણ તે શું કાંઈ રૂપું થાય? તે જો સત્ય રૂપું થાતું હોય તો તેનું ઘરેણું શું ન ઘડાય? માટે એ પણ જુઠું છે. અને વળી જેમ મરીચિકાનું જલ જોઈને મૃગનાં ગણ જે છે તે મતિ વિના અથડાય છે, પણ તે ઠેકાણે કિંચિન્માત્ર જલ તો છે નહિ, તે મિથ્યા ધાઈ ધાઈને ભ્રમિત થાય છે, ને પછી પસ્તાય છે, તે રીતે બ્રહ્મને વિષે અજ્ઞાનતા વડે જગતની ભ્રાન્તિ થાય છે પણ

બ્રહ્મવસ્તુ તે તો સત્ય જ છે, પણ તેથી જગતની ભ્રાન્તિ થાય છે તે મિથ્યા છે. માટે હે શ્રીગુરુદેવ, મેં બહુધા કરીને એવી વિવર્તવાદની રીત સાંભળી છે, તે થકી હું બ્રહ્મને અભેદ તીયાંના (તેમના) બતાવ્યા થકી કહું છું ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે જડ, તને કશું જ્ઞાન નથી, અને મિથ્યા હું પંડિત છું એવો અભિમાન રાખે છે, એ જ તારી મોટી મૂર્ખાઈ છે, માટે તું એવી એવી જુઠી યુક્તિઓ-ઇતિહાસ-તીયાંના (તેમના) શિખવેલાં વિચારીને જીવના ગળામાં ભ્રમણની ફાંસી નાખે છે, કે વાંકીચૂકી સર્પની રીતે પડેલી રાતે દોરડી કોઇ એકે દીઠી, તે તેને વિષે સર્પનું ભાન થયું, તેથી ભય થયો, તે દીપક લાવીને જોયું, ત્યારે તો દોરડી દીઠી, ત્યારે સર્પ એ વાત મિથ્યા ઠરી, તેમ જ દોરડી સાચી અને સર્પ મિથ્યા ઠર્યો, તેમ બ્રહ્મને વિષે જગતનું ભાન થયું છે, તે બ્રહ્મ સત્ય છે, પણ સર્પની પેઠે જગત મિથ્યા છે એમ તું કહે છે, તે તુને સમજણ કશી નથી તે માટે, અને અમો કહીએ છીએ તે રીત તું વિચારી જો કે- સાચી વસ્તુના સજાતીય વિના ભ્રમણ કદાપિ થાય જ નહિ. તે કેમ કે એ સર્પ સાચો છે, અને પૂર્વે એણે દીઠેલો છે, માટે ભ્રાન્તિ થઈ છે, તે તું જો કે એ રજ્જુને વિષે સર્પની ભ્રાન્તિ થઈ, ત્યાં બીજી વસ્તુની ભ્રાન્તિ કેમ ન થઈ?-કે ઉંટ હશે, કે ઘોડો હશે, કે વાઘ હશે, ઇત્યાદિ બીજી વસ્તુની ભ્રાન્તિ કેમ ન થઈ? અને સર્પની થઈ, તે સર્પના જેવો વાંકોચૂકો આકાર હતો માટે, ત્યારે તું કહેશે કે સર્પ એણે ક્યાં દીઠો હતો? તે સાંભળ કે પૂર્વે આ પ્રપંચ બધો હતો જસ્તો, તે હુતો તે મહાપ્રલયને સમય બ્રહ્મમાં લીન થયો હુતો, તે પાછો આ જગતની જ્યારે ઈશ્વરે રચના કરી, ત્યારે તેનો તે પ્રપંચ શ્રીબ્રહ્માદ્વારે

ઈશ્વરે પ્રકટ કરાવ્યો, ત્યારે તું કહેશે કે શા વચનના આધારે એમ માનીએ? ત્યાં શ્રુતિવચન છે? તે તુને કહીએ તે તું સાંભળ. તેના થોડાએક અક્ષર કહીએ છીએ તે શ્રુતિ:—

धाता यथा पूर्वमकल्पयत् ઇત્યાદિ. માટે દીઠામાં આવે તે સાચું જ હોય, તે કોની પેઠે કે આકાશનું ફૂલ કથનમાત્ર છે, પણ કોઈએ દીઠું? કોઈએ તે ન દીઠું, તે મિથ્યા છે માટે. અને તું જો કે છીપ સાચી ન હોય અને રૂપું સાચું ન હોય અને જોનારો નર જો સાચો નથી તો કોની બુદ્ધિ ભ્રમી? અને વળી તું જો કે સૂર્યના કિરણ જો સાચાં ન હોય તો ચમક શા થકી થાય? તે એ રવિના કિરણમાં જલ છે, માટે ક્ષારભૂમિમાં દેખાય છે. એમ એ ચારેય સત્યના ભેદ વિના કહું (કોઈ ઠેકાણે) ભ્રાન્તિ ન થાય, માટે હે મૂર્ખ, તું તારા મન થકી દુરાગ્રહ અળગો કરે તો એ સાચું તારી વડે સમજાય, અને વળી તું જોકે સાવયવને વિવર્ત હોય અને નિરવયવને વિષે તે તે ન હોય, માટે સાચી વસ્તુ હોય તેમાં સાચો હોય, તેને હોય અને નિરરૂપ બ્રહ્મ વિના અવર વસ્તુજો કદાપિ કશી ન હોય તો તેના મતમાં દૃષ્ટાન્ત દેવું કશું સંભવેજ નહિ, અને વળી આ જગત જો તું કહે છે કે જુઠું છે, ત્યારે આ દેહ પણ જુઠો ઠર્યો, ત્યારે એ દેહની જે કૃતિ તે સઘળી પણ જુઠી અને તે કૃતિ જુઠી ઠરી ત્યારે તે કૃતિનું જે ફલ તે પણ જુઠું, અને શરીર વિના જ્ઞાન પણ ન હોય, ત્યારે જ્ઞાન જુઠું ઠર્યું ત્યારે જ્ઞાન વડે જે મોક્ષ મળ્યો તે પણ જુઠો, તે જુઠું સર્વ કોની પેઠે કે જેમ સ્વપ્નમાં વૈભવદ્રવ્ય પ્રાપ્ત થયું હોય તે જાગ્યા પછી તે થકી કાંઈ અર્થ ન સરે, તેની પેઠે, અને આતો શરીર સાચું, તે થકી જ્ઞાન સાચું મળે, તે જ્ઞાન સાચા વડે

મોક્ષસુખનો ભંડાર તે મળે, ત્યારે શરીર ખોટું કેમ કહેવાય ? અને આ બધી શ્રીહરિની વસ્તુ છે તેને વિષે જે જીવ મમતા-પણું માને છે તેટલું જ મિથ્યા છે, બાકી વસ્તુનો નાશ તો કો કાલ છેજ નહિ, એ તું નિશ્ચયે કરીને માનજે. અને જે વસ્તુ વિષે પોતાપણું માન્યું તે જ્યારે નાશ પામે ત્યારે રડવું પડે, ત્યારે મારાપણું મિથ્યા ઠર્યું. બાકી તે વસ્તુ તો જ્યાં ત્યાં હોય છે જ. ત્યારે તું એમ કહેશ કે પરિણામે તો મિથ્યા ખરીજ કે નહિ ? તે જે એમ તું માને છે, તે તારી મન્દ બુદ્ધિ છે માટે, પણ એ જગત્ સૂક્ષ્મ બીજ રૂપે શ્રીહરિમાં સદા રહે છે માટે સત્ય જ છે, તે કોની પેઠે કે જેમ આ વર્ષાઋતુ વિતી જાય છે, ત્યારે અભ્ર અન્તર્ધ્યાન થાય છે, પણ ફરી જો કોઈ ઠેકાણે તે નોહોતાં તો ફરીને વર્ષાકાલ આવ્યો ત્યારે તે અભ્ર વિના કોણે આવીને વૃષ્ટિ કરી ? માટે આ જગત્ છે તે શ્રીભગવાનની લીલા છે, તે ભગવદ્રૂપજ છે, એમાં સંશય અણુમાત્ર નથી. એનું કારણ શ્રીભગવાન સાચા છે, ત્યારે તેનું કાર્ય જે આ પ્રપંચ તે સાચો જ છે, પણ નામ રૂપ અને ગુણ તેણે કરીને ભેદ છે, પણ એ સકલ રૂપે શ્રીહરિ છે, એમ વેદ પણ કહે છે, અને આ વિચિત્ર લીલા જે શ્રીભગવાને કરી છે તે એમાં પોતાને રમણ કરવું છે તે માટે તે એ સર્વ વસ્તુ છે, તે સદૃશ *શ્રીહરિ તો ખરા પણ શ્રીહરિ સદૃશ કોઈ નહિ, તે તું જોકે આદિ શ્રીહરિ જ હતા, અને અન્તે પણ એ શ્રીહરિ જ રહેશે. માટે મધ્યે બહુરૂપે થયા છે તે પણ શ્રીહરિ જ છે, તે એમ શ્રુતિપણ કહે છે તે શ્રુતિ

---

*સહુ સમ હરિ હરિસમ નહિ કોઈ, દયા પ્રીતમ સકલ મૂલ માધો, મંનારે એક હરિને આરાધો.

एकोहं बहुस्याम ઇત્યાદિ, અને શ્રી ગીતાજીમાં પણ એમ કહ્યું છે. अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ ઇત્યાદિ, વળી પુરુષ સૂક્તને વિષે એવી શ્રુતિ છે તે શ્રુતિ

पुरुष एवेदं ँ सर्वं यद्भूतं यच्च भाव्यम् ।

ઇત્યાદિ માટે તેજ સકલ સર્વત્ર એક કારણ રૂપ છે, અને કાર્યરૂપ તે તેના તેજ છે, માટે ભેદાભેદ બન્ને કહેવાય, અને તું નામ રૂપનો જે નાશ કહે છે તે વાત વૃથા છે, એમ વેદ પણ કહે છે. માટે એ રચના રૂપ છે તે પણ પોતે છે અને તેને જે જે રૂપ તે નારાયણ પોતેજ છે, તે કોની પેઠે કે શ્રીભાગવતમાં દશમ સ્કન્ધમાં વત્સગોપહરણ શ્રીબ્રહ્માજીએ કર્યાં હતાં, તે સમય એક વર્ષ દિવસ પર્યન્ત પોતે પોતાના શ્રીઅંગ થકી શ્રીનન્દરાજકુમાર શ્રીકૃષ્ણચન્દ્રે વત્સગોપ નવાં સઘળાં યથાતથ્ય પ્રકટ કર્યાં હતાં, તે સર્વરૂપે પોતે જ થયા હતા, અને તેની જોડે લીલા કરી, તે પણ પોતેના પોતે જ. તે જ રીતે આંહાં (અહિઆં) પણ સમજવું. અને ત્યાં શ્રીબલદેવજીને કૃપા કરીને જ્ઞાનદૃષ્ટિ આપીને જ્યારે દર્શન કરાવ્યું ત્યારે શ્રીબલદેવજીએ સઘળા ગોપવત્સ ભગવદ્રૂપ દીઠા, તેજ રીતે બ્રહ્માએ પણ સર્વને તદ્રૂપ દીઠા, તે આંહાં (અહિઆં) પણ જેને શુદ્ધ ચિત્ત હોય તે બધા પ્રપંચને ભગવદ્રૂપ દેખે. ત્યારે એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ, એક ઠેકાણે મુને એક સન્દેહ ઉત્પન્ન થાય છે કે એ પ્રપંચ સઘળો ભગવદ્રૂપ છે. ત્યારે એ જીવને સ્વાભાવિક સ્નેહ સ્ત્રીપુત્રકુટુંબાદિ ઉપર અત્યન્ત હોય છે ત્યારે એનું કલ્યાણ કેમ નથી થતું ? ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે શિષ્ય, તુને એ ઠેકાણે સંશય થાય છે તે વાત

સાચી છે, એ ઠેકાણે સંશય થવાનું સ્થલ છે ખરૂં, પણ અમો કહીએ તે યુક્તિ શ્રવણ કર, તે થકી તારી સઘળી શંકા નિવર્ત થશે, કે એક તો આધિભૌતિકરૂપ, અને બીજું આધ્યાત્મિક રૂપ, અને ત્રીજું આધિદૈવિકરૂપ, તે એ વિધિએ શ્રીહરિનાં ત્રિવિધરૂપ છે, તે કોની પેઠે કે જેમ શ્રીગંગાજીનાં ત્રણ રૂપ છે તેમ, તે એક જલરૂપા શ્રીગંગાજી, અને બીજાં તીર્થરૂપા, અને ત્રીજાં દેવીરૂપા, તે એ રીતે શ્રીગંગાજીનાં ત્રણેય રૂપ કહેવાય, પણ ત્રણેયરૂપનો વ્યવહાર જુદો, તે કેમ કે જેમ જલરૂપા શ્રીગંગાજી તેમ ઈહાં (અહિઆં) જગદ્રૂપ પણ શ્રીહરિ, અને ઈહાં (અહિઆં) તીર્થરૂપા જેમ શ્રીગંગાજી તેમ ત્યાં અન્તર્યામી રૂપે શ્રીહરિ, અને ઈહાં (અહિઆં) દેવીરૂપા તેમ ત્યાં પુરુષોત્તમ આધિદૈવિકરૂપ. વળી તુને બીજું દૃષ્ટાન્ત કહીએ તે સમજ કે જેમ નિરાવરણ અગ્નિ હોય તે તત્કાલ બાળે ત્યમ સાવરણ અગ્નિ ન બાળે, તેમજ રક્ષામાં ભરેલો તે સાવરણ કહેવાય, તે તેને રક્ષામાંથી બારણે કાઢીએ ત્યારે બાળે, એમ સાક્ષાત્ શ્રીહરિ ઉપર હેત કરીએ ત્યારે જન્મમરણથી છૂટીને શ્રીહરિને પમાય; પણ એવી પ્રીતિ પ્રપંચ ઉપર થયે કલ્યાણ ન થાય. વળી તું જો કે જેમ વૃક્ષ મૂલ ડાલ સુદ્ધાંત વૃક્ષ તો કહેવાય પણ શાખાઓને સિંચન કરે વૃક્ષ તૃપ્તિ ન પામે, અને ફલનો લાભ પણ ન થાય, તે તો કેવલ મૂલને સિંચન કરીએ ત્યારે જ થાય, માટે બ્રહ્મ સત્ય ને જગત્ અસત્ય એમ જે કહે છે તે તો એક અક્ષીવાલા કાણા જાણવા, કે બ્રહ્મને દેખે અને જગતને ન દેખે માટે; અને જે જગતને મિથ્યા માને છે તેના મતને વિષે દૃષ્ટાન્ત દેવું સંભવતું જ નથી. ત્યારે એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે પરમાર્થમાં તો એક હરિ જ ખરા પણ અનેક વસ્તુ જે

આવરણુ કહી છે, તે વ્યવહારમાં તો સત્ય ખરી, અને જેને નિજસ્વરૂપનું જ્ઞાન જ્યાં લગી નથી ઉપજ્યું ત્યાં લગી તેને ભેદ વસ્તુનું ભાન રહે છે, અને એ પ્રકૃતિને વિકાર મટી ગયા પછી વ્યવહારને ભેદ છે તે અસત્ય છે પણુ એ ભ્રાન્તિજનિત વ્યવહાર જ્યાં લગી છે ત્યાં લગી ગુરુશિષ્યનું નાતું સાચું છે અને જ્યાં લગી કાંઈ એક અજ્ઞાનને લેશ રહે છે ત્યાં લગી ગુરુ શિષ્યને ઉપદેશ કરે છે, બાકી ગુરુ તો અખંડિત બ્રહ્મ એવું પોતાનું સ્વરૂપ કરીને જાણે છે, તદપિ પૂર્વના અધ્યાસ થકી દ્વૈતની ભ્રાન્તિ મનમાં આણે છે. તે એવું સાંભળીને આચાર્યં પોતે બોલ્યા કે હે મૂર્ખ, તું વિચાર તો ખરો કે અતિશય અજ્ઞાની શિષ્ય તેં ઠરાવ્યો અને અણુ અજ્ઞાન ગુરુને વિષે માન્યું, ત્યારે ગુરુને પરિપૂર્ણું જ્ઞાન તો ન જ ઠર્યું તો, ત્યારે ભેદ દૃષ્ટિ રહી, ત્યાં લગી બન્ને ગુરુશિષ્ય બરોબર જ કહેવાય તો, અને એક જ બ્રહ્મ હું સઘળે ઠેકાણે છું અને હું વિના કશી વસ્તુ કહું (કોઇ ઠેકાણે) છે જ નહિ એવું જેને શુદ્ધજ્ઞાન હોય તેને હે શિષ્ય! તારે મતે પરિપૂર્ણું જ્ઞાની તો તેને કહે છે, પણુ જેના અન્તરમાં અણુમાત્ર પણુ અજ્ઞાનને લેશ રહે છે ત્યાં લગી તું જ તારા મનમાં વિચારી જો કે ગુરુમાં શું વિશેષપણું છે? અને જ્યાં લગી ભેદદૃષ્ટિ છે ત્યાં લગી ગુરુ ને શિષ્ય બન્ને બરાબર છે, તે છે તો એમ જ, પણુ પરિપૂર્ણું સમજણુ વિના તુને સાચી વાતમાં ભેદ ઉપજે છે. ત્યારે એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ, ગુરુ અને શિષ્યને તમે સમાનતા કેમ આપી? અને ગુરુ જે છે તે તો બ્રહ્મ જીવને ભેદ કદાપિ જાણુતા જ નથી, અને શિષ્યને ગાઢ અજ્ઞાન છે માટે પોતા થકી બીજો દેખે છે, અને નિરૂપ, નિર્ગુણુ બ્રહ્મ જે તે હું જ છું, એવું પોતાને વિષે તો જાણે છે, અને સ્વપ્નને વિષે પણુ અવર

દૃષ્ટિ તો ગુરુને છે જ નહિ, અને શિષ્યને તો મહા અજ્ઞાન છે, તે શિષ્યને બ્રહ્મરૂપ એવા જે ગુરુ તેની બરોબર કેમ કહેવાય ? ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે–અલ્યા તું ઘણો જ મૂર્ખ છે કે સમજતો નથી, કે જો ભેદશૂન્ય ગુરુ છે તો શિષ્યને જુદો કેમ દેખે ? એ ગુરુ અને પોતે વિના અવર વસ્તુ કાંઈ જો નથી, એવું જો એ ગુરુજાણે છે તો ઉપદેશ બીજા વિના કોને કરે છે ? અને તારા મતમાં ભેદ દૃષ્ટિવાળો જ્ઞાની તો કહેવાય જ નહિ ? અને અજ્ઞાની ઉપદેષ્ટા હોય, એવું તો અમે કહું (કોઈ ઠેકાણે) સાંભળ્યું જ નથી; અને જ્ઞાનીને ઉપદેશને અધિકાર નહિ. અને જ્ઞાનીને તો કિંચિત્ ભેદ હોય જ નહિ, ત્યારે તારા મતને વિષે ઉપદેશનો વ્યવહાર સંભવતો જ નથી, ત્યારે એવું સાંભળીને પાછો શિષ્ય બોલ્યો કે હે મહારાજ, હું એક વિનતિ કરું તે સાંભળો કે એ વાત કાંઈ જુઠી નથી સાચી છે. તે વાત આપને યુક્તિએ કરીને હું દેખાડું. કે ચન્દ્રમા તો એક જ છે તેને વિકાર દૃષ્ટિવાળો ઘણા દેખે છે, તે દેખનારો પણ ઘણા ચન્દ્રને સત્ય નથી માનતો, પોતાની દૃષ્ટિનો વિકાર સમજીને અને વિકારરહિત દૃષ્ટિ એની જ્યારે પૂર્વે હુતી ત્યારે એક જોયેલે છે, માટે પણ પરિણામે પાછો વિકારરહિત થાય ત્યારે ઘણા ચન્દ્ર મિથ્યા જાણે અને એક જ સાચો માને. એમ સાંભળીને શ્રીગુરુ બોલ્યા કે હે શિષ્ય, જો ચન્દ્રમાનું રૂપ સાચું નથી તો દૃષ્ટિમાં એ શું આવે ? અને જો જોનારો સાચો નથી તો એ ચન્દ્ર કોણ બતાવે છે ? અને જો સાંભળનારો સાચો ન હોય તો એ વાત કોની આગળ કહે ? માટે પરમેશ્વર સાકાર જ છે, અને જગત પણ સાચું જ છે, માટે તું સમજી લે કે ગુરુ સત્ય, અને તેનો ઉપદેશ પણ સાચો છે. અને શિષ્ય પણ સાચો છે, તેના કલેશ ગુરુ હરે છે, અને જુઠું તે શું ? કે જે જોવામાં ન આવે. આકાશનું પુષ્પ

અને શશશ્રૃંગ અને વન્ધ્યાનો પુત્ર, એ ઇત્યાદિ વસ્તુ કથનમાત્ર કરીએ, પણ જુઠી છે માટે જોયામાં ન આવે, માટે સાચું હોય તે સ્પુટ (સ્પષ્ટ) દેખાય અને જુઠું હોય તે દૃષ્ટિએ ન પડે. ત્યારે એવું સાંભળીને શિષ્ય બોલ્યો કે હે મહારાજ, હાવાં (હવે) હું સમજ્યો કે તીયાંની (તેમની) એ જુક્તિ જુઠી છે, મેં જાણી તે એવી અનેક અભેદતાની યુક્તિ સાંભળીને મુને અજ્ઞાન વધ્યું હતું, તે હાવાં (હવે) આપની કૃપા વડે કાંઈ એક મુને સત્યાસત્યનું જ્ઞાન થયું, અને હું કાશીમાં રહ્યો હતો ત્યાં મુને સંન્યાસીનો સંગ થયો હુતો તે સંન્યાસી માયાવાદી હુતો, તેનો પરિચય ઘણા દિવસ રહ્યો તે થકી મુને એવો રંગ ચઢી ગયો છે, તે તેણે મુને એમ કહ્યું હતું જે તું તારા રૂપને એક બ્રહ્મ કરીને જો, તે તેવું જોતાં તુજમાં અને મુજમાં કશું ન્યૂનાધિકપણું ભેદ નહિ ભાસે, અને અભેદ જ્ઞાન છે તે સાચું છે, સર્વનો સિદ્ધાન્ત એજ છે, અને બીજા મતનું જ્ઞાન સઘળું મિથ્યા છે, તે માટે તું તારા રૂપમય સઘળું સમજી કરીને નિર્ભય થઇજા. એ જીવને બ્રહ્મ કાંઈ જુદા નથી, અને વળી એક તેણે મુને યુક્તિ બતાવી છે તે મુને હવડાં (હમણાં) સાંભરી આવી, કે તે સઘળે ઠેકાણે ત્રણ સત્તા બતાવે છે, તે કહેશો જે કઈ કઈ? તેનાં નામ કહું છું કે—પ્રથમતો વ્યવહારિક સત્તા કહે છે, અને બીજી પ્રતિભાસ કહે છે, અને ત્રીજી પારમાર્થિક. એક બ્રહ્મ જ કહે છે, તે તેના મર્મ વિસ્તારીને કહું છું તે આપ સાંભળીએ, કે પહેલો મર્મ શ્રુતિ વ્યવહાર તે પક્ષે સંસાર બધો સત્ય છે, અને બીજી સત્તા પ્રતિભાસની કે સ્વપ્નની સઘળી વાર્તા વસ્તુ જાગ્યા પછી કશી રહે નહિ, અને પરમાર્થ તે એકે બ્રહ્મ નિજસ્વરૂપનું જ્યાં લગી જ્ઞાન નથી,

થયું તે ત્યાં લગી ગુરુશિષ્યનું અભિમાન સઘળું સાચું છે, તે એ વિધિની ઘણી એક યુક્તિ કહી કહીને સંસારને મોહિત કરે છે, તે તેના છલનો પાર કોઇ પામે એવું નથી. તે એવું શિષ્યનું વચન સાંભળીને શ્રીગુરુ બોલ્યા કે હે અલ્યા બાલક, એ ત્રણ સત્તા તો મેં પહેલી છેદી છે, તે ક્યાં કે વિવૃત્ત પ્રતિબિંબવાદ અમો પહેલો ખંડન કર્યો છે, અને વળી તું પૂછે છે તે તારી બુદ્ધિ ઘેલી છે, તે એ રીતે પૂછતાં તારો મત તુથી જ ખંડન થાય છે; તે કોની પેઠે કે કોઈ મૂર્ખ વૃક્ષની જે ડાળ ઉપર પોતે બેઠો હોય તે જ ડાળ પોતે છેદે. તે જ રીતે તું કરે છે. કેમ કે અમે તુને પુછીએ છીએ કે પરમાર્થમાં એક બ્રહ્મવિના બીજી વસ્તુ કશી નથી. તે પ્રથમ એ જ વાત તું અમને પ્રમાણ પાડી આપ કે તું કહે છે કે એક જ બ્રહ્મ છે તે કહેનારૂં કોણ? ત્યારે તું એમ કહેશે કે બીજા કોઈનું કહ્યું મનાય નહિ. તે તો એમ વેદ કહે છે. તે એમ જો તું કહેશ તો તુંજ તારે મોઢે બંધાયો. અને અમારે કશું કહેવું જ ન પડયું. તે તું કહે છે કે એક બ્રહ્મ છે તે વેદે કહ્યું, ત્યારે એક બ્રહ્મને બીજો વેદ, ત્યારે એ બે થયા કે નહિ? ત્યારે એ ભેદ પરમેશ્વરે જ કર્યો હતો, અને તું જ્યાં ત્યાં ત્રણ રસ્તા બતાવે છે, તેમાં મોટો દોષ એ આવે છે કે મને, તને, ને વચને કરીને જે કાંઈ થાય તે તેને તો વ્યવહાર કહેવાય, એમ પંડિત પુરુષ કહે છે અને એ બધું ત્રણ સત્તામાં આવી ગયું, તે એમાં કાંઈ પરસ્પર ભેદ નથી, માટે એમ સમજતાં તો તારા ઘરમાં ગોબો (નુકશાન) આવે છે. જો વિચારીને સમજીશ તો એ વાતે તને જ ખેદ થશે, અને વળી તું જોકે સ્વપ્નમાં જે જે વસ્તુ નિદ્રસ્થજન કાંઈ દેખે છે, તે તે સમય તેને વ્યવહાર

સઘળો સાચો જ લાગે છે, અને તે સમય સાક્ષીરૂપ બ્રહ્મ ત્ય રહે છે, ને એ વાત શ્રુતિ કહે છે કે ઈહાં (અહિઆં) પણ વૈખરીનો વ્યવહાર આવ્યો, તે તું જોઇ લે કે એ જાગૃત સમયે સર્વ કોઈ જે વિધિ થકી વ્યવહાર કરે છે, તે જ રીતે પાછું સ્વપ્નમાં એ દેખે છે. એ બધા સંસારની રીત છે. અને એ રીતે ત્રણ સત્તામાં વ્યવહાર સઘળે ઉપજે છે તે ક્યાં લગી? કે બ્રહ્મ પર્યંન્ત. હે ગમાર, તને સમજણ નથી? તું એમ સમજ. ત્યારે વળી એ શિષ્ય બોલ્યો કે મહારાજ! વળી એક યુક્તિ તેની કહી દેખાડું કે જીવને ને બ્રહ્મને જ્યાં એક ઠરાવે છે, ત્યાં એ જલનું દૃષ્ટાન્ત બતાવે છે કે જેમ જલમાં જલ મળી જાય, એમ જ બ્રહ્મમાં જીવ સમાઈ જાય છે; અને વળી એકને અભેદની યુક્તિ કહે છે, તે ઠેકાણે તેના મનથી કાંઇ તેને ભેદ નથી રહેતો. તે કેમ કે? જેમ દીપકની જ્યોતિ એક બીજા દીપકમાં મળી જાય, તે જ રીતે અવિદ્યા ટળતાં જીવ બ્રહ્મરૂપ થઇ જાય છે. તે પછી એમ જાણે છે જે બ્રહ્મ ને હું બે નથી. એમ જે સમજ્યો તે સમય તેનું દ્વન્દ્વ ત્યાં સમી ગયું. ત્યારે તે નિશ્ચયે બ્રહ્માનન્દ સુખનો ભોગી થયો. ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે શિષ્ય! એ ત્રણેય યુક્તિ ખંડનની રીત તુને શીખવું—કે એ વિચાર કરતાં સઘળી ખોટી છે, તે શી રીતે? કે પૂર્ણ ઘટ જે ભરેલો હોય તેમાં જો બીજું જલ સમાય, એ વાત જો સાચી ઠરે તો જીવ બ્રહ્મમાં સમાય. અને વળી બીજું દૃષ્ટાન્ત કે જ્યોતિ મધ્યે જ્યોતિ મળતી હોય તો બે જ્યોતિઓ એકઠીઓ થતાં પ્રકાશ અધિક કેમ જોયામાં આવે છે? ત્યારે તું કહેશે કે દીપ ને પ્રભા એ બે દ્રવ્ય છે, તેમાં ઘટવૃદ્ધિ તે પ્રભાને કહેવાય તેમ જ બ્રહ્મદીપસ્થાની તેને કશો દોષ ન આવે. તે કેમ? કે જ્યમ દીપકની કાન્તિ ફેલાઇ રહી

હોય તેને ઘટને વિષે સંકેલી લઇએ તો ત્યાં દીપકને કશી હાનિ નથી આવતી. એ ન્યૂનાધિકતા તે કાન્તિને કહેવાય. ત્યારે વળી ગુરુ કહે છે કે ઉપમા ને ઉપમેય એ બે તેં જે ઇહાં (અહિંઆ) કહ્યાં તે કથન માત્ર છે, ઇહાં (અહિંઆં) બ્રહ્મને વિષે સંભવતાં નથી, તે શા માટે? કે તારા મતને વિષે બ્રહ્મ તો નિરાકાર છે, ત્યારે આકારનું ઇહાં (અહિંઆ) દૃષ્ટાન્ત કેમ સંભવે? અને વળી તેં ત્રીજો એ જીવને દ્વન્દ્વ વિયોગી કહ્યો, ત બ્રહ્માનન્દનો ભોગી કેમ સંભવે? કે એક ભોગ ને બીજો ભોગી એ બે વસ્તુ થઈ, અને જો તું કહેશે કે ના એ તો એક જ છે, તો તેને આનન્દનો અનુભવ ઘટે જ નહિ, અને વળી તુને કહીએ તે સાંભળ કે અદ્વૈત ને અરૂપ જે બ્રહ્મ તે થકી પૃથક્ પ્રકાશ થાય જ નહિ, ત્યારે વળી જો તું કહેશે કે અવિદ્યા વડે થાય, તે બ્રહ્મને માયા કેમ અડકે? અને જો અડકે તો સ્વરૂપનો નાશ ઠર્યો; માટે એ જીવને બ્રહ્મની ઐક્યતા માને છે, તે અજ્ઞ થકી પણ અજ્ઞ છે. તે શા શાટે કે ઈહાં (અહિંઆં) એ ઐકયતાની વાત સંભવતી જ નથી તે શી રીતે? કે જીવ તો નિત્ય અલ્પજ્ઞ છે, અને બ્રહ્મ તે તો સર્વજ્ઞ છે, અને વળી જીવ અનીશ્વર છે અને પરબ્રહ્મ તો ઈશ્વર છે તે એ બન્નેની વિદ્વર્જ્જન કહે છે કે ઐક્યતા કેમ થાય? તે ન થાય, તે શા માટે? કે જીવ તો અણુ છે, અને કર્માદિને વશ થઇને વિવિધ પ્રકારના ક્લેશ ભોગવે છે; અને મહદ્ બ્રહ્મ જે છે તે તો આનન્દમય છે, તેને કર્મ લેશ માત્ર નથી, અને જીવતો સ્વર્ગમાં નરકમાં પડે છે, અને વારંવાર જન્મમરણ ભોગવે છે, તે શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ કરે ત્યારે પાર પામે, અને વળી જીવ અનેક મનોરથ કરે છે, પણ તેમાંનો એકે પુરો પડતો નથી. અને બ્રહ્મ જે છે તે તો જે ચહાય તે કરે; તે તેને કોઈ

મટાડી ન શકે, અને વળી તું જોકે જગતમય બ્રહ્મ એક હું જ છું એમ જે કહે છે તે નર્કના ભોગ ભોગવે છે, અને વળી તું સાંભળ કે મિથ્યા ગુરુ, ને મિથ્યા જ્ઞાન, અને શિષ્ય પણ મિથ્યા, તે મિથ્યા ગુરુનું ધ્યાન કેમ સંભવે ? માટે હે શિષ્ય ! તું એ જુઠી જુક્તિઓની જાલમાં પડીશ મા, તે શામાટે ? કે અદ્વૈતભાવે સ્વામી સેવકના જ્ઞાન વિના કદાપિ મુક્તિ છેજ નહિ એમ વેદ પુરાણુ કહે છે, અને વળી વ્યાસાદિનો પણ એજ આશય છે, અને વળી તું સાંભળ કે સર્વ કોઈ એમ કહે છે કે હું વિપ્ર છું, ને ક્ષત્રિય છું, અને હું વૈશ્ય છું એમ સર્વને ભાવ છે પણ દેહ જીવની ભિન્નતા એ અજ્ઞાની કોઈ સમજતા નથી. ત્યારે એ અભેદ જ્ઞાન જો મુક્તિનું સાધન હોય તો સહેજે સર્વ કોઈ મુક્તિ ન પામે ? તે કેમ નથી પામતા ? એ રીતે જો પામતા હોય તો શ્રીગુરુના શરણનું પ્રયોજન શું રહે? અને વળી વેદમાં અશ્વત્થ એવો શરીર રૂપી વૃક્ષ કહ્યો છે, તેની ઉપર બે પક્ષી લખ્યા છે, શ્રુતિ—**द्वासुपर्णा ।** એવી શ્રુતિ છે અને તે બે પક્ષી તે કીયા ? બ્રહ્મ અને જીવ. એ રીતે વેદમાં પણ બ્રહ્મ અને જીવ બે કહ્યા છે. તે બ્રહ્મને જીવ એક છે, એવું તું કહે છે. તે એમ કહેતાં વેદ વિરૂદ્ધ વચન આવે. માટે બ્રહ્મ ને જીવ બે જુદા ન કહીએ તો તે વાણીમાં દોષ આવે, માટે એ જીવ જે છે તે સદા બ્રહ્મનો દાસ છે, તે નિત્ય છે અને બ્રહ્મ જે છે, તે જગતના સ્વામી છે, અને એ જીવ જે છે, તે બ્રહ્મનો દેહરૂપ છે, અને બ્રહ્મ જે છે તે એના અન્તર્યામી છે. અને દેહ જે છે તે તો જડ છે. અને તેમાં વ્યાપી રહ્યો છે એ જીવ તો અણુ છે, તે તેના હેતુરૂપ સાક્ષીભૂત શ્રીહરિ છે એમ વેદ વર્ણન કરે છે માટે

તે જે પરબ્રહ્મરૂપ જે શ્રીકૃષ્ણ તે તેને ત્રણે તત્ત્વને વિષે ભેદને અભેદ બન્ને કહેવાય, માટે એ નિર્ગુણને સગુણનો તેનો અર્થ શ્રુતિનો મોટા જને એમ કર્યો છે કે નિર્ગુણ જે કહ્યા બ્રહ્મને તેનો હેતુ એ છે કે પ્રાકૃત જે પ્રકૃતિજનિત જે ગુણ તે, તે બ્રહ્મમાં લેશ માત્ર નથી અને સગુણ જે કહ્યા તેનો હેતુ એજ છે કે અપ્રાકૃત અખિલ ગુણ છે. તે કયા કયા? કે સચ્ચિત ને આનન્દાદિ, અને વળી ષડૈશ્વર્યાદિ, તે છ તે કયા કયા? તેનાં નામ કહીએ છીએ એક તો ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય.

भर्ग भाग्यं षड्वर्ग ऐश्वर्य इति वचनात्।

એ ષડ્ગુણ સહવર્તમાન શ્રીભગવાન્ છે માટે સગુણ અને અગુણ બન્ને કહેવાય, અને કેવલ નિર્ગુણ જે કહે છે તે અતિશય મુગ્ધ છે. માટે જેને કશી ગતિ નથી ને કહે છે કે જીવને બ્રહ્મ એક છે, અને એ જીવ બ્રહ્મમાં ભળ્યો એમ કહે છે, તે જીવને બ્રહ્મ સદા ભિન્ન છે, તે તેનો વિવેક તુને બતાવીએ તે સમજી લે. કોની પેઠે? કે નદીના નીરને વિષે સમુદ્રનું જલ ચઢીને ભળે છે તે સમય તો ભિન્નતા લેશ માત્ર નથી ભાસતી પણ તે સમુદ્ર પોતાનું જલ લેઈને જ્યારે પાછો ફરે છે ત્યારે કેવલ નદીનું જલ અવશેષ રહે છે. અને વળી બીજું દૃષ્ટાન્ત કહીએ છીએ તે સાંભળ કે જેમ ઘણા એક વૃક્ષનો રસ મેલવીને મક્ષિકા મધુનો आपूप જે પુડો તે રચે છે, તેનો ભિન્ન ભિન્ન સ્વાદ બીજા કોઈને તો ન ભાસે, પણ એ મધપુડાની મક્ષિકાઓ જે છે તે તો સર્વ વૃક્ષનો ન્યારા ન્યારા રસનો સ્વાદ સમજે છે, તેમ એ પણ જાણી લેજે. વળી શ્રીભાગવત નવમસ્કન્ધનું દૃષ્ટાન્ત તુને કહીએ છીએ કે જીવ બ્રહ્મમાં મળ્યા પછી ન્યારો

રહે છે, તે આ રીતે સમજવું કે, વસિષ્ટ જનક બન્ને પરસ્પર શ્રાપ દેઇને ભસ્મીભૂત થઇ ગયા, તે એ બન્ને અદ્વૈતજ્ઞાનીમાં શિરોમણિ હુતા, તે ક્રોધવશ થઇને એકેકને શ્રાપ દીધો ત્યારે અદ્વૈતજ્ઞાન ક્યાં રહ્યું ? બીજો ભાસ્યો ત્યારે શ્રાપ દીધો કે નહિ ? ત્યારે એવા જ્ઞાની શિરોમણિને દ્વૈત ભાસ્યું, ત્યારે એ થકી અવર ઓછાંને ભાસે તેમાં શું કહેવું ? વળી એ ઠેકાણે કહીએ તે સાંભળ કે યજ્ઞ કરતાં ગુરુ યજમાન બન્નેનું મૃત્યુ થયું, ત્યારે દેવ સર્વના મનમાં એવી ચિન્તા થઈ કે હાવાં (હવે) કોઈ યજ્ઞ કરશે નહિ. આવું વિઘ્ન માંહિ થયું તે માટે. ત્યારે આપણે સઘળા યજ્ઞનો વિભાગ ક્યાંથી પામીશું ? તે ચિન્તાતુર થઇને સર્વે શ્રીભગવાનની સ્તુતિ કરી કે હે મહારાજ ! એ ગોર યજમાન બન્નેને જીવતા કરો; ત્યારે શ્રીભગવાને કહ્યું કે બન્ને પાછા જીવશે. તે વચનને બલે વસિષ્ટ મુનિ તો મિત્રાવરુણ સૂર્યનું વીર્ય અપ્સરાના ઉદરને વિષે પડયું હુતું, તે તે થકી વસિષ્ટમુનિ ઉદય થયા છે માટે વેશ્યાપુત્ર કહેવાય છે; અને હાવાં (હવે) જનકરાજાની વાત કહીએ તે સાંભળ કે જનક પરમજ્ઞાની હુતા. માટે તેનો આત્મા તો બ્રહ્મમાં ભળી ગયો હુતો તે દેવતાએ જીવતા કરવા માંડયા, ત્યારે તે આત્મા જનકનો બ્રહ્મમાં રહીને એમ બોલ્યો કે હું આહાં (અહિંઆં) સુખમાં છું, માટે દેવો ! મુને દેહધારી ન કરશો, ત્યારે દેવે કહ્યું કે શ્રીભગવાનનું વચન પાલન કર્યા વિના નહિ જ ચાલે. તે જનકનું નામ નિમિરાજા હુતું, માટે પ્રાણી માત્રની પલક ઉપર નિવાસ કર્યો. તે અરૂપે કરીને રહ્યા. તે તેને એટલું કામ સોંપ્યું છે કે સર્વના નેત્રનું રક્ષણ તમો કરજો, તે માટે રક્ષણ તે કરે છે. તે શી રીતે ? કે નેત્રને વિષે કાંઈ અજાણ્યું વિઘ્ન

આવે તે સમય કહ્યા વિના એ પલક મીચી જવાય. તે એનું નામ નિમિરાજા, માટે એ પલકનું નામ નિમિષ એવું પડયું. ત્યારે તું જો કે એ જનકનો આત્મા બ્રહ્મને વિષે મળ્યો હુતો, તદપિ જો જુદો નહતો તો કેમ બોલ્યો? કે મુને દેહધારી ન કરશો, માટે એમ સમજવું કે એ બ્રહ્મમાં મળ્યો કહેવાય, તદપિ ભિન્ન રહે છે, માટે બ્રહ્માનન્દનું સુખ ભોગવે છે, તે માટે એણે કહ્યું કે મુને મ્હાસુખમાંથી કાઢીને દેહધારી ન કરશો, માટે ભિન્ન રહે છે એમ સમજવું. અને જો ભિન્ન ન રહે તો બ્રહ્માનન્દનો ભોગ ન સંભવે એમ નિશ્ચે જાણવું; અને વળી બ્રહ્મરૂપથી જો જીવ ભિન્ન ન રહેતા હોય તો વ્રજવાસી બ્રહ્મમાં મળીને પાછા કેમ નીકળ્યા? અને વળી સનકાદિ પણ બ્રહ્મસ્નાત થઈને પાછા નીકળ્યા છે, તે શ્રીભગવાનના રૂપને દેખીને પોતાને મોહદેજ એમ સનકાદિએ કહ્યું છે કે હે મહારાજ! બ્રહ્માનન્દના સુખ કરતાં તમારા સ્વરૂપાનન્દનું સુખ ઘણું અધિકું છે, એ અમારા અનુભવની વાત અમે કહીએ છીએ, એમ શ્રીભગવાન પ્રત્યે સનકાદિએ શ્રીભાગવત પ્રથમસ્કન્ધમાં કહ્યું છે, અને કદાપિ તું દુરાગ્રહ વડે કહીશ તો વારૂ થતું હશે, તો એ સુખ શું? કે જલને કાંઈ જલપાનનું સુખ હોય? તે તું વિચાર, કે કમલની સુગંધનો ભોકતા તે ભ્રમર છે, પણ કમલની સુગંધિનો ભોગ કાંઇ કમલને નથી હોતો. તે કોની પેઠે? કે છતે સ્વામીએ વિધવાપણું માયાવાદી માને છે, પણ એ ભગવત્સ્વરૂપાનન્દનું સુખ તે ભગવદીય રસીકજન તે ભોગવે છે એ સુખ ઐકયતાવાળાને નથી. ત્યારે તું કહેશ કે મુક્તિનું સુખ તે કેવું હશે? તે તને કહીએ છીએ કે દુઃખ માત્રની નિવૃત્તિ એટલું જ સુખ છે. પણ ભગવત્સ્વરૂપાનન્દનું સુખ એને નથી. સુષુપ્તિઅવસ્થાની પેઠે

કશું જાણુવાપણું નથી રહેતું. માટે ભજનાનન્દ જે છે તે સર્વો-પરિ છે, પણ તે સુખનો અનુભવ જેને નથી તે ભાગ્યહીન જીવ જાણુવા, અને તે ભજનાનન્દનું સુખ પરિપૂર્ણ એક વ્રજ-ભક્તેજ ભોગવ્યું છે તેવું કોઈએ નહિ. તે શામાટે ? કે સર્વ ભક્ત શ્રીહરિને વશ તો થાય છે, પણ આતો શ્રીહરિ વ્રજભક્તને વશ અતિશય જ થયા છે તે બધા જગતમાં વિખ્યાત એ વાર્તા છે; અને શુકમુનિને વળી વ્યાસાદિકે તે ગોપીજનની પ્રશંસા કરી છે, અને વળી ઉદ્ધવસરખા મોટા જ્ઞાનીએ શ્રીગોપીજનના ચરણુની રજ માગી લીધી છે, અને વળી શ્રીશેષજી, શ્રીબ્રહ્માજીઆદિ મોટા અધિકાર પામ્યા છે પણ પોતાપણું નિંદીને, શ્રીગોપીજનના પદની રજને વન્દન કરે છે, અને વળી સર્વ કોઈ મોટા આ કહ્યા તે શ્રીકૃષ્ણુચન્દ્રને વન્દે છે, તે શ્રીકૃષ્ણુ પણ એ ગોપીજનને આધીન સદા થઈ રહ્યા છે, માટે ઇહાં (અહિઆં) સઘળી મોટમની અવધિ આવી ચૂકી; તે કોની પેઠે? કે જેમ *હસ્તિના પદમાં સર્વ કોઇનાં પદ લીન થઈ જાય છે તેમ, અને શ્રીભગવાનનાં સઘળાં નામ છે તે શ્રીભગવાનને વહાલાં તો છે, પણ શ્રીગોપીજનવલ્લભનામ જે છે તે તો શ્રીકૃષ્ણુચન્દ્રનન્દકુમારને પ્રાણુાધિક પ્રિય છે. એ શ્રીકૃષ્ણુચન્દ્ર બધા વિશ્વને વલ્લભ છે. તે શ્રીકૃષ્ણુચન્દ્રને એ વ્રજવામાઓ અતિશય પ્રિય છે, ત્યારે તું કહેશ કે એ શ્રીગોપી-જનમાં એવો શો મોટો પદાર્થ હશે કે શ્રીભગવાન વશ થઈ રહ્યા છે? તે તેનું હેતુ એ છે કે કશાહેતુ વિનાની અણુહેતુકીભકિત છે, અને પરિપૂર્ણ પ્રેમઆસકિત અને વ્યસન મૂર્તિમાન્ તન્મયતા સહિત છે. ઈર્યાંનામાં તે માટે એ રીતિની પ્રીતિ બીજા કોઇમાં

*सर्वं पदं हस्तिपदे निमग्नम्।

નથી. તે સર્વકોઇની સાભિપ્રાય પ્રીતિ છે, તે ગોપીજન સરખાં મહાદેવજી બ્રહ્માદિ મોટાજ્ઞાની યોગી સરખા પણ કોઈ નથી, અને તે હેતુવની સહજની પ્રીતિ જે છે તે શ્રીનાથજીને ઘણી ગમે છે. તે ભક્તિ પામવાને શ્રમ તો ઘણાએક કરે છે, પણ શ્રીરાધિકારમણની કૃપાવિના કોટિ સાધને નથી પ્રાપ્ત થતી. તે તેવી ભક્તિ અનપાયની (હાથ પગ વગરની) સંપૂર્ણ સુદૃઢ વ્રજભક્તમાં છે તે કદાપિ કિંચિત્ પણ કુંઠિત નથી થતી. તે તે ભક્તિ થકી શ્રીકૃષ્ણચન્દ્ર અજીત છે તે પણ જીતાયા છે. ત્યારે વળી કોઈ એમ કહેશે કે એ વ્રજભક્તની મતાએ કોઈ નહિ? એમ કેમ? ત્યારે ત્યાં કહે છે કે જો સમજ ન પડે તો સમજાવીને કહીએ છીએ, કે આટલા મોટા શ્રમસાધનના કરનારા કે જેની બરોબરી કોઈએ ન થાય તેવા તે કોણ કોણ? તે કહીએ છીએ કે 'શ્રીભગવાનની આજ્ઞા થકી શ્રીબ્રહ્માજીએ તપ ઘણા કાલ પર્યન્ત કર્યું. તદપિ તે બ્રહ્માને રાસમંડળમાં ક્યારે લીધો? માટે નથીજ લીધો. અને વળી જોગજુક્તિમાં શ્રીમહાદેવજી જેવા બીજા કોઈ પરિપૂર્ણ નથી કે જેનું મન પરમતત્ત્વમાં સદાકાલ ચકચુર છે, તદપિ તે શિવજીના કંઠમાં શ્રીહસ્ત ધરીને શ્રીનન્દરાજકુમારે હળીમળીને ગાન ક્યારે કર્યું છે? એ તે અધિકારને નથી પામ્યા. અને વળી જુવો કે બગદાલભ્યઋષિ કોટયાવધિકાલ પર્યન્ત તપ કર્યું. તે વર્ષામાં ભીંજતાં તેને શ્રીભગવાને છાયા કરીને કયારે ભીંજતાં રાખ્યા? તે શ્રીગિરિરાજધારીએ શ્રીગોપીજનને ભીંજતાં રાખ્યાં તેમ, અને વળી મહાતપસ્વી દુર્વાસામુનિ તે કેવલ દુર્વાભક્ષણ કરીને સદા રહેતા. તે મુનિને સુદર્શનચક્રાનલનો તાપ દેખીને તે અગ્નિને શ્રીનન્દકુમારે પાન કેમ ન કર્યો? અને શ્રીવ્રજભક્ત માટે તે દાવાનલ પીધો છે, અને વળી માર્કંડેય સરખા મોટા

મુનિ મહાતપસ્વી તે તેને પોતે જ માયાનું બલ દેખાડવા માટે ભમાવ્યા છે. શતકલ્પલગી જલને વિષે દુઃખ પામ્યા, તદાપ તેને વરુણ થકી ન મુકાવ્યા. તે શ્રીનન્દરાયજીને તત્કાલ વરુણ થકી મુકાવ્યા અને નિજભક્તને વિરહે શ્રીકૃષ્ણ અતિશય દીન થઇ જાય છે; અતિશય કરૂણામય છે, તે માટે એમ શ્રુતિ પણ ગાય છે કે શ્રીહરિ જીતવાનો શુદ્ધ પ્રેમલક્ષણા-ભક્તિ વિના બીજા ઉપાય જ નથી. અને જો કોટિકલ્પ પર્યન્ત તપ, સમાધિ, ધ્યાનાદિ જો કોઇ કદાપિ પણ કરે ત્યારે અઘરહિત જન થાય, ત્યારે તેને હૃદયને વિષે ભક્તિ ઉદય થાય તેનું વચનં

जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥

એ થકી ભક્તિ ઉદય થાય તે પણ સહેતુકી (સકામી), અને અણુહેતુકી ભક્તિ તો શ્રીકૃષ્ણચન્દ્રની કૃપા વિના ન જ થાય, અને શ્રીકૃષ્ણની કૃપા વડે જ્યારે થાય ત્યારે તેને કશું દુર્લભ નહિ, અને શ્રીકૃષ્ણચન્દ્ર તેને પ્રસન્ન થઇને વશીભૂત થઇ જાય તેનું વચન શ્રીમદ્દભાગવતમાં શ્લોક—

किमलभ्यं भगवति प्रसन्ने श्रीनिकेतने ।
तथापि तत्परा राजन् नहि वाञ्छन्ति किञ्चन ॥

હાવાં (હવે) કર્મજ્ઞાનને ભક્તિ તેનો ક્રમે ક્રમે અધિકાર છે તે કહીએ છીએ કે પ્રથન તો જીવને કર્મ યથા અધિકાર કરવાં, અને કર્મ કર્યા પછી જ્ઞાન ઉદય થયું ત્યારે કર્મની સમાપ્તિ, અને જ્ઞાન પરિપૂર્ણ આવ્યું, ત્યારે શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિનો અધિકાર થયો, ત્યારે તું કહેશે કે એ શા આધારે માનીએ ? તેનું પ્રમાણ શ્રીમદ્દભગદ્ગીતામાં શ્રીભગવાને જ ક્રમે ક્રમે એ ત્રણે

પ્રકરણ કહ્યાં છે કે પ્રથમતો છ અધ્યાય પર્યન્ત કર્મ કહ્યાં, અને પછી છ અધ્યાયે કરીને જ્ઞાન કહ્યું; ત્યાર પછી છ અધ્યાયે કરીને ભક્તિ કહી.

ज्ञानी चेत् भजते कृष्णं इति वचनात् ।

અને ભક્તિ થકી આગળ શરણાગતિ, તે શરણાગતિ વિષે સર્વધર્મનો ત્યાગ કરે તેનું દૂષણ નહિ, તે ધર્મત્યાગનું જે પાપ લાગે તે શ્રીકૃષ્ણચન્દ્રે શ્રીમુખે કહ્યું છે કે તે થકી હું છોડાવું, અને મારી શરણાગતિવાળાંને કશી શોચના કરવી નહિ એમ શ્રીમુખે શ્રીભગવાને કહ્યું છે તેનું વચન શ્લોક.

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

વળી એક યુક્તિ કહીએ છીએ કે ઉત્તરાશ્રમનો અધિકાર થયો ત્યારે પૂર્વાશ્રમનાં કર્મ ત્યાગ કરવાનું દૂષણ નહિ. તેનું જો કે દ્વિજાતિ સંસ્કાર બ્રાહ્મણના બાલકને કરે છે, તેને બ્રહ્મચારીનાં કર્મ અવિચ્છિન્ન રીતે પાળવાં એમ શાસ્ત્રમાં તથા વેદમાં પણ કહ્યું છે. તે તેને જ્યારે ગૃહસ્થાશ્રમનો અધિકાર થયો, ત્યારે પૂર્વે બ્રહ્મચર્ય કર્મ જે હતાં તેને ત્યાગ કર્યાનું દૂષણ નહિ. તે બાર વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય પાળવું એમ કહ્યું છે. પછી તેને શ્રીગુરુ પૂછે કે તારે ઉપકર્માણબ્રહ્મચર્ય પાળવું છે કે નૈષ્ઠિક પાળવું છે. જો ઉપકર્માણબ્રહ્મચર્ય પાળવું હોય તો બાર વર્ષ પછી ગૃહસ્થાશ્રમ ગ્રહણ કરે, અને નૈષ્ઠિક પાળવું હોય તો યાવત્ જન્મ પર્યન્ત પાળે. અને પેલા ગૃહસ્થને શાસ્ત્રોચિત ગૃહસ્થનાં કર્મ કહ્યાં છે તે પ્રમાણે પાળવાં. પછી વાનપ્રસ્થધર્મ ગ્રહણ કરવાની ઇચ્છા જો થાય તો સ્ત્રી પુરૂષ બન્ને વનમાં

જઈ કરીને યથોચિત વાનપ્રસ્થના ધર્મપાલન કરે. પછી ત્યાં ગૃહસ્થાશ્રમના ધર્મના કર્મનો ત્યાગ કરે તેનું દૂષણ નહિ. તદુપરાન્ત સંન્યાસ ગ્રહણ કરે તો વાનપ્રસ્થના કર્મનો ત્યાગ કર્યાનું દૂષણ નહિ. એજ રીતે કર્માદિકને વિષે સમજી લેવું કે જ્ઞાન આવ્યું ત્યારે કર્મ ત્યાગનું દૂષણ નહિ, અને ભક્તિ ઉદય થઈ ત્યારે જ્ઞાનત્યાગનું દૂષણ નહિ, અને શરણાગતિ આવી ત્યારે સર્વધર્મત્યાગનું દૂષણ નહિ. ત્યાં વચન—

साधनं असाधनं वा असाधु साधुमेव हि ।
शरणाद्धिवनिखिलं फलं प्राप्नोत्यसंशयः ॥

ઇત્યાદિ તે શરણાગતિનાં છ લક્ષણ શાસ્ત્રમાં કહ્યાં છે તે લખીએ છીએ તેનું વચનઃ—

आनुकूलस्य सङ्कल्पः प्रतिकूलस्य वर्जनम् ।
रक्षीशतोत्ति विश्वास भृतत्व वर्ण यथा
आत्मनिक्षेपकार्पण्य षडैते शरणागति ॥

અને હાવાં (હવે) પ્રથમ જે કર્મ કહ્યાં તેનું તાત્પર્ય એટલું કે અન્તઃકરણ શુદ્ધ થાય, તે અન્તઃકરણ શુદ્ધ થયું કેમ જાણીએ કે શ્રીહરિની શ્રવણાદિ ભક્તિને વિષે શ્રદ્ધા ઉત્પન્ન થાય, તે પછી કર્મનો ત્યાગ કર્યાનું દૂષણ નહિ. તેનું વચન એકાદશસ્કન્ધે ભગવદ્વાક્ય ઉદ્ધવપ્રતિ—

तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता ।
मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥ भा. ११-२०-९

માટે તે કર્મનો ત્યાગ કરવો તેનું પ્રયોજન શું? કે એ જે કર્મ છે તે ભક્તિને વિષે વિક્ષેપકારી છે એવું એકાદશસ્કન્ધમાં શ્રીધરસ્વામીએ શ્રીમદ્‌ભગવદ્વાક્યનું પ્રમાણ લેઇને કહ્યું છે.

सत्वशुद्ध्यर्थं कर्माणि कुर्वित्युक्त सत्वे च शुद्ध पुनः कर्मजाघं परिहाराय भक्तिविक्षेपकं कर्मादरं परित्यज्य दृढ विश्वासेन मां भजेत्युक्तम्।

ઇત્યાદિ માટે જે કોઇ દૃઢવિશ્વાસે કરીને શ્રીહરિને સેવે તો તેને કશો કર્મનો ચેપ અડે નહિ, અને વળી ત્યારે તું કહીશ કે કર્મનો ત્યાગ તો કો કાલે પણ ન કરવો એમ વેદમાં કહ્યું છે; તે કોને કહ્યું છે? કે જે સર્વાત્મભાવે શ્રીહરિને શરણે નથી ગયા તે પ્રત્યે કહ્યું છે, માટે સહુ કર્મનો ત્યાગ કરીને જે શ્રીકૃષ્ણચન્દ્રને ભજે છે તે ભજનધર્મ થકી સઘળાએ ધર્મ હેઠા છે ત્યારે તું કહેશ કે તેના વતીનાં કર્મ કોણ કરે? ત્યાં કહ્યું છે શ્રીભગવાને કે મારી શરણાગતિ પામેલા જે ભક્ત તેના માથાનાં કર્મ જે છે તે ત્રણ કોટિ ઋષિ મેં કરી મુકયા છે તે કરે છે તેનું વચન—

मदर्थे सकलं कर्म त्यक्त्वा ये शरणं गता।
तस्य कर्माणि कुर्वन्ति तिस्रकोटिमहर्षयः ॥

વળી શ્રીહરિના ભજનને અર્થે સ્વધર્મનો ત્યાગ કરે, અને ભજન કરવા માંડયું અને ત્યાંથી જો કદી પડે તોએ પણ તેનું અકલ્યાણ તો ન થાય, ત્યારે સ્વધર્મ પાલ્યામાં શી મોટાઇ એવડી છે તેનું વચન—
त्यक्त्वा स्वधर्मं चरणाम्बुजं हरेरित्यादि वचनात्। भा. १-५-१७ અને વળી ચતુર્થસ્કન્ધમાં પ્રચેતા પ્રત્યે શ્રીમહાદેવજીએ કહ્યું છે કે સો જન્મ પર્યન્ત સ્વધર્મનિષ્ઠ જો રહે ત્યારે બ્રહ્માના લોકને પામે. તે થકી આગળ બસો ચારસો જન્મ પર્યન્ત કરે ત્યારે શિવજીએ કહ્યું કે મારા લોકને વિષે આવે, અને વળી જે ભગવદીયજન છે તેને તો તેજ શરીરને અન્તે

શ્રીભગવાનના પરમપદની પ્રાપ્તિ થાય એમ લખ્યું છે શ્રીમહાદેવજીએ, કે જેમ અમો તથા દેવતા કલ્પને અન્તે પામીશું તે રીતે એને એ દેહાન્તે પામે તેનું વચન–

स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान्
विरिञ्चतामेति ततः परं हि माम्।
अव्याकृतं भागवतोऽथ वैष्णवं
पदं यथाहं विबुधाः कलात्यये॥ भा॰ ४–२४–२९

ઇત્યાદિ માટે સદા શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરવી તે એજ એક શ્રેષ્ઠકર્મ છે એમ શ્રીજગન્નાથરાયજીનું વચન છે તે શ્લોક.

एकं शास्त्रं देवकीपुत्रगीतं एको देवो देवकीपुत्र एव।
मन्त्रोप्येकं तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा॥

इत्यादि वचनात् ત્યારે વળી કર્મમીમાંસાવાદી બ્રાહ્મણ એમ કોઇ કહે કે ભગવત્સેવા તે જ તમો એ તો મુખ્યકર્મ ભગવદ્વાક્ય વડે પ્રમાણ કરી આપ્યું તે વાતતો સાચી, પણ શાસ્ત્રમાં એમ લખ્યું છે કે કર્મમધ્યે મુખ્ય સન્ધ્યા બ્રાહ્મણને કહી છે તે સન્ધ્યા જો ત્રણ દિવસ બ્રાહ્મણનો પુત્ર ન કરે તો બ્રહ્મત્વ તે દ્વિજનું જાય, તે બ્રાહ્મણને સન્ધ્યાનો આગ્રહ કયાંહાં પર્યન્ત લખ્યો છે?–કે જન્મમરણાદિનું આશુચ પડે તદપિ માનસિકસન્ધ્યા પણ કરવી, પણ સન્ધ્યાકર્મનો છેક ત્યાગ ન કરવો, તે ન ત્યજવી તેનું વચનઃ—

जातके मरणे वापि सन्ध्याकर्म न संत्यजेत्।
मनसोच्चारितं मन्त्रं *प्राणायामं विवर्जयेत्॥

---

* कुशोदकं विवर्जयेत्। એ બે પાઠ છે.

ઇત્યાદિ તે સન્ધ્યાભાષ્ય ગ્રન્થમાં એવો સન્ધ્યાનો આગ્રહ લખ્યો છે બ્રાહ્મણને. ત્યારે શિષ્ય કહે છે કે મહારાજ! એ વચનનું સમાધાન શી રીતે થાય? ત્યારે શ્રી ગુરુદેવ બોલ્યા કે હે શિષ્ય! તેં જે સન્ધ્યાનો આગ્રહ કહ્યો તે વાત સાચી, પણ એ જે સન્ધ્યા સર્વ બ્રાહ્મણ કરે છે તે તો રૂઢી માર્ગ છે. બહુધા થયું ત્યારે માન્યામાં ન આવે, પણ શુદ્ધ સન્ધ્યા જે વેદમાં લખી છે, તેનો પ્રકારતો ભિન્ન છે. તે સન્ધ્યા કુશ વડે, મન્ત્ર વડે, અને જલ વડે જે સર્વ કરે છે તેમ નથી થતી. તે વેદમાં વાસુદેવોપનિષદ્ છે, તેમાં તે સન્ધ્યાનો પ્રકાર લખ્યો છે તે શ્રુતિઃ—

न कुशैर्बध्यते सन्ध्या न मन्त्रेण च वारिभिः।
मनः सन्धीयते कृष्णे सा सन्ध्या सद्भिरुच्यते ॥

ઇત્યાદિ માટે સન્ધ્યા તે સન્ધિનું નામ છે. તે મનને શ્રીકૃષ્ણ સાથે સાંધે તે સન્ધ્યા પ્રામાણિક છે, એવું સત્પુરૂષ કહે છે. વળી એ ઠેકાણે તુકારામ મોટા ભગવદ્ભક્ત જેને સાક્ષાત્કાર શ્રીપાંડુરંગ, શ્રીવિઠ્ઠલનાથજીનો હુતો, અને દેહસહિત જે વૈકુંઠમાં ગયા છે, તેણે પણ એક અભંગમાં કહ્યું છે તે અભંગની ટીકા લખીએ છીએ.

જપતપ સન્ધ્યા અનુષ્ટાન કર્મ અવઘે ઘડે નામ ઉચ્ચારિતાં

ઇત્યાદિ વચનાત્—અને ઇત્યાદિ ઉપનિષદ્નાં તથા મોટા મહર્ષિનનાં વચન તેને ઉલ્લંઘીને દુરાગ્રહ વડે કર્મનો હઠ કરે તે કર્મજડ કહેવાય. તે કોની પેઠે કે જેમ શ્વાનના કંઠમાં ભાંડપાત્રનો કાંઠો ભરાયો હોય તે શ્વાન દોડે ત્યારે ગળામાં વાગે તે તેની ઉપર દયા આણીને કોઈ દયાલુપુરુષ કહાડવા જાય તો તેને કહાડવા ન દે, અને કરડવા દોડે અને પોતે

પોતાની મેળે કાઢી ન શકે, તેની પેઠે કર્મજડ દુરાગ્રહી જાણવા, અને તે કેવા હોય? કે અનીશ્વરવાદી હોય, **कर्मैव ईश्वरः** એમ માને, અને મીમાંસાશાસ્ત્રને મતે કર્મને વિષે અત્યાસક્તિ હોય તેને શ્રીહરિથકી વિમુખ જાણવા, અને વળી તેને શ્રીહરિની ભક્તિ કો કાલે પણ પ્રાપ્ત થાય નહિ. ત્યારે કહેશો કે શું સન્ધ્યાદિક કર્મ હરિભક્તને છેક ન કરવાં? તે એમ નહિ. તે કર્મ તો કરવાં, પણ અનાસ્થાયે કરીને, જેમ માથે વેઠ હોય તે જેમ તેમ કહાડવી લોકશિક્ષાને અર્થે **अनास्थायकृतकर्म शिक्षापत्रग्रंथे** તેનું વચન—

**सदोद्विग्नमनः कृष्णदर्शने क्लिष्टमानसः।**
**लौकिकं वैदिकं चापि कार्यं कुर्वन्ननास्थया।**
**कापट्यकृतकर्ममार्ग धर्माय नमः॥**

એવું શ્રીગુંસાઈજીનું નામ છે અને વળી જો કોઈ વિપ્ર બારગુણે સહવર્તમાન હોય, અને જો શ્રીભગવાન થકી વિમુખ હોય, તો તે પોતે જાતે પણ ન તરી શકે વિપ્રપણાના અહંકારવાળા, તો બીજાને શું તારે? અને શ્રીહરિને સન્મુખ ચાંડાલ પણ જો કદાપિ હોય તો તે શ્રીહરિની ભક્તિના બલસંબંધે પોતાની *એકોતરશત પેઢી સપ્તગોત્ર સહવર્તમાન પવિત્ર કરીને તારે, ત્યારે તે હરિવિમુખ વિપ્ર થકી પેલો હરિસન્મુખ ચાંડાલ અત્યુત્તમ ઠર્યો. અને વળી દશમસ્કન્ધમાં મોટા ઋષિઓએ પોતાને મુખે પોતાની નિન્દાની વાંચ્છના કરી છે. શ્રીકૃષ્ણચન્દ્રે

* સાત ગોત્ર અને એકશોએક પેઢીનો પ્રકાર કવિ દયારામભાઇએ વસ્તુવૃન્દ દીપિકાગ્રન્થે બતાવ્યાં છે.

પિતા ૨૪, માતા ૨૦, સ્ત્રી ૧૬, પુત્રી ૧૨, બહેન ૧૧, ફોઈ ૧૦, માશી ૮, (આ પ્રમાણે સાત ગોત્ર અને એકસોએક પેઢી છે.)

અન્ન મંગાવ્યું તે બહિર્મુખતા અતિશય હુતી કર્મજડતા વડે, અને તીયાંની (તેમની) સ્ત્રીઓ શ્રીભગવાનના સન્મુખ જઈને શ્રીભગવાનને અન્ન આપી આવીઓ. તે શ્રીભગવાને ગોપસહુ-વર્તમાન તીયાંનું (તેમનું) અન્ન જે ભક્ષણ કર્યું તેના પ્રતાપ બલવડે આંગીરસકુલના બ્રાહ્મણ સર્વની બહિર્મુખતા દૂર થઈ તે સમય પશ્ચાતાપ કરીને જે વચન કહ્યું છે તે લખીએ છીએ.

धिग्जन्म नस्त्रिवृद्विद्यां धिग्व्रतं धिग्बहुज्ञताम्।
धिक्कुलं धिक् क्रियादाक्ष्यं विमुखा ये त्वधोक्षजे॥ भा.१०-२३-३९

અને કદી હરિજન શ્રીહરિને વિષે આસક્તિવાળા દોષવાન્ જો હોય તદપિ તના દોષ પ્રભુ ગુણ કરીને માને છે; અને શ્રીહરિથી જે વિમુખજન છે, તેના ઘણા ગુણ હોય છે તોય તે ગુણને પ્રભુ દોષ કરીને માને છે. અને જે મધ્યસ્થ જીવ છે જે શ્રીપ્રભુને વિષે આસક્ત પણ નથી અને અનાસક્ત પણ નથી તેને મધ્યસ્થ કહીએ. તેના પ્રભુ દોષના દોષ માને છે અને ગુણના ગુણ માને છે. તેનું પુરાણાન્તરે વચન—

रक्ते विरक्ते मध्यस्थे स्वामिनस्त्रिगुणा गुणाः।
दोषा गुणा गुणा दोषा दोषा दोषा गुणा गुणाः॥

ઇત્યાદિ એમ જે કહ્યું તે કોને કોને વિષે જાણીએ? તેનાં ઉદાહરણ કાંઈ એક કહીએ છીએ તે તું જો કે એક તો ધ્રુવજી, બીજા પરાશરઋષિ, ત્રીજા પાંડવ, અને ચોથો ઇન્દ્ર એ ઇત્યાદિ ઘણાના સન્મુખતા પ્રીતિ વડે, જે જે દોષ તે શ્રીપ્રભુએ ગુણ ગણ્યા છે ત કહેતા નથી પ્રત્યક્ષ, પણ સુજ્ઞ હોય તે વિચારી જોજો, અને પ્રાચીન બર્હિષ અને નૃગરાજા, અને કર્ણાદિ શ્રીપ્રભુની

ભક્તિ થકી વિમુખ હતા, તે માટે તેના ગુણ તો ઘણા હતા પણ વિમુખતાના દોષે સઘળા દોષરૂપ થઈ ગયા, અને મધ્યસ્થ જે કહ્યા છે તે તો ભીષ્મપિતાદિ. તે ભક્તિને વિભાગે તીયાંને (તેમના) અન્તકાલે દર્શન પણ શ્રીભગવાને આપ્યું. અને શ્રીભગવાનના શ્રીઅંગને વિષે બાણ સ્પર્શ કરાવ્યાં હતાં, તેનું ફલ પણ ભોગવાવ્યું કે બાણશય્યાએ સુવાડીને મહાકષ્ટ પણ ભોગવાવ્યું. એમ ત્રણ પ્રકારના જીવનું ઉદાહરણ સમજી લેવું. અને જો બ્રાહ્મણકુલમાં અવતરીને શ્રીહરિની ભક્તિ કરતો હોય તો તેની તુલનાએ તો જગતમાં કોઈ ન કહેવાય. અને સાચા બ્રાહ્મણ તે તેજ કહેવાય કે જેને શ્રીકૃષ્ણચન્દ્ર પરબ્રહ્મનું યથાવિધિ જ્ઞાન થયું છે તેજ બ્રાહ્મણ; અને એ ઠેકાણે શ્રુતિવચન છે.

**जन्मना जायते शूद्रः संस्काराद्‌ द्विजोच्यते ।**
**वेदाभ्यासेन भवेद्विप्रः ब्रह्म जानातीति ब्राह्मणः ॥**

ઈત્યાદિ, ત્યારે એ બ્રહ્મને જાણ્યા વિના જે બ્રાહ્મણ કહેવાય છે, તેતો રૂઢી કથનમાત્ર છે. તે શાસ્ત્રની રીતે તો સાચા ન કહેવાય. તે કોની પેઠે કે જેમ દુગ્ધને અમૃતની ઉપમા આપે છે તે કથનમાત્ર જેમ છે, પણ સાચા અમૃતના જેવો દુગ્ધમાં ગુણ નથી. તે કેમકે મૃતકકાયાને સજીવન દુગ્ધ કરી ન શકે, અને અમૃત સજીવન કરી શકે. તે રીતે ઈહાં (અહિઆં) જાણવું. ત્યારે એવું સાંભળીને ત્યાં શિષ્ય બોલ્યો કે હે મહારાજ, બ્રાહ્મણ તો સઘળા બરાબર કહેવાય તેનું વચન છે. શ્લોકઃ—

**अविद्यो वा सविद्यो वा ब्रह्मबीजं नमस्तुते ॥**

ઈત્યાદિ, ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે શિષ્ય તું બ્રહ્મયોનિને વિષે અવતર્યો છે માટે તુંને દુઃખ લાગે

છે ? પણ એનું સમાધાન શ્રીશંકરાચાર્યજીએ વજ્રશુચિઉપનિષદ્ કર્યું છે, તેમાં નિઃસન્દેહ કરીને કહ્યું છે. તેમાં તો વિસ્તાર એ વાતનો ઘણો છે, પણ તુને તેમાંનો કિંચિત્ કહી દેખાડીએ તે તું સાંભળ, તારો સન્દેહ મટી જશે. તે વજ્રશુચિઉપનિષદ્‌માં આ રીતે કહ્યું છે, કે જો તું બ્રાહ્મણ તે કોને કહે છે ? કે આત્મા દેહ બન્ને મધ્યે કોઈને કહેવું સંભવતું નથી. તે કેમકે જો દેહને તું બ્રાહ્મણ કહેશ તો એ દેહને એનો પુત્ર દગ્ધ કરે છે ત્યારે તેને બ્રહ્મહત્યા લાગી જોઈએ, તે કેમ નથી લાગતી ? અને જો કદાપિ તું જીવાત્માને બ્રાહ્મણ કહિશ તો તે પણ નથી સંભવતું. તે કેમકે જીવાત્મા તો ઈશ્વરનો અંશ છે. તે શ્રીગીતાજીના પંદરમા અધ્યાયમાં શ્રીભગવાને શ્રીમુખે કહ્યું છે. તે વચનઃ—

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥**

ઈત્યાદિ, અને વળી સંઘળે વ્યાપક છે, અને તું જો પૃથક્ પૃથક્ જીવાત્મા કહિશ તોએ પણ તેમાં દૂષણ આવશે. તે શી રીતે કે આત્માતો કર્મને સંબંધે કરીને ઘણા ઘણા દેહ બદલે છે, તે કાંઈ આત્માને તો મૃત્યુ છે નહિ, અને આત્માતો સઘળે તેનો તે રહે છે. તેનું વચન શ્લોકઃ—

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**

ઈત્યાદિ, અને શરીર જુદાં જુદાં બદલે છે તેનું પણ વચન લખીએ છીએઃ—

**वासांसि जीर्णानि यथा विहाय ।**
**नवानि गृह्णाति नरो पराणि ॥**

ઇત્યાદિ, એ રીતે જોતાં સઘળે આત્માને બ્રાહ્મણ કહેવો જોઈએ. અને વળી શુકલવર્ણું હોય તેજ બ્રાહ્મણ એમ તું કહીશ પણ તેનોએ સઘળે એક નિશ્ચે નથી. તેતો પ્રત્યક્ષ જોવામાં આવે છે. તે પ્રત્યક્ષને પ્રમાણ શીદ જોઈએ. અને જો **બ્રહ્મબીજં નમસ્તુ તે** એમ જે કહેવાય, છે તે બ્રહ્મબીજનો પણ સઘળે નિશ્ચય કયાં છે? અને તે બ્રહ્મબીજનું પરિપૂર્ણજ્ઞાન કોને છે? તે પણ નથી. માટે નિશ્ચે એક એજ ઠર્યું કે બ્રહ્મ એવા જે શ્રીકૃષ્ણ તેને ઓળખીને ભજે તેજ બ્રાહ્મણ, એ વાત નિશ્ચે છે તેતું સાંભળ. તેનાં તુને સ્થલ બતાવીએ કે ઋષિશૃંગ મૃગીથકી ઉત્પન્ન થયા છે, અને કુસુમાસ્તરણથી કાષિકઋષિ થયા છે, અને શશાપીઠ થકી ગૌતમઋષિ ઉદય થયા છે. અને વાલ્મિકઋષિ વલ્મ જે રાફડો તે થકી ઉદય થયા છે, અને પરાશરઋષિ મોટા વેદવ્યાસના જે પિતા તે ચાંડાલીના ગર્ભથકીઉદય થયા છે, અને અગસ્ત્યઋષિ કુંભ થકી ઉદય થયા છે, અને માતંગઋષિ માતંગી (હસ્તિની) થકી ઉત્પન્ન થયા છે, અને માંડવ્યઋષિ મંડુકી (દેડકી) થકી ઉત્પન્ન થયા છે, અને અનુચરઋષિ કિરણી થકી ઉત્પન્ન થયા છે, અને ભરદ્વાજઋષિ શૂદ્રાણી થકી ઉત્પન્ન થયા છે, અને વેદવ્યાસઋષિ કૈવર્તકકન્યા થકી ઉદય થયા છે, અને વસિષ્ટઋષિ વેશ્યા થકી ઉત્પન્ન થયા અને વિશ્વામિત્રઋષિ ક્ષત્રિયાણી થકી ઉત્પન્ન થયા છે, અને નારદ ઋષિ દાસી થકી ઉત્પન્ન થયા છે, ઇત્યાદિ જે બ્રાહ્મણ થયા છે અને કહેવાયા છે તે કેવલ પરબ્રહ્મ એવા જે શ્રીકૃષ્ણ તેને જાણીને ભજ્યા છે, તેજ માટે. અને શ્રીકૃષ્ણચન્દ્ર જોડે જેણે પ્રીતિ નથી કરી તે તો કેવલ બહિર્મુખપાપરૂપજ જાણવા. અને શ્રીકૃષ્ણની ભક્તિ વિના કેવલ જ્ઞાની તે પણ મહા અજ્ઞાની જાણવા. તે શામાટે કે પોતે અલ્પજીવ તે પ્રભુપણું માનીને

બેઠા છે. અને સઘળો દાસનો ધર્મ ત્યાગ કરે તે પરમેશ્વરને પ્રિય કેમ લાગે? અને તે કોની પેઠે કે લવણ, સાગર થકી ઉત્પન્ન થયું તે એમ કહેકે હું જ સાગર છું, એ વાત તે કોણ કહે કે સાચી? માટે જીવ કદાપિ બ્રહ્મ ન થાય. તે બ્રહ્મથી ઉપજ્યો છે તો ખરો, તદપિ ફરીને પાછો બ્રહ્મ ન થાય. તે કોની પેઠે? કે મોટી મોટી નદીઓ જે સ્થલ થકી ઉત્પન્ન થઈઓ છે તે પાછીઓ અવળીઓ વહીને મૂલસ્થાનમાં ન સમાય. અને વળી સ્વાતિબિન્દુથકી મુક્તાફલ થયું, તે કદાપિ પાછું સ્વાતિનું જલ ન થાય. અને વળી કપાસ થકી જે વસ્ત્ર થયાં તે પાછાં કપાસ કદાપિ ન થાય, તેજ રીતે જીવ બ્રહ્મ ન થાય. માટે કાર્યને કારણ નિરન્તર ભિન્ન જ છે, પણ તેને મૂર્ખ નથી સમજતા. તેનું એક તુને યુક્તિદૃષ્ટાન્ત કહીએ તે તું સમજ, કે બધા *વર્ણ છે તેને તો તું હરિસ્થાની જાણ અને એક 'ર'કારને જીવસ્થાની જાણ. તે 'ર'કારનો વર્ણમાં બે રીતે સંજોગ થાય છે, તે એકતો **ક્રમ** અને એક **કર્મ**. તે **ક્રમ** કહેતાં તો 'ર'કાર કકારમાં મળી ગયો, અને **કર્મ** કહેતાં જુદો વળગી રહ્યો છે, તે તેનો તે રેફરૂપે થયો. તે વર્ણરૂપ જે શ્રીભગવાન્ તેણે છત્રરૂપકરીને માથા ઉપર રાખ્યો, અને **ક્રમ** કરતાં રકાર કકારમાં મળી ગયો છે માટે તેનું રૂપ નીચે-તલે કર્યામાં આવે છે. માટે જ્ઞાની મળી જાય છે તેનું રૂપ એ રીતે શ્રીભગવાને રાખ્યું છે, અને રેફને છત્રરૂપ કરીને મસ્તક ઉપર રાખ્યા છે તે દાસરૂપ જાણવા. એની સમજણ મનમાં વિચારી જોજે. એક ઠેકાણે નરસિંહ મહેતા સરખા મોટા ભગવદીયે એક કીર્તન ગાયું છે કે

બ્રહ્મજ્ઞાનકથતા થકા નર્ક જાય. ઇત્યાદિ,

---

*અક્ષર (ક, ખ, ગ......)

અને વૈષ્ણવજન તે કેવા શ્રીભગવાનને પ્રિય છે, તે પણ મહેતાજીયે ગાયું છે.

પ્રાણ થકી મુને વૈષ્ણવ વહાલા જેને રાત દિવસ હૃદયે ભાવું રે;
તપ તીરથ વૈકુંઠ પદ મેલી મારા હરિજન હોય ત્યાં હું આવું રે.

એ પદતો મોટું છે. પણ થોડાએકમાં સમજી લેજે. અને વળી બ્રહ્માનન્દ કરતાં સ્વરૂપાનન્દ અધિક સનકાદિએ પણ કહ્યો છે. અને વળી શ્રીશુકદેવજી પણ બ્રહ્માનન્દ નિમગ્ન થયેલા હુતા ત્યાં થકી સ્વરૂપાનન્દે ખેંચીને બારણે કહાડ્યા, માટે સ્વરૂપાનન્દ અત્યન્ત ઉત્કૃષ્ટ છે. માટે એ શ્રીશુકદેવજી બ્રહ્માનન્દના ભોગી થયા હુતા. પણ જો બ્રહ્મ થકી ભિન્ન નહોતા તો સ્વરૂપાનન્દનો અનુભવ કરવાને કેમ નીકળ્યા? માટે મન થકી તું કોટિ કલ્પનાઓ કાઢી કરીને શ્રીપુરુષોત્તમની કેવલ સેવાજ કર. તે એ વાર્તા પુષ્ટિભક્તિના શ્રીમદાચાર્ય શ્રીવલ્લભાચાર્યજી તીયાંણે (તેમણે) પણ એક ટીકામાં એમ લખ્યું છે **ज्ञानमार्गो भ्रान्तिमूलः** એટલે જ્ઞાનમાર્ગ જે છે તે કેવલ ભ્રાન્તિનું મૂલ જ છે; માટે જેને શ્રીકૃષ્ણચન્દ્રને પ્રેમલક્ષણા ભક્તિ વડે ભજવા હોય તેને એ અદ્વૈત અનુકૂલ નથી જ. અને એ જ્ઞાન કેવું છે?–કે કહેતાં પણ કઠિન છે, અને સમજવું પણ ઘણું કઠિન છે, અને એનું સાધન તે પણ ઘણું કઠિન છે, અને એનો વિવેક તે પણ ઘણો કઠિન છે. એ જ્ઞાનની રીતે કલ્યાણ થવું તે ઘુણાક્ષરન્યાયે કરીને છે, અને તેમાં વિઘ્ન પણ અનેક રહ્યાં છે. એમ ઉત્તરકાંડમાં કાગભુસંડીમુનિએ ગરુડજી પ્રત્યે કહ્યું છે, તે તુલસીદાસભગવદીયે પણ શ્રીરામાયણમાં વર્ણન કર્યું છે.

## દુહો.

કહુત કઠિન સમજુત કઠિન, સાધન કઠિન વિવેક;
હોઈ ઘુણાક્ષર ન્યાય તે પુનિ પ્રબોધ મન એક.

ઇત્યાદિ, એમ એ રીતે કોઈ એકને જ્ઞાન સફલ કોઈ એકવાર થાય એમ જાણજે, અને એમાં પ્રયાસ પ્રમાણે સુખ નથી તે પંડિતજન સમજે. એ મુક્તિ કાંઈ અતિશય પુરુષાર્થવાળી નથી. તે શા માટે કે જ્ઞાનવૈરાગ્યયોગાદિ થકી અતિશય પ્રયાસે કરીને જે મુક્તિ મલે છે તે મુક્તિ મહાદુષ્ટ એવા જે અસુર તેઓ ભગવાન્ ઉપર વૈરભાવ રાખે છે. તે શિશુપાલ કંસાદિનું પ્રત્યક્ષ પ્રમાણ જોઈ લ્યો કે વૈરભાવે કરીને શ્રીપ્રભુએ જેને જેને માર્યા તે જે મુક્તિ, જ્ઞાની પામે છે તે મુક્તિ તે પણ પામ્યા છે. ત્યારે જ્ઞાન અને વૈરમાં ફેર તે શો પડયો? એટલે એ કહ્યાનું પ્રયોજન એ કે જે જ્ઞાનીને ઘણી દુર્લભ વસ્તુ છે તે શ્રીકૃષ્ણચન્દ્રના ભક્તરસિકજન તેને શ્રીભગવાન્ આપે છે તોય તે લેતા નથી. તેનું વચન—

**दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ।**

ઇત્યાદિ, અને એ સાંખ્યશાસ્ત્રને વિષે તત્વગણના કરે છે, તે તેને શ્રીહરિની પ્રેમલક્ષણા ભક્તિવાળા રસિકજન તુચ્છ કરીને માને છે. તે કોની પેઠે? કે જેમ દુબળું ભૂત હોય તે ઢેફળાંને દેખીને પ્રસન્ન થાય. પણ શ્રીપ્રભુ જોડે હેતના ગ્રાહક જે છે, તે તો શ્રીપ્રભુનું હેત દેખે ત્યારેજ પ્રસન્ન થાય. તે તું જો કે રાજા પરીક્ષિત સરખો સમજુ તેને પણ પ્રેમરસ પચ્યો નહિ, ત્યારે તે માટે કુશંકા કરવી પડી. તે વાત શ્રીશુકદેવજીએ સમજીને

પ્રેમવાર્તા બંધ કરીને મુક્તિમાર્ગ સીધો દેખાડયો (૧) માટે નિત્ય સેવકસ્વામીના ભાવ વિના અન્યથા આનન્દ છે જ નહિ. તે કોની પેઠે કે જેમ માંઝારને એકલું પય પચે પણ તાંદુલ શર્કરાદિયુક્ત જે પાયસાન્ન ક્ષીર તે ન પચે; વમન કરી નાખે. તેમ જ જ્ઞાનીને એકલું બ્રહ્મજ્ઞાન રુચે. એને શ્રીગોપીજનસંયોગે રાસક્રીડાદિ રસલીલા તે રૂપી જે ક્ષીર તે તીયાંને (તેમને) ન પચે માંઝારની પેઠે. અને પ્રભુ કદાપિ સાયુજ્યમુક્તિ સંબંધે પોતામાં મેળવે તદપિ પ્રેમલક્ષણાભક્તિ પોતાની ન આપે. ત્યારે તું કહેશ કે આપે. તે વ્રજવાસીજન અને ગોપીજનાદિ કોઈ એક વીરલા રસલીલાના અધિકારી તેવા શુદ્ધ જનને આપે. માટે એ સર્વસાધન શિરોમણિ શ્રીકૃષ્ણચન્દ્રની પ્રેમલક્ષણાભક્તિ છે, તે વિના બીજા કોટિસાધન ઉપાયે પરમપદની પ્રાપ્તિ નથી થતી; તે કોઈ એક કહી દેખાડીએ છીએ, તે તું સમજ, કે પ્રાચીન બર્હિષ રાજાએ સઘળી પૃથિવી યજ્ઞાંકિત કરી, તદપિ શ્રીહરિની ભક્તિ થકી રહિત હુતો માટે એ યજ્ઞને વિષે જે જે પશુને હણ્યાં હુતાં, તે સઘળાં આકાશમાર્ગે શસ્ત્ર ધરીને તેને મારવાને ઉભાં હતાં, એવું શ્રીનારદજીએ તે રાજાને પ્રત્યક્ષ દેખાડયું, ત્યારે અત્યન્ત ભય પામીને શ્રીનારદજીને શરણ આવ્યો, ત્યારે શ્રીનારદજીએ શ્રીહરિશરણાગતિ પમાડીને તે ભયથી ઉગાર્યો. અને વળી નૃગરાજાએ વેદોક્તકર્મ સઘળાં યથાવિધિ સમ્યક્ પ્રકારે આચરણ કર્યાં. અને ગૌદાન યથોક્ત-વિધિએ પારાવાર કર્યાં, તદપિ તેને શ્રીવૈકુંઠપ્રાપ્તિ ન થઈ, અને ત્રણ યુગ પર્યન્ત કૃકલાસનો (કાંચીડો) અવત્તાર આપીને કૂપમાં

(૧) પ્રેમની વાત પરીક્ષત પ્રીછયો નહિ સમજીને શુકજીએ રસ સંતાડયો. જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રન્થ પૂરણ કર્યો મુક્તિમાર્ગને સીધો દેખાડયો.

નાખી મુકયો, તે તેનું કારણ શું ? કે સાધનતો ઘણું પણ શ્રીયશોદાનન્દનની ભક્તિ થકી રહિત હતો તે માટે. ત્યારે એમ કોઈ કહેશે કે એણે અત્યન્તગૌદાન યથાવિધિ કર્યાં તે ફલીભૂત કેમ ન થયાં ? તેનું કારણ એ કે એણે કેવલ સાધનને જ ફલરૂપ માન્યું હતું, અને શ્રીહરિના ચરણારવિન્દપ્રાપ્તિ માટે નોહોતું કર્યું, અને એનું એ ગૌદાન શ્રીનન્દરાયજીએ શ્રીકૃષ્ણ પ્રીત્યર્થ કર્યાં હુતાં, તે તેને મહાફલની પ્રાપ્તિ શ્રીહરિની ભક્તિએ કરીને થઈ, અને વળી રાજા કર્ણ મહાદાનેશ્વરી જગત્માં કહેવાયો, પણ શ્રીકૃષ્ણચન્દ્રના ચરણારવિન્દ થકી વિમુખ હુતો તે :માટે શ્રીહરિપદની પ્રાપ્તિ ન થઈ. ઇત્યાદિ દૃષ્ટાન્ત ઇતિહાસે કરીને સમજી લેવું; અને વળી યોગે કરીને પણ વાસના મનની ટળતી નથી શ્રીહરિની ભકિત વિના. તે યોગવસિષ્ઠગ્રન્થમાં લખ્યું છે કે કોઈ યોગીની ઘણા કાલે સમાધિ ઉતરી ત્યારે કઢી થઈ એવું પુછ્યું, તે એ વાત વિસ્તારે કરીને તુને અમોએ પહેલી કહી છે. માટે અગણિત સાધન કોઈ કરો તદપિ શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ વિના કશો અર્થ સિદ્ધ ન થાય, અને જો શ્રીહરિની ભક્તિ છે તો કોઈ સાધનનું કિંચિત્ પણ કામ નથી; માટે કોઈ અજાપ્ય જાપ જપો, અને અનહદનાદ સાંભળો, તદપિ એ સઘળાં શ્રીહરિની ભક્તિવિના પાંપલાં (ફાંફાં) છે. તે તું જોકે શ્રીહરિની ભક્તિભાવવિના કેવલ સાધને અર્થ કશો થતો જ નથી, તે તેનાં તને દૃષ્ટાન્ત બતાવીએ તે તું સાંભળ; કે કદાપિ કોઈએ જો કામને જીત્યો ત્યારે તે થકી શું થયું ? જેમ ઘણાએક મંદલ (ઈજડા) તે તેને શું કાંઈ કામ છે ? ત્યારે તેમાં એક મંદલ એ પણ વધ્યો જો શ્રીહરિની ભક્તિ નથી તોજ. અને જો કદાપિ ક્રોધ જીત્યો, ત્યારે એક વૃક્ષ વધ્યો, તે વૃક્ષને

ઘણી પીડા કોઈ દે તદપિ તે ક્રોધ નથી જ કરતો, તો પણ એ શ્રીહરિના ભાવ વિના જેમ અફલ છે, તેમ તે પણ જાણવો. અને વળી કદાપિ લોભ જીત્યો કોઈએ અને શ્રીહરિ વહાલા જો નથી તો તેપણ અફલ છે, તે સમજુના મન થકી એક અજગર વાધ્યો, તે તે અજગરને લોભ નથીરતો, માટે શું કંઈ એને ભાવવિના શ્રીભગવત્પ્રાપ્તિ થશે ? અને વળી શૂરા મોહ તજીને સંગ્રામમાં મરવાને પડે છે, તેમ એણે મોહ તજ્યો, ત્યારે એક શૂરો વધ્યો; અને અહંકાર કદા જીત્યો, ત્યારે એક વ્યસની વધ્યો, તે વ્યસનીને તિરસ્કાર હજારો લોકો કરે છે, પણ તે શું તિરસ્કારને ગણે છે ? અને માત્સર્ય જે પારકો ઉત્કર્ષ ન સહન થાય તેનું નામ માત્સર્ય કહીએ, તે કદી એણે જીત્યો ત્યારે એક ઉન્મત્ત વાયુવાળો વધ્યો. તે ગાંડાને પારકી ઈર્ષા નથીજ રહેતી, માટે શું ભાવ વિના શ્રીહરિને પામશે ? એટલે નહિજ પામે. અને કોઈ પવન આહાર કરીને રહે તો એક પન્નગ (સર્પ) વધ્યો જાણવો. અને કોઈ પય આહાર કરીને રહે તો તે ભાવ-વિનાનો વચ્છ કરીને જાણવો. અને કોઈ મધુર ભાષણ કરે તો એક મયૂર વધ્યો. અને જો ભાવવિના તીર્થસ્નાન કરે તો મચ્છ વધ્યો જાણવો. અને જો અલ્પઆહાર કરીને રહે તો એક શુક વાધ્યો જાણવો. અને અલ્પનિદ્રા કરે તો એક શ્વાન વધ્યો જાણવો. અને જો કેવલ શૂન્ય સમાધિ કરે છે તો એક કેકી વાધ્યો જાણવો. અને જો કોઈ વનવાસ કરીને રહે છે હરિભજન વિના, તો તેને મૃગજાતીય વાધ્યો જાણવો. અને જો હરિના ભાવ વિના ચારે વેદ કદી ભણે છે તો એક રાવણ વધ્યો જાણવો. અને જો વિવિધ પ્રકારનાં શાસ્ત્ર ભણ્યો છે અને તેનો સાર શ્રીહરિની ભક્તિ નથી સમજ્યો ત્યારે તે ચંડોલ પક્ષી એક વાધ્યો જાણવો. અને

જગત્‌માં પૂજ્ય થઈને કદાપિ પૂજાયો, અને શ્રીહરિને જો નથી પૂજતો તો મણિધર સર્પ વાધ્યો જાણવો. તેને એક ઉદરભરણુ એટલોજ લ્હાવ. અને કદી દાન ઘણુંએક આપે છે શ્રીકૃષ્ણાર્પણુ કર્યા વિના, તો એક યશલોભી વધ્યો. અને જો શ્રીહરિના ભાવ વિના શાન્ત થઈને કેવલ બેસી રહ્યો છે તો એક અશકત વાધ્યો. અને જો શ્રીહરિના ભાવવિના કેવલ ત્યાગી થઈને બેસી રહ્યો છે તો એક દરિદ્રી વધ્યો જાણવો. અને જો શ્રીહરિના ભાવ વિના જો કેવલ એકાન્તમાં જઈને બેસી રહ્યો છે તો એક સર્પ વધ્યો જાણવો તમોગુણીને. અને જો કદાપિ અગ્નિમાં તન હોમે છે શ્રીહરિના ભાવવિના, તો તેને એક પતંગ વાધ્યો જાણવો. અને જો હરિના ભાવવિના જલશાયી કરે છે તો એક દુઃખીઓ વાધ્યો જાણવો. અને જગતમાં વડો કહેવાયો છે, અને જો શ્રીહરિને નથી ઓળખ્યા તો જેવો દીપક ઓળખાય છે ને વડો થયો કહેવાય છે તદ્વત્ જાણવો. અને શ્રીહરિના ભાવવિના કેવલ શીત, ઉષ્ણુ, અને વર્ષાનાં દુઃખ સહન કર્યાં કદી, તો એક વૃક્ષ વાધ્યો જાણવો. અને કદી જો શ્રીહરિના ભાવવિના જો તૃષા ત્યાગ કરી છે તો ઘુંણુ વાધ્યો વા ચાતક વાધ્યો. અને શ્રીહરિના ભાવવિના જો નિઃશંક થઈને સઘળે વિચરે છે તો એક બલિવર્ધ જે સાંઢ તે એક વાધ્યો. અને જો કદી લવણુ ત્યાગ કર્યું છે શ્રીહરિના ભાવવિના, તો એકરોગી વાધ્યો જાણવો, અને કદી શ્રીહરિના ભાવ વિના અખંડરાત્રિ જાગે છે તો ઉલ્લુક જે ઘુવડ તે વાધ્યો. અને જો શ્રીહરિના ભાવવિના કાશીમાં ઘણા ફેરા ગયો તો એક કાસદ વધ્યો. અને જો શ્રીહરિના ભાવ વિના જગતના કટુ વચન અને હાંસી સહન કરી રહ્યો ત્યારે એક ગુનેગાર વધ્યો. અને શ્રીહરિના ભાવ વિના કેવલ અવધૂતનો વેષ ધરીને ફરે છે તે એક નટુવો વધ્યો

જાણવો. અને શ્રીહરિના ભાવ વિના નૃત્ય કરે છે ને ગાય છે તો એક ગણિકા વધી જાણવી વા ભવૈયો. અને વળી શ્રીહરિના ભાવ વિના મિષ્ટાન્ન જમાડીને કોઈને પોષણ કરે છે તો તે પ્રાઘુર્ણિક જે પ્રાહુણા તેને જમાડનારો જાણવો. અને જો કદી વૃક્ષનાં પત્ર ભક્ષણ કરીને રહેશે તો એક બકરો વધ્યો જાણવો. અને વળી જો શ્રીહરિના ભાવ વિના કેવલ અહન્તામમતા મટી ગઈ છે તો અતિઅજ્ઞાની બાલક વાધ્યો જાણવો. અને જો શ્રીહરિના ભાવ વિના ભસ્મ સર્વાંગ ચોળે છે તો ખર જેમ ભસ્મમાં લોટે છે તદ્વત્ જાણવો. અને જો શ્રીહરિના ભાવ વિના જટા વધારી છે તો તેને એક વડ વાધ્યો જાણવો. અને જો શ્રીહરિના ભાવ વિના દંડ ધારણ કરે છે તો એક અન્ધ વાધ્યો જાણવો. અને જો શ્રીહરિના ભાવ વિના દંડવત્ કરે છે તો સર્પ વાધ્યો જાણવો. અને જો શ્રીહરિના ભાવ વિના દેવ માત્રને વિષે ફરે છે તો તપોધન જે ભરડો તે એક વાધ્યો જાણવો. અને શ્રીહરિના ભાવ વિના કેવલ પરિક્રમા માત્ર કરે છે તો તે ઘાંચીની ઘાણીનો બલદ વાધ્યો જાણવો. અને જો શ્રીહરિના ભાવ વિના દાઢી માત્ર જ વધારી છે તો એક અજ (બકરો) વાધ્યો જાણવો. અને જો સાચો ભાવ શ્રીહરિ ઉપર હોય તો શ્રીહરિ તેને ન દેખાતા હોય? ગમે ત્યાંથી પણ પ્રકટ થઇને દર્શન આપે તે. સ્થંભમાંથી શ્રીનૃસિંહજીએ પ્રલ્હાદજીને આપ્યાં તેમ. અને ઈહાં (અહિંઆં) કાંઈ વેદવિધિએ પ્રતિષ્ઠા કર્યાનું પ્રમાણ ન જાણવું, કેવલ સાચે ભાવે જ શ્રીહરિ પ્રકટ થાય. અને વળી નામદેવજીને સાચા હરિના ભાવ વડે ભૂતમાંથી શ્રીભગવાને દર્શન આપ્યાં છે, અને ભાવરહિત જે દુષ્ટ ભાવવાળા હોય તેને સાચા શ્રીહરિ હોય પ્રત્યક્ષ, તદપિ તેને કાલ સરખા થઇને ફલે, તે કંસાદિ, માંડલિક રાજાની પેઠે. અને વળી સાચે શ્રીહરિને ભાવે અલીખાન

યવનની પુત્રીને પ્રતિષ્ઠા કર્યા વિના શ્રીભગત્સ્વરૂપે સાક્ષાત્કાર થઈને રાસક્રીડાદાન કર્યું છે. અને વળી મહાભારતમાં દ્રોણપર્વમાં એક ભીલ્લ હુતો. તેણે મૃત્તિકાની મૂર્ત્તિ દ્રોણાચાર્યની પોતાને હસ્તે નિર્માણ કરી, અને સાચે દ્રોણાચાર્યને ભાવે તે મૂર્ત્તિની સ્તુતિ કરી, તો તે મૂર્ત્તિમાંથી દ્રોણાચાર્યજ પ્રકટ થઈને તે ભીલ્લને અસ્ત્રશસ્ત્રવિદ્યા બધી ભણાવી. અને વળી હરિવંશ ભગવદીય પુષ્ટિમાર્ગના હુતા તેને સાચે ભગવદ્‌ભાવે ભૂતમાંથી શ્રીભગવાન્ નીકળીને રાજભોગ આરોગ્યા. અને વળી એક બાદશાહુજાદીને શ્રીનન્દરાજકુમારનું સ્વરૂપ ચિત્રામણમાં એક વણિક પ્રધાનની પુત્રીએ ચીતરી આપ્યું હુતું. તે તેનું નટવર સ્વરૂપ જોઈને પેલી શાહુજાદીને પતિભાવની પ્રીતિ ઉત્પન્ન થઈ, ને તેણે ખાનપાન ત્યાગ કરીને એ પતિ મારી જોડે રમણ કરે તો દેહ રાખું નહિ તો ન રાખું એવો નિશ્ચય કરીને બેઠી, તો તેને સાચે સ્નેહે અને નિશ્ચયના બલવડે ત્યાં શ્રીનન્દરાજકુમારે સાક્ષાત્ પધારીને પેલા ચિત્રના જેવું રૂપ દેખાડ્યું, અને તેની સાથે રમણ કર્યું. ઈંહાં (અહિંઆં) વેદમન્ત્ર પ્રતિષ્ઠાનું પ્રમાણ ક્યાં છે ? એ કેવલ સાચા ભાવ વડે જ શ્રી-કૃષ્ણચન્દ્રની પ્રાપ્તિ એ યવન પુત્રીને થઈ. તે સમય એણે એની યવન ભાષામાં જેવા દીઠા તેવા વર્ણન કરીને એક ખ્યાલમાં ગાયા છે. તેની આદ્યન્ત ટુક લખી જણાવીએ છીએ.

## ખ્યાલ રાગ કાફી જંગલો.

નંદકાસુજાંનગબરૂ મેરી ગલીયાં આયા વે—ટેક
ચાલતો લટકતી ચાલે સીર પર ફેંટા લાલે
સંઘલીયે ગ્વાલબાલે બેનુતો બજાયા વે—નંદકા.
રાની બેગમ મન લગા દુન્યાસે દિલભગા.
હિંદુવાંમે હુખ હે જો હાથસે બનાયા વે—નંદકા.

માટે કેવલ સાચો દૃઢભાવ છે તેજ સાક્ષાત્કાર પ્રભુને કરી આપે. એ ઠેકાણે વેદશાસ્ત્રનું કશું પ્રમાણ ન જોઈએ એ નિશ્ચય. અને વળી તું જોકે અર્ચામૂર્તિ જે શ્રીભગવાનની છે તેમાં જેને સાક્ષાત્ સાચો શ્રીહરિનો ભાવ છે, તેને તે સ્વરૂપ વડે જ સાક્ષાત્કાર થઈને કૃપાફલદાન કરે છે. અને જ્યાં કર્યાં છે, તેમાંથી કાંઈ કાંઈ હું તુને કહી દેખાડું તે તું સાંભળ, કે નરસિંહ મહેતાજીને એ સેવ્યસ્વરૂપ જે શ્રીદામોદરજી તીયાંણે જ (તેમણેજ) સાક્ષાત્કાર થઈને પુષ્પની માલા કંઠમાં પહેરાવી. અને નામદેવજીનું પય સેવ્યસ્વરૂપે જ પ્રત્યક્ષ પાન કર્યું છે. અને શ્રીવૃન્દાવનમાંથી શ્રીજગન્નાથપુરી નીકટ પધારીને, તે સેવ્યસ્વરૂપે તે બ્રાહ્મણને સ્ત્રી પરણાવવી કહી છે, એવી સાક્ષી શ્રીકંઠ નમાવીને પુરી છે. તે સ્વરૂપ અદ્યાપિ શ્રીસાક્ષિગોપાલજી દર્શન આપે છે. તે શ્રીમસ્તક કંઠ ઉપર નમાવેલું દેખાય છે. અને વળી દક્ષિણમાં શ્રીરંગસ્વામી ચપલરાયજી કહેવાય છે. તીયાંણે (તેમણે) તે સેવ્યસ્વરૂપે શ્રીમસ્તક નમાવીને ગણિકાનો મુકુટ, રજસ્વલાધર્મ પ્રાપ્ત થયેલો તે સમય સાચેસ્નેહે કરીને અંગીકાર કર્યો છે. તે અદ્યાપિ શ્રીમસ્તક નમેલું છે. વળી દક્ષિણમાં મંડલાગિરિ પર્વત છે. તેની ઉપર શ્રીપનાનૃસિંહજીભગવાનને પર્વતમાંથી શાલિગ્રામના સ્વરૂપની પેઠે મુખ પહોળું કર્યું છે. તે જેટલો પનો સાકરનો વા ખાંડનો ભાવે કરીને પાન કરાવીએ, તે હોય તેમાંથી અડધો પાન પ્રત્યક્ષ કરે છે, અને અડધો ભક્તને કાજે પ્રસાદી રહેવા દે છે. અને વળી તું જોકે કાશીમાં શ્રીવિશ્વનાથનું બાણ પૂર્વ દિશાભણી નમેલું વાંકું છે. તે શા માટે? કે તેનું હાર્દ એ છે કે એક કુમકુમાચાર્ય નામે બ્રહ્મચારી હુતા, તે પરમ વૈષ્ણવ હુતા. તીયાંણે (તેમણે) હસ્ત જોડીને શ્રીવિશ્વનાથ સાંહાંમું ભાળીને

જય શ્રીકૃષ્ણ કર્યા, શ્રીમહાદેવજી પણ પરમ વૈષ્ણવ છે એમ જાણીને; ત્યારે શ્રીમહાદેવજીએ પણ વિચાર્યું કે એ મોટા ભગવદીયે મુને વૈષ્ણવ જાણીને જયશ્રીકૃષ્ણ નમન કરીને કર્યા ત્યારે મારે પણ એને નમન કરીને જય શ્રીકૃષ્ણ કરવા જોઈએ, તે નમન કરીને જયશ્રીકૃષ્ણ કર્યા છે. તે માટે અદ્યાપિ બાણ વાંકું પૂર્વ દિશાએ છે તે દૃષ્ટિએ જોઈલું છે, અને જેને સન્દેહ પડે તે જઈને જોજો. તે અદ્ય પર્યન્ત હજુ પૂર્વ દિશા ભણી વાંકુ છે. એવાં અનેક ચરિત્ર અર્ચામૂર્તિએ પ્રત્યક્ષ કર્યા છે, તે કયાં લગી કહીએ ? માટે થોડામાં સમજી લેવું. અતિશય વિસ્તાર કરીને કરતાં ગ્રન્થ વધી જાય માટે થોડામાં કહ્યું છે. માટે શ્રીહરિને વિષે જે સાચો ભાવ છે તેની ઉપર વેદશાસ્ત્રનું બલ-પ્રમાણ જોવું નહિ. અને તેનું દૃષ્ટાન્ત કે સાચો ભાવ છે તેતો અંકરૂપ છે અને તે વિના બીજાં સાધન છે તે શૂન્યરૂપ છે. માટે એ અંકને સંબંધે સાધન સફલ છે અને અંક વિનાનાં સઘળાં શૂન્ય તે નિષ્ફલ છે, અને અંક કેવલ એકલો પણ ફલ આપે. તેને શૂન્યની અપેક્ષા નથી. તે રીતે એકલાં શૂન્યે ફલ ન અપાય. અને વળી બીજું દૃષ્ટાન્ત કે વર વિનાની જેવી જાન નકામી, અને પ્રાણ વિનાની બીજી ઇન્દ્રિઓ તે મૃતકરૂપ છે, લવણ વિનાનાં જેવાં શાક નકામાં છે, અને વસ્ત્ર વિના સ્ત્રીનો જેવો શૃંગાર, અને સજીવન અગ્નિ વિના ભસ્મમાં જેવી ઘૃત આહુતિ, અને રાજા વિનાની જેવી સેના, તે કોઈ ઠેકાણે માન ન પામે, અને પતિ વિના જેવી સ્ત્રી નિરાદર સઘળે પામે એ રીતે શ્રીહરિનો ભાવ, તેને સંબંધે સાધન બધાં સફલ છે. અને શ્રીહરિના ભાવ વિનાનાં જેટલાં સાધન તે અફલ, આ

દૃષ્ટાન્ત આપ્યાં તેવાં જાણવાં. માટે આ પ્રશ્ન બધાનો સરવાળો થોડા-એકમાં કહીએ છીએ કે સ્વામીસેવકભાવે શ્રીકૃષ્ણની શુદ્ધભાવ સહુવર્તમાનભક્તિ કરવી, તે શ્રીહરિનો ભાવ જે છે તે સર્વસાધનનો શિરોમણિ છે. તે એવો જેના હૃદયમાં શ્રીહરિને વિષે શુદ્ધ ભાવ છે તેણે સઘળાં સાધન વિના કર્યે, કર્યાં જાણવાં. અને શ્રીકૃષ્ણના ભાવ વિના અનેક સાધન કર્યાં, તદપિ નિષ્ફલ જાણવાં. તે પૂર્વે દૃષ્ટાન્ત કહ્યાં છે, તે પ્રમાણે તે એ વાત થોડાએકમાં સમજુ હોય તેણે સમજી લેવી.

इति श्रीकृष्णजनकविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टभक्तमनमोहन्यां त्रयोदशप्रश्नोत्तरसमाप्तोयम् ॥

श्रीकृष्णाय नमः ।

# ચતુર્દશ પ્રશ્ન

## ચાર વર્ણ અને ભક્તની કક્ષાનો વિચાર.




ળી શિષ્ય બોલ્યો કે મહારાજ! આપે મુને કહ્યું કે સ્વામીસેવકભાવે શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ કરે, તે ભક્તની બરોબર જગતમાં કોઈ શ્રેષ્ઠ નથી, તે મારા મનને વિષે શાસ્ત્રસિદ્ધાન્ત દૃષ્ટાન્તવડે આપે કહ્યું તે બેઠું; તદપિ મારા મનને વિષે એક સંશય ઉત્પન્ન થયો છે, કે આપે તો શ્રીહરિના ભક્તને સર્વોત્કૃષ્ટ કહ્યા તે વાત તો ખરી, પણ ઘણાએક તો એમ કહે છે કે બ્રાહ્મણ સર્વોત્કૃષ્ટ છે. તે સાંભળીને મારા મનને વિષે ભ્રમ ઉપજે છે, તે કેમ કે બન્ને પક્ષના વચન શાસ્ત્ર સાક્ષી પુરે છે, ત્યારે એક નિશ્ચે કેમ થાય? માટે આપ મુને

યુક્તિ, સિદ્ધાન્ત, અને શાસ્ત્રવચન વડે દૃઢ કરી આપો, ત્યારે મારો ભ્રમ મટે. ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે તુને સંશય થયો તે વાત સાચી, પણ તુને તારતમ્ય શાસ્ત્રદૃષ્ટાન્ત વડે કરીને કરી આપીએ તે તું સાંભળ, ત્યારે તારૂં સઘળું ભ્રમ મટી જશે. પ્રથમ તો એક પ્રત્યક્ષ દૃષ્ટાન્ત જગત્ જાણીતું તુને બતાવીએ, તે તું સાંભળીને મનમાં અનુમાન કર, કે એમાં કોણ મોટું? તે તું સાંભળ કે ચાર વર્ણ શાસ્ત્રમાં કહ્યા છે, તેમાં પણ તારતમ્ય છે કે શૂદ્ર થકી વૈશ્ય ઉત્તમ અને વૈશ્ય થકી ક્ષત્રિય ઉત્તમ, અને ક્ષત્રિય થકી બ્રાહ્મણ ઉત્તમ. તે એ ત્રણ વર્ણના ગુરુ એવા જે બ્રાહ્મણ તે પ્રતિવર્ષ ઋષિતર્પણ કરે છે, તે સઘળા ઋષિમધ્યે સપ્તઋષિને શ્રેષ્ઠ માને છે તે શા માટે? કે તીયાંને પરિપૂર્ણ બ્રહ્મજ્ઞાન થયું છે, તે માટે તે સપ્તઋષિ તે કીયા કીયા? તે તેનાં નામ કહીએ છીએ. એ તે એક તો વિશ્વામિત્ર, બીજા યમદગ્નિ, ત્રીજા ભારદ્વાજ, ચોથા ગૌતમ, પાંચમા અત્રિ, અને છઠ્ઠા વસિષ્ઠ, અને સાતમા કશ્યપ. તે એ જે સપ્તઋષિ બ્રહ્માના પુત્ર તે પણ સદા સર્વદા શ્રીભગવદ્ભક્ત જે ધ્રુવજી તની પરિક્રમા મહાભાગ્ય માનીને કરે છે. તે શા માટે? કે એ ધ્રુવજી છે તો ક્ષત્રિયનો પુત્ર, પણ શ્રીકૃષ્ણચન્દ્રનો પરમ ભક્ત છે એમ જાણીને. ત્યારે તું વિચાર કે કોણ નાનું ને કોણ મોટું? માટે એ પ્રત્યક્ષ વસ્તુ છે, તેને પ્રમાણ શીદ જોઈએ? માટે જે સમજુ હોય, અને સુજ્ઞ હોય, તે સહજ જ પોતાના મનમાં સમજી લે. તેને કોઈનું કહ્યાનું પ્રયોજન ન રહ્યું. વળી તુને એક બ્રાહ્મણ ભક્તસંવાદનું નાટ્ય રચના છે, તે કોઈ મોટા મહાપુરુષની શાસ્ત્રસંમત વડે કરેલી તે તુને કહીએ, તેથી તારો સંશય સઘળો મટી જશે. તે તું સાંભળ કે એક દક્ષિણ દેશને વિષે શિવકાંચી વિષ્ણુકાંચી નામે એક પાવનપુરી છે. તે પુરીને વિષે

એક પવિત્ર બ્રાહ્મણ હરિહર નામે વસતો હુતો. તે બ્રાહ્મણ સઘળા વેદશાસ્ત્રનો જ્ઞાતા હુતો. તે બ્રાહ્મણને બે પુત્ર હુતા. તે એક પુત્ર જે જ્યેષ્ઠ તેનું નામ વિષ્ણુદત્ત હુતું, અને બીજો અનુજ પુત્ર હુતો. તેનું નામ શિવશંકર હુતું. તે બન્ને પુત્ર પણ શાસ્ત્રવેદના અભ્યાસી હુતા. તે તે પુરીને વિષે કોઇ મોટા વૈષ્ણવાચાર્ય પધાર્યા. તે વાર્તા સાંભળીને પેલો જ્યેષ્ઠ પુત્ર જે વિષ્ણુદત્ત હુતો તે શુદ્ધ દૈવી હુતો, તેને પેલા મોટા વૈષ્ણવાચાર્ય પાસે વૈષ્ણવી દીક્ષા લેવાનું મન થયું કે હું વૈષ્ણવ થાઉં. એ વૈષ્ણવ માર્ગ સર્વોત્કૃષ્ટ છે. તે મેં સઘળા વેદશાસ્ત્રમાં વારંવાર વિચારી જોયું છે, તે માટે હું તો વૈષ્ણવી દીક્ષા લેઈશ, એવું સર્વ પોતાનાં ઘરનાંને કહીને વૈષ્ણવી દીક્ષા લેવાને ચાલ્યો, તે સમય પેલો કનીષ્ટભ્રાતા શિવશંકર હુતો તે બોલ્યો કે ભાઇ, હું કહું તે સાંભળો, કે આપણે તો બ્રાહ્મણ છીએ, તે સર્વ વર્ણમાં શિરોમણિ; તે એ મોટું બ્રાહ્મણપદ થકી વૈષ્ણવ પદ શું એવડું મોટું છે, જે વૈષ્ણવી દીક્ષા લેવાને તમે જાવ છો? ત્યારે તે એવું કનીષ્ટબંધુનું વચન સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે અલ્યા તમે બ્રાહ્મણ મોટા જે કહેવાવ તેનું ફલ એકે જગત્માં પૂંજાવ એજ, પણ ભક્તિ–વૈષ્ણવી દીક્ષા વિના ભગવત્પ્રાપ્તિ કદાપિ ન થાય, એમ વેદશાસ્ત્ર સર્વ પુકારીને કહે છે. તે એવું વચન પોતાના જ્યેષ્ટભ્રાતાનું સાંભળીને ફરી પાછો શિવશંકર બોલ્યો કે તમે કહો છો કે શ્રીભગવાનની ભક્તિ વિના ભગવત્પ્રાપ્તિ નથી, તે એમ બ્રાહ્મણને વિષે ન વિચારવું, તેતો બીજા વર્ણને વિષે જાણવું. તે શા માટે? કે બ્રાહ્મણ તેજ ઈશ્વરનું રૂપ છે, તે તેને ઈશ્વર મળવા એ વાત તે કેમ સંભવે? તે શા માટે કે વિષ્ણુના વદનથકી બ્રાહ્મણની ઉત્પત્તિ છે. તેથી બધો સંસાર બ્રાહ્મણને ઈશ્વર કરીને પૂજે છે. તેનું શ્રુતિ વચનઃ—

ब्राह्मणस्य मुखमासीद्बाहुराजन्य कृतः।
उरुतदस्यपद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥

ઇત્યાદિ શ્રુતિ. ત્યારે એવું સાંભળી વળી વિષ્ણુદત્ત બોલ્યો કે તું કહે છે કે વિષ્ણુના વદન થકી બ્રાહ્મણ ઉપન્યા (ઉત્પન્ન થયા) ત્યારે તો વિષ્ણુના અંશ કહેવાય. માટે જે પુત્ર પિતાને ભજે તેજ સ્વધર્મી કહેવાય. અને તમે પોતે શ્રીભગવાન જે પિતા તેને ભજતા નથી, અન્યોપાસના મનસ્વી કરો છો. ત્યારે તમે શ્રીભગવાનના ચોર થયા. અને શાસ્ત્રવેદમાંતો એમ કહ્યું છે કે જે જેનો અંશ હોય તે અંશ અંશીને ભજે. તેનું વચનઃ—

यो यदंशः स तं भजेत् ।

ઇત્યાદિ. માટે તમે શ્રીભગવાનના અંશ છો. તે શ્રીભગવાનને ભજવા તમારે ઉચિત છે. भज् ધાતુ "સેવા કરો." તે તમે શ્રીભગવાનની સેવા તો કરતા નથી અને અન્યદેવનું ઉપાસન કરો છો તે અનુચિત છે. ત્યારે એવું વચન સાંભળીને શિવશંકર બોલ્યો કે બ્રાહ્મણને તો કર્મકાંડ અને યજ્ઞાદિ કરવા એમ વેદે બતાવ્યું છે અને દ્વાદશગુણ સહવર્તમાન નિત્યકર્મ જે બ્રાહ્મણ કરે છે તેમાં શું શ્રીહરિનું ભજન ન આવ્યું ? ત્યારે એવું સાંભળીને વળી વિષ્ણુદત્ત બોલ્યા કે શ્રીહરિ થકી વિમુખ જે વિપ્ર હોય, અને દ્વાદશગુણ સંયુક્ત હોય, તે વિપ્ર થકી શ્રીહરિને સન્મુખ થઈને શ્રીહરિને ભજતો હોય, એવો કદાપિ શ્વપચ જે ચાંડાલ હોય, તે પણ તે વિમુખ વિપ્ર થકી તો શ્રેષ્ઠ જાણવો. તે શા માટે ? કે તે શ્રીહરિને સન્મુખ ભક્તિને પ્રતાપે કરીને કુલસહવર્તમાન પવિત્ર થાય, અને શ્રીભગવાનને પામે; અને પેલો શ્રીહરિવિમુખ જે વિપ્ર તે વિપ્રપણાના અભિ-

આને કરીને પોતે જ ન તરે તો કુલને શું તારે? તેનું વચન-સપ્તમે પ્રલ્હાદ વાક્યઃ—

विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभ
पादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचनेहितार्थ
प्राणं पुनाति सकुलं न तु भूरिमानः॥ भा॰ ७-९-१०

ઇત્યાદિ. પુનઃ શ્લોક દશમે ઋષિવાક્ય—

धिग्जन्म नस्त्रिवृद्विद्यां धिग्व्रतं धिग्बहुज्ञताम् ।
धिक्कुलं धिक् क्रियादाक्ष्यं विमुखा ये त्वधोक्षजे॥ भा.१०-२३-३९

ઈત્યાદિ. ત્યારે વળી એવું સાંભળીને પાછો શિવશંકર બોલ્યો કે બ્રાહ્મણ યજ્ઞ કરે તેમાં જે યજ્ઞપુરુષનું પૂજન થયું તે જ બ્રાહ્મણનું કર્મ છે તે તમો તેનો મર્મ નથી જાણતા પણ વેદ તો એમ જ કહેછેસ્તો? વળી એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે તું જે યજ્ઞને વખાણે છે તે વેદવચન થકી, પણ તેમાં તો ઘણાએક પશુની હત્યા કરવી પડે છે, અને કદાપિ કોઈ થકી સાંગોપાંગ યથાવિધિ યજ્ઞ પરિપૂર્ણ નિર્વિઘ્ને થયો, તદપિ તે થકી કાંઈ ભગવત્પ્રાપ્તિ તો નથી થતી અને ઘણું બલ કરે ત્યારે સ્વર્ગપ્રાપ્તિ થાય. તે પણ જ્યાં લગી પુણ્ય પહોંચે ત્યાં લગી અને જ્યારે ક્ષીણપુણ્ય થયું ત્યારે પાછું પૃથિવી ઉપર પડવું પડે. તેનું વચનઃ—

क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति ।

ઇત્યાદિ. ત્યારે વળી પાછો શિવશંકર બોલ્યો કે તમે પશુહત્યાનું પાપ લાગે એમ કહો છો, પણ તે વેદના વચન વડે પશુહત્યા થાય તેનું પાપ ન લાગે અને ક્ષીણે પુણ્યે

પૃથ્વી ઉપર આવવું પડે ત્યારે શું થાય ? વળી યજ્ઞ કરીએ, ને વળી સ્વર્ગમાં જઈએ એમાં શી હાનિ છે ? ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે પશુહત્યા યજ્ઞમાં તમે કરો છો તે થકી જો પ્રભુ પ્રસન્ન હોત તો બુદ્ધાવતાર ધરીને શ્રીભગવાને યજ્ઞ કર્મની નિન્દા શીદ કરી ? તે યજ્ઞવિધિની નિન્દા બુદ્ધાવતારે કરી છે, તેનું વચન ગીતગોવિન્દમાં મહાકવિ જયદેવોક્ત શ્લોકઃ—

निन्दसि यज्ञविधेरहह श्रुतिजातं
सदयहृदय दर्शितपशुघातम् ।
केशवधृतबुद्धशरीर जय जगदीश हरे ॥

ઈત્યાદિ, અને વળી યજ્ઞવિધિ જે વેદે બતાવી છે તેનું હાર્દ તું સમજતો નથી. તેનું હાર્દ તો એમ છે કે મદ્યમાંસનું વ્યસન કર્મજડબ્રાહ્મણને પૂર્વે પડયું હતું તે છુટતું ન હતું. ત્યારે યુક્તિએ કરીને છોડાવવા માટે શ્રીભગવાને વેદદ્વારા યજ્ઞ બતાવ્યા હતા. તે શી રીતે કે નિત્ય મદ્યમાંસનો આહાર કરતા, તે છોડાવવાને એવી શ્રીભગવાને યુક્તિ રચી કે ઘણું દ્રવ્ય મેળવશે, અને યજ્ઞનો સઘળો ઉપસ્કર એકઠો કરશે, અને પરિપૂર્ણ યજ્ઞ થશે, ત્યારે યજ્ઞનારાયણનું અવશેષ મદ્યમાંસ રહેશે ન તનું ભક્ષણ તે કર્મીષ્ઠ કરશે, એમ વારે વારે એટલો પરિશ્રમ કેમ થશે, જે મદ્યમાંસ ખાશે ? તે વ્યસન છોડાવવા માટે એ શ્રીભગવાને યુક્તિ કરી છે. અને સ્વર્ગસુખ જે બતાવ્યું છે તે એનું ફલ. તેનું હાર્દ એ છે કે બાલકને મોટો રોગ થયો હોય તેને તેનાં માતાપિતા રોગ ટલવાને કડવું ઔષધ પાય તે બાલક ન પીયે તેને પતાસાની લાલચ બતાવે કે ઔષધ પીયે તો પતાસું આપું. તે રીતે પતાસા જેવી સ્વર્ગના સુખની લાલચ બતાવી છે. બાકી યજ્ઞનું ફલ કાંઈ સ્વર્ગ નથી. તે તો યથાવિધિ કર્મ કરે, અંતઃકરણ પવિત્ર થાય, ત્યારે શ્રીહરિની ભકિત ઉત્પન્ન

થાય, ત્યારે શ્રીભગવત્પદની પ્રાપ્તિ થાય. એ વેદનું હાર્દ તો એમ છે અને તમે કર્મજડ તો ઉપલી વાત લઈ નાઠા છો; અને જો એ પશુઘાતના યજ્ઞવડે શ્રીહરિની પ્રસન્નતા હોય તો તે શ્રીગીતાજી વિષે શ્રીભગવાન્ અર્જુનને જપ, યજ્ઞ શીદ બતાવે ? તેનું વચન, શ્લોકઃ—

यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः। गी॰ १०-२५

માટે બધા યજ્ઞમધ્યે જે જપયજ્ઞ છે, તે મારી વિભૂતિ છે એમ શ્રીભગવાને શ્રીમુખે કહ્યું છે. ત્યારે એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે યજ્ઞકર્મ વેદ વિધિએ કહ્યું છે તે વેદવાણીતો શ્રીભગવાનની, તે વાતને અનુચિત કેમ કહેવાય ? અને વેદ વચન રહિત જે કર્મ થાય તે મલિનકર્મ કહેવાય. ત્યારે વળી વિષ્ણુદત્ત બોલ્યો કે, વેદવચનને મિથ્યા અમો ક્યાં કહીએ છીએ ? પણ વેદનું જે હાર્દ કે સઘળાં કુવ્યસન છોડાવીને ભગવત્પ્રાપ્તિ કરાવવી, એ હાર્દ વેદનું છે, તેને તમે અવળી વિધિ સમજોછો, તેને અમે અનુચિત કહીએ છીએ. ત્યારે વળી શિવશંકર બોલ્યો કે નિગમનો સીધો નિર્ણય તમે સમજોછો તો તમે અમને કહી દેખાડો, અમો તેનો ઉત્તર તમને આપીએ. ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે શ્રીગીતામાં અર્જુન પ્રત્યે શ્રીભગવાને એમ કહ્યું છે કે વેદ તો ત્રિગુણાત્મક કર્મ બતાવે છે, માટે હે અર્જુન, એ ત્રણ ગુણથકી પર જે શુદ્ધસત્વનું હાર્દ તે એ છે કે મારે શરણ આવીને મારી ભક્તિ કરવી શુદ્ધચિત્તે, એ હાર્દ છે. ત્યારે તેનું વચન, શ્લોકઃ—

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन। गी॰ २-४५

ઇત્યાદિ. ત્યારે વળી એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે શાસ્ત્રમાંતો એમ લખ્યું છે કે કર્મભ્રષ્ટ જો વિપ્ર થાય તો તેને

ભ્રષ્ટ જાણવો. માટે જેને મોક્ષ પામવો હોય તે સુકર્મ કરી કુકર્મને ટાળે તે મોક્ષ પામે. ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે સુજ્ઞ પુરુષ હોય તે તો એમ ન કહે, અને એ જે તેં કહ્યું એવાં વચન તો કેવલ કર્મજડવેદીઆ ઢોર હોય તે જ બોલે કે કર્મ વડે કર્મ ધોવાય. એમ કહે તેને જડબુદ્ધિવાળા મૂર્ખ જાણવા. કેમકે તે મનમાંથી વિચાર શુભ નથી સુજતો તે તું જો, અને વિચાર કે કર્દમ (કાદવ) વડે અંગ લેપાયું હોય તે કદાપિ કર્દમ વડે શું ધોવાય ? એટલે નજ ધોવાય. તે રીતે કર્મ વડે કર્મ ન ટળે એમ જાણવું. ત્યારે એવું વચન સાંભળીને શિવશંકર બોલ્યો કે શાસ્ત્રમાં પણ એમ કહ્યું છે કે પારકો ધર્મ તો ભયદાતા છે, અને સ્વધર્મ જે પોતાનો ધર્મ તે થકી જ કલ્યાણ છે. તે સ્વધર્મ તે બ્રાહ્મણનાં કીયાંકે સન્ધ્યા ત્રિકાલ, અને તર્પણ અને બ્રહ્મયજ્ઞાદિ એ ઇત્યાદિ વર્ણાશ્રમના ધર્મ વિપ્રને કરવા એવું કહ્યું છે. ત્યારે વળી એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે અલ્યા તું કહે છે એમ સિદ્ધાન્ત વાત નથી. અને એ સન્ધ્યા ગાયત્રી આદિ જે બ્રાહ્મણને કર્મ કહ્યાં છે તે તો એને માથે ઋણ છે. તે ઋણ આપે તેમાં કાંઈ સપાડું નથી. માટે એ કર્મ કર્યાનું કાંઈ ફલ નથી અને ન કરે તેનું પાપ તો ખરૂં. તે કોની પેઠે કે સુજ્ઞ મનુષ્ય હોય તે દન્તધાવનાદિકૃતિ અવશ્ય કરે અને ન કરે તો મૂર્ખ કહેવાય; પણ તે દન્તધાવન કર્યાનું કાંઇ પુણ્ય કહેવાય ? તે રીતે સન્ધ્યા ગાયત્રી આદિ જાણવાં; પણ એ કાંઈ કલ્યાણ થવાનાં સાધન નથી. તે કલ્યાણ થવાને તો શ્રીહરિની શરણાગતિ પૂર્વક પ્રેમલક્ષણાભક્તિ કહી છે. ત્યારે વળી એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે જો એ વર્ણાશ્રમનાં કર્મ કર્યાથી કલ્યાણ ન હોય તો મોટા મોટા ઋષિ શું કરવા આચરે ? માટે એ

સ્વધર્મ જે છે તે તો જે વર્ણમાં જે જન્મ્યું તે સર્વને પોતપોતાના વર્ણાશ્રમનો ધર્મ તો કરવો એ નિશ્ચે. ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે એ વર્ણાશ્રમનો ધર્મ જે કહ્યો છે તે તો દેહનો ધર્મ છે પણ આત્મધર્મ એ નહિ, અને આત્મધર્મતો શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ કરવી એ જાણવો. તેનું વચન દ્વિતીય સ્કન્ધે શુકવાક્યઃ—

स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे॥ भा॰१-२-६

માટે સર્વ પુરુષને પરમ ધર્મ તે શ્રીભગવાનની ભક્તિ જ છે. ત્યારે વળી એવું સાંભળીને શિવશંકર બોલ્યા કે આહ્નિક-વિધિ વિપ્રને જે શાસ્ત્રે જે પ્રમાણે કહી છે તે પ્રમાણે આપણે તો કરવી, અને એ વિના બીજી વાત આપણને શીદ સાંભળવી પડે. ત્યારે વળી એ વાત સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે હે ભાઈ, હું કહું તે તું સાંભળ, કે સ્વધર્મ વારે વારે તું વખાણે છે, તે તે સ્વધર્મ કદાપિ અવિચ્છિન્ન રીતે સો જન્મ પર્યન્ત કરે, ત્યારે તેને બ્રહ્માના લોકની પ્રાપ્તિ થાય એ ફલ. અને વળી તદુપરાન્ત ઘણા એક જન્મ પર્યન્ત કરે, ત્યારે શ્રીમહાદેવજીએ કહ્યું છે કે મારા લોકની પ્રાપ્તિ થાય. ને તેથી આગળ કાંઈ તેને ફલ પ્રાપ્તિ ન થાય. અને જે ભગવદ્ભક્ત છે તેને તો જે દેહ ધર્યો છે, તેને અન્તે માયા થકી પર એવો જે શ્રીપુરુષોત્તમનો લોક, તે પદને વિષે તે હરિભક્ત ગતિ કરે. તે કોની પેઠે? કે પ્રાકૃતપ્રલયને વિષે જેમ હું અને વિબુધ જે દેવ તે દેહાન્તે તે પદને પામીશું, તે જ રીતે તે ભગવદ્ભક્ત દેહાન્તે પામશે. તેને બીજો જન્મ નહિ ધરવો પડે. તેનુ વચન ચતુર્થે પ્રચેતા-પ્રતિ રુદ્રવાક્ય—

स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान्
विरिञ्चतामेति ततः परं हि माम्।
अव्याकृतं भागवतोऽथः वैष्णवं
पदं यथाहं विबुधाः कलात्यये॥ भा. ८–२८–२९

ઇત્યાદિ વચનાત્

ત્યારે વળી એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે શ્રીહરિના જે ભક્ત તે તો સર્વ બરાબર કહેવાય, અને આપણે જ્યારે ભક્તસંજ્ઞામાં આવ્યા ત્યારે આપણી પછી બ્રાહ્મણપણાની શ્રેષ્ઠતા ક્યાં રહી? એટલે ન જ રહી, તે માટે આપણે બ્રાહ્મણ-પણું ઉંચું મૂકીને વૈષ્ણવ શીદ થઈએ? ત્યારે વળી એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે તમો ક્યારના બ્રાહ્મણપદ લઈ લઈને ફુલો છો તે તમે સહજ બ્રાહ્મણ કેમ થયા છો? તે મને કહો, અને વેદશાસ્ત્રમાં બ્રાહ્મણ થવાની શી રીત છે? તે સમજીને ઉત્તર આપો. આવડા અકળાઈને શા માટે બોલો છો? ત્યારે એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે આ બ્રાહ્મણ થવાનો પ્રતિઉત્તર તમે પુછો છો તે સાંભળો કે એ જન્મ્યો ત્યારથી તો એ શૂદ્ર કહેવાય તે શૂદ્રવત્, પણ ખરેખરો શૂદ્ર નહિ; અને જ્યારે દ્વિજાતીયસંસ્કાર તેને કરે, ત્યારપછી તે દ્વિજસંજ્ઞામાં આવ્યો, અને પછી તે વેદાભ્યાસ જ્યારે કરે, ત્યારે તે વિપ્ર થયો કહેવાય. ત્યારપછી બ્રહ્મજ્ઞાન તેને થાય, અને બ્રહ્મને સમ્યક્ પ્રકારે જાણે ત્યારે તે બ્રાહ્મણ કહેવાય. એવું શ્રુતિવાક્ય છે તે વચન, શ્રુતિ—

जन्मना जायते शूद्रः संस्काराद्द्विजोच्यते।
वेदाभ्यासेन भवेद्विप्रः ब्रह्म जानातीति ब्राह्मणः॥

ઇતિ શ્રુતિવચન. ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યા કે તમારા બોલ્યા થકી જ તમે વિચાર કરો કે બ્રહ્મને જાણે જે તે સઘળા બ્રાહ્મણ કહેવાય, ત્યારે તમે અધિકા તે કેમ ઠર્યા? માટે એ વાતને ઝાઝી ચુંથશો તો તમારો પ્રતિઉત્તર દેવો બંધ થઈ જશે. તમો બોલો છો પણ માંહ્યનો મર્મ નથી સમજતા. અને બ્રાહ્મણ તમો જે કહો છો, તે બ્રાહ્મણ તે આત્માને કહો છો કે દેહને કહો છો? તે એ બન્ને વાતે તમે બોલતાં નહિ ફાવો. તે કેમકે જો આત્માને બ્રાહ્મણ કહેશો તો આત્મા તો સદા નિત્ય છે, ને તેનો નાશ તો કો કાલે થાતો જ નથી એમ શાસ્ત્ર કહે છે. અને એ કર્મ સંજોગે કરીને બીજો દેહધારણ કરે છે ત્યારે ત્યાં એ બ્રાહ્મણ કેમ નથી કહેવાતો? અને વળી જો કદાપિ તમો એમ કહેશો કે દેહ બ્રાહ્મણ છે તોપણ તેમ કહેતાં પંણ નહિ સંભવે. તે દેહને તેનો પુત્ર દગ્ધ કરે છે ત્યારે તેને બ્રહ્મહત્યા લાગી જોઈએ, તે તેને બ્રહ્મહત્યા કેમ નથી લાગતી? અને વળી ત્યારે તમે કદાપિ એમ કહેશો કે દેહ ને આત્મા બે મળીને બ્રાહ્મણ છે એમ કહેશો, તદપિ નહિ ફાવો. તે કેમ કે આત્મા અને દેહનો સંબંધ તો સઘળા સંસારને છે, ત્યારે સર્વેને બ્રાહ્મણ ઠરાવો, તે કેમ ઠરશે? ત્યારે તું પુછશે કે એ વાતનું પ્રમાણ કયાં છે? તે તને બતાવીએ તે સાંભળ, કે વજ્રશુચિ ઉપનિષદ્ નામનો એક ગ્રન્થ શ્રીશંકરાચાર્યસ્વામીવિરચિત છે. તેમાં એ પ્રકાર બ્રાહ્મણપણાનો સમ્યક્ રીતે કરીને વિસ્તારીને લખ્યો છે, તેનો વિસ્તાર ઘણો છે, તેમાંથી કિંચિત્ પ્રયોજન માત્ર તને અમોએ કહી દેખાડયો છે. એ વાર્તા મનકલ્પિત નથી. વળી તેમાંનો પ્રકાર કાંઈ તને કહીએ તે તું સાંભળ કે બ્રાહ્મણ તો કેવલ બ્રહ્મ જાણ્યા થકી જ થાય છે, કંઈ બ્રહ્મયોનિનું

પ્રમાણ નથી. તેનો ઇતિહાસ પ્રમાણ કહી દેખાડીએ છીએ કે કાંઇ એક તે તું સાંભળ, કે ઋષિશૃંગ મૃગી થકી ઉત્પન્ન થયા છે, અને કુસુમાસ્તરણથી કૌષિક ઋષિ થયા છે, અને શશપૃષ્ટ થકી ગૌતમ ઋષિ ઉત્પન્ન થયા છે, અને વાલ્મિક ઋષિ વલ્મ જે રાફડો તે થકી ઉદય થયા છે, અને પરાશર ઋષિ જે મોટા વેદ વ્યાસજીના પિતા, તે ચાંડાલીના ગર્ભથકી ઉત્પન્ન થયા છે, અને અગસ્ત્ય ઋષિ કુંભ થકી ઉત્પન્ન થયા છે, અને માતંગ ઋષિ માતંગી થકી ઉત્પન્ન થયા છે, અને માંડવ્ય ઋષિ મંડુકી થકી ઉત્પન્ન થયા છે, અને અનુચરઋષિ કરિણીથકી ઉત્પન્ન થયા છે, અને ભારદ્વાજ ઋષિ શૂદ્રાણી થકી ઉત્પન્ન થયા છે, અને વેદવ્યાસઋષિ કૈવર્તકન્યા થકી ઉત્પન્ન થયા છે, અને વસિષ્ઠ વેશ્યા થકી ઉત્પન્ન થયા છે, તે વેશ્યા તે અપ્સરા, અને વિશ્વામિત્રઋષિ ક્ષત્રિયાણીથી ઉત્પન્ન થયા, અને નારદમુનિ દાસી થકી ઉત્પન્ન થયા છે, અને ગોકર્ણઋષિ ગૌથકી ઉત્પન્ન થયા છે, અને વળી બ્રહ્મા કમલ થકી ઉત્પન્ન થયા છે, એ ઇત્યાદિ. બ્રહ્મયોનિ વિના પરબ્રહ્મ જાણ્યા થકી બ્રાહ્મણ કહેવાયા છે. ત્યારે બ્રહ્મયોનિનું કાંઈ પ્રમાણ ન રહ્યું. શ્રીભગવાન્ જે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ તેની ભક્તિ જેમાં હોય તે બ્રાહ્મણના પણ પૂજ્ય જાણવા. તે તમે કહેશો કે બ્રાહ્મણે હરિભક્તનું માન્ય કયાં કર્યું છે? તે કાંઈ ગુપ્તવાર્તા નથી. પ્રત્યક્ષ શાસ્ત્ર પ્રમાણે છે તે તને બતાવીએ, કે સૂતપુરાણીના મુખ થકી વ્યાસાસન ઉપર બેસાડીને શ્રીભાગવતાદિ પુરાણની ભગવચ્ચરિત્રની કથા અઠ્ઠાસીસહસ્રઋષિ મોટા તીયાંણે (તેમણે) પણ શ્રોતા થઈને સાંભળી છે. તે સૂત પુરાણીની ઉત્પત્તિ તો વિલોમજાતિ થકી થઈ છે. તે વિલોમજાતિ તે શું કે માતા બ્રાહ્મણી ને પિતા શૂદ્ર, તે વિલોમ કહેવાય. એવા જે સૂત પુરાણી તે ભક્તિના બલવડે બ્રાહ્મણે

પૂજ્યા છે. અને વળી એક વાર્તા કહું તે સાંભળ કે વિશ્વામિત્ર-ઋષિએ પોતાની આજ્ઞા ઉલ્લંઘન કરી માટે પચાસ પુત્રને શ્રાપ દીધો અને મ્લેચ્છ કરી નાખ્યા, તે મ્લેચ્છ થઈ ગયા. ત્યારે વિચારમાં એમ આવે છે કે બ્રહ્મત્વપણુ શ્રાપે કરીને જાય, અને હરિભક્તને શ્રાપ ન લાગે. તેનું પ્રમાણુ દુર્વાસા મુનિનો શ્રાપ અમ્બરિષને ન લાગ્યો. અને હરિભક્તનો નાશ ન થાય એવું શ્રીભગવાને પણુ કહ્યું છે, તે વચન શ્રીભગવદ્ગીતામાં શ્રીભગવાને અર્જુન પ્રત્યે કહ્યું છે, તે શ્લોકઃ—

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ गी. ९–३१

વળી એક વાર્તા કહીએ તે સાંભળ, કે તું એમ કહેશે કે વિપ્રને તો ગાયત્રીનું બલ છે, ને જ્યારે બ્રાહ્મણુને શ્રાપ લાગે ત્યારે ગાયત્રીના પરાક્રમમાં ખામી આવે. તે વાત તો ખરી પણ એ ગાયત્રીનેજ શ્રાપ હરિભક્તે દીધો છે તે તું કહેશે કે ક્યાં? તો તેનું સ્થલપ્રમાણુ કહીએ તે તું સાંભળ, કે બ્રાહ્મણુ સન્ધ્યા-વન્દન કરે છે ત્યાર પછી ગાયત્રીનો જપ કરે છે. તે ગાયત્રીનો જપ સફલ તો ત્યારે થાય કે શ્રાપવિમોચન કરે ત્યારે. તે શ્રાપવિમોચન તે શું? કે વિશ્વામિત્રે ગાયત્રીને શ્રાપ દીધો છે તે શ્રીહરિની ભક્તિના બલ વડે, માટે ગાયત્રીને માનવો પડ્યો. તે શ્રાપમાં શું કહ્યું કે હું ચોવીસમુદ્રા કહું છું તે કર્યા પછી એ ગાયત્રી સફલ થાય; અને ગાયત્રીજપ કર્યા પછી અષ્ટમુદ્રા કરવી. એ શ્રાપ વસિષ્ટ મુનિનો છે તે વસિષ્ટ પરમ ભગવદીય લખાયા છે, તે માટે ગાયત્રીને શ્રાપ માનવો પડ્યો, તેની આધ ફૂટીકા અકેક લખીએ છીએ કેઃ—

सुमुखं सपुटं चैव विततं विस्तृतं तथा।

ઈત્યાદિ ચતુર્વિંશમુદ્રાએ આદિ કરવી, અને પાછલી અષ્ટ તે એમ કે

सुभिजा न वैराग्यं योनिशंखाजपङ्कज।

ઈત્યાદિ. એનું વચન, શ્લોક—

एते मुद्रा न जानाति गायत्री निष्फला भवेत्।
एते मुद्रा यो जानति गायत्री सफला भवेत्॥

इति वचनात्. વળી ગાયત્રી થકી ભગવન્નામની પ્રબલતા ઘણી છે, તે તુને બતાવીએ તે તું સાંભળ, કે ગાયત્રીના ઉપાસક એવા જે બ્રાહ્મણ તેને ગાયત્રીના બલ વડે ત્રણે વર્ણ પૂજે છે. તે ચોવીસ અક્ષરનું બલ જેમાં છે તે સઘળા બ્રાહ્મણ સન્યાસીને પૂજે છે. તે સંન્યાસી કેવા કે જેને શિખા નહિ, બ્રહ્મસૂત્ર જે યજ્ઞોપવિત તે પણ નહિ અને ગાયત્રીજપાદિ કશાં બ્રાહ્મણનાં કર્મ નથી કરતા, તદપિ તેને બ્રાહ્મણ સઘળા વંદે છે, માન્ય કરે છે, તેમાં એક પ્રણવ જે ૐકાર તેનું એક બલ છે માટે. વળી તે જે ૐકાર તે વેદની આદિ ઉચ્ચાર કરવો પડે છે, અને તે ૐકારની આદિ શ્રીહરિનામ ઉચ્ચાર ન કરે તો ૐકાર આદિ સઘળા વેદનો પાઠ નિષ્ફલ થાય એમ ભાષ્યમાં લખ્યું છે, તે બ્રહ્માએ નાણી જોયું છે. એ ૐકાર આદિ લેઇને ચારે વેદનાં ત્રણ આવર્તન બ્રહ્માએ કર્યાં ભગવદાજ્ઞાથકી, તદપિ તેનું ફલ ન દીઠું ત્યારે શ્રીભગવાનને વિનતિ કરી જે હે મહારાજ, હું સરીખો શુદ્ધવર્ણોચ્ચારવાળો તે ત્રણ આવર્તન આપની આજ્ઞાથી કર્યાં પણ ફલ ભાસ્યમાન કશું ન થયું, અને આપે મુને પ્રથમ કહ્યું હતું કે આ વૃક્ષતળે બેસીને તું પાઠ કર. શુદ્ધપાઠ થશે ત્યારે આ વૃક્ષનાં બધાં પત્ર અકસ્માત ખરી પડશે, તે તેનું પારખું મેં કશું દીઠું નહિ, તે તેનું શું કારણ હશે?

ત્યારે શ્રીભગવાન્ બોલ્યા કે તું ૐકાર આદ્ય લેઇને પાઠ કરે છે પણ હરિઃ ૐ પાઠ નથી કરતો માટે ફલભાસ્યમાન નથી થતું. તે અમો દેખતાં હરિઃ ૐ એમ આદિ ભણીને પાઠ કર, જોઈએ કેમ ફલ નથી થતું ? એવું સાંભળીને બ્રહ્માએ તે પ્રમાણે પાઠ કર્યો ત્યારે શ્રીભગવાન્‌ના કહ્યા પ્રમાણે ફલ દીઠું. ત્યારે અનુમાન કરતાં એવું સુજે છે કે વેદની માતા જે ગાયત્રી તે ગાયત્રી થકી પ્રણવ પ્રબલ ઠર્યો, અને પ્રણવ થકી અતિશય પ્રબલ શ્રીહરિનામ ઠર્યું. એ સઘળે પ્રત્યક્ષવાર્તા છે, તેનું પ્રમાણ શીદ જોઇએ ? વળી એક ગાયત્રી થકી ભગવન્નામની પ્રબલતા ઘણી છે, તે તુને શાસ્ત્રના વચન વડે કહીએ તે સાંભળ, કે યમદગ્નિ મોટા ઋષિ તીયાંણે (તેમણે) નિત્ય સંધ્યાવન્દન કરતા, તેમાં ગાયત્રી કવચ ધારણ થાય છે, તેનું કાંઇ એક વચન લખીએ છીએ—

तकारं पादाङ्गुष्टयो छकारं गुल्फयो एकारं जङ्घ्वो

એ ઇત્યાદિ ચોવિસ અક્ષરનું કવચ નખશિખ પર્યન્ત સન્ધ્યા કરે તેને ધારણ થાય. તે યમદગ્નિ ઋષિ નિત્ય પ્રતિ ધારણ કરતા, તદપિ તે યમદગ્નિનું શિષ સહસ્રાર્જુને ચ્છેદન કર્યું અને મૃત્યુ પમાડ્યા, ત્યારે એ ગાયત્રીનું બલ તું જોઈ લે. અને ઇન્દ્ર નારાયણ કવચનું ધારણ કર્યું હતું, તે યુદ્ધ વિષે વૃત્રાસુર હસ્તિ સુદ્ધાં ઇન્દ્રને ગળી ગયો હતો. તેના ઉદરમાં ઈન્દ્ર ગયો તદપિ મૃત્યુ ન પામ્યો. વજ્ર વડે તેનું ઉદર ચીરીને જેવો હતો તેવો હસ્તિ સુદ્ધાં જીવતો બહાર નીકળ્યો. ત્યારે તું વિચારી જો કે ગાયત્રી કવચમાં અને નારાયણ કવચમાં કેટલો ફેર પડ્યો ? માટે એ રીતે ગાયત્રી કરતાં ભગવન્નામની અતિશય પ્રબલતા તું જોઈ લે. આ નારાયણ કવચનું માહાત્મ્ય ગાયત્રી કવચ થકી અતિશય પ્રબલ કહ્યું તે વાર્તા તેં સાંભળી. હાવાં

(હવે) ભગવત્ શરણાગતિનું માહાત્મ્ય કહીએ તે સાંભળ, કે બ્રાહ્મણાદિ સઘળાંને માથે ચાર ઋણ શાસ્ત્રમાં કહ્યાં છે કે એક તો દેવઋણ, એક મનુષ્યઋણ, એક પિતૃઋણ અને એક ઋષિઋણ. એ ચારે સર્વને આપવાં પડે; પણ સર્વાત્મભાવે શ્રીકૃષ્ણચન્દ્રને શરણ ન ગયો હોય ત્યારલગી. ત્યારે તું કહેશે કે ભગવત્ શરણાગતિ ગયો તદપિ તેના માથાનું ઋણ કેમ ટળે ? તેનો પ્રકાર તુને કહીએ તે તું સાંભળ કે શ્રીહરિશરણાગતિવાળાં જીવનાં ઋણ તો ભોગવવાને શ્રીભગવાને ત્રણકોટિ ઋષિ કરી મૂકયા છે, તે વેઠ તે ભોગવે છે. તેનું વચન શ્લોક શ્રીભાગવતમાં:—

मदर्थं सकलं कर्म त्यक्त्वा ये शरणं गता।
तस्य कर्माणि कुर्वीत त्रिंशकोटिमहर्षयः ॥

એ ભગવદ્વાકય છે. ઈત્યાદિ બીજાં વચન ઘણાં છે એમ જાણજે. ત્યારે એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે હે ભાઈ, તમો કર્મનો નિષેધ કરો છો પણ શાસ્ત્રમાં તો એમ લખ્યું છે કે यावत् देह तावत्कर्म વળગી ચુકયાં છે, તે જાણી જોઈને છોડવાં નહિ, અને પ્રબલ જ્ઞાન વડે દેહાધ્યાસ છુટે ત્યારે કર્મ છોડવાં ન પડે, એની મેળે આપોઆપ રહી જાય ત્યારે તેના ત્યાગનો દોષ ન લાગે. ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે હે ભાઈ, તું કહે છે એમ તો નથી, અવશ્ય કર્મ કરવાં, તે શ્રીહરિએ તો ત્યાં લગી કહ્યાં છે, કે જ્યાં લગી મારી શ્રવણાદિનવધા જે ભક્તિ તેમાં શ્રદ્ધા ઉત્પન્ન ન થઈ હોય ત્યાર લગી. એ ઠેકાણે ભગવદ્વાક્ય છે. શ્લોક—

तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता।
मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥ भा. ११-२०-९

इत्यादि वचनात् ત્યારે વળી એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે હે ભાઇ ! કર્મનું આચરણ પણ કરીએ અને ભક્તિ પણ શ્રીહરિની કરીએ; એમ એ બન્ને વસ્તુને ગ્રહી રાખીએ, અને છેક કર્મનો ત્યાગ કરે તો અકલ્યાણ થાય. ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે કર્મનો ત્યાગ કરીને અને ભજન થકી અપકવ રહ્યો ને કદાપિ પડયો, તદપિ તેનું અકલ્યાણ તો નજ થાય, એવું શ્રીહરિના ભજન સંબંધ માત્રનું બલ છે. ત્યારે એવડો સ્વધર્મમાં શો પ્રબલ પદાર્થ છે જે વળગી રહીએ ? તેનું વચન પ્રથમે વેદવ્યાસ પ્રતિ શ્રીનારદ વાકય—શ્લોક—

त्यक्त्वा स्वधर्मं चरणाम्बुजं हरे-
र्भजन्नपक्कोथ पतेत्ततो यदि

ત્યારે વળી એવું સાંભળીને શિવશંકર બોલ્યો કે બ્રાહ્મણ કદાપિ ભગવદ્ભક્ત થયો માટે શું કાંઈ છેક બ્રહ્મકર્મનો ત્યાગ કરે ? બ્રહ્મકર્મનો ત્યાગ કર્યાથી તો તે શૂદ્ર સરીખો ભાસે. ત્યારે એવું સાંભળીને વિષ્ણુદત્ત બોલ્યો કે અરે મૂર્ખ! ભગવદ્ભકતને શૂદ્ર સરીખો કહેતાં તો મોટો અપરાધ લાગે, અને સર્વ વર્ણ મધ્યે શૂદ્ર તે કોને કહીએ ?—કે જેમાં જનાર્દન એવા જે શ્રીભગવાન્ તેની ભક્તિ નથી તેને કહીએ. અને તે ગમે તે વર્ણમાં હોય અને હરિનો ભકત જો હોય તો તેને વિપ્ર મોટો ભગવદીય કહીએ. એ ઠેકાણે મહાભારતનું ભગવદ્વાકય છે તે શ્લોક

न शूद्रा भगवद्भक्ता विप्रा भागवता स्मृता ।
सर्ववर्णे ते शूद्रा ये न भक्ताजनार्दने ॥

ઈત્યાદિ વચનાત્. અને વળી તું કહે છે કે સન્ધ્યાવન્દનાદિકર્મ યથાવિધિ શાસ્ત્રમાં કહ્યું છે તથા વેદમાં પણ કહ્યું છે.

તે રીતે તો કોઇએક વીરલા કરતા હશે. બાકી સર્વે બ્રાહ્મણે કાંઈ થાતું નથી. એ તો એક સન્ધ્યાકર્મની રૂઢી પડી, તે સર્વ કરે છે; પણ સત્પુરૂષ એને સન્ધ્યા માનતા નથી. તમે જે સન્ધ્યા કરો છો તે કુશે કરીને, જલે કરીને, અને મન્ત્રે કરીને. એ વડે સન્ધ્યા કંઈ વેદ પ્રમાણે નથી થાતી. સન્ધ્યા એવું નામ તો સન્ધિનું છે. તે સન્ધિ તે શું કે પોતાના મનને શ્રીકૃષ્ણને વિષે સન્ધાન કરવું તેનું નામ સન્ધ્યા છે. એવું અથર્વ-વેદના ઉપનિષદ્‌માં કહ્યું છે, તે વચન શ્રુતિઃ—

न कुशर्बध्यते सन्ध्या न मन्त्रैर्न च वारिभिः ।
मनः सन्धीयते कृष्णे सा सन्ध्या सद्भिरुच्यते ॥

ઇત્યાદિ વચનાત્. અને વળી તુકારામ મોટા ભગવદીય સ્વદેહવૈકુંઠપ્રાપ્તિવાળા તીયાંણે (તેમણે) પણ એમ કહ્યું છે કે શ્રીભગવાન્નામોચ્ચાર વડે જ સન્ધ્યાવન્દનાદિકર્મ પરિપૂર્ણ થાય છે. તે અભંગની કૃટિકા લખીએ છીએ. "સન્ધ્યા, જપ, તપ, અનુ-ષ્ઠાન કર્મ અવઘે ઘડે નામ ઉચ્ચારિતાં.'

ઇત્યાદિ. અને વળી યથોચિત બ્રહ્મકર્મના કરનારા મોટા મોટા ઋષિ તેનું જે મંડલ તે બાધું, હરિભકત એવી જે ભીલ ને સ્ત્રી સબરી તેના પદસ્પર્શનાજલને વિષે એ સઘળા મુનિયોએ ઘણા કાલ સ્નાન કર્યું છે. એ કથા શ્રીરામાયણને વિષે છે તે કિંચિન્માત્ર કહી દેખાડીએ તે તું સાંભળ, કે શ્રીગંગાજીને તીરે પાછળ કહ્યા એ મુનિ સઘળા નિવાસ કરીને રહ્યા હુતા, બ્રાહ્મણનું કર્મસાધન કરવા માટે. તે એવા તપસ્વી જાણીને એક ભીલની સ્ત્રી સબરી હુતી તે પણ વેગળી રહેતી. તે ઋષિ સ્નાન કરવા પાછલી રાતના જતા, તેમના પગમાં કંકર પત્થરાદિ વાગે નહિ તે માટે ગંગા પર્યંત

માર્ગ માર્જની વડે શુદ્ધ કરતી; તેઓ તેવો માર્ગ જોઇ તેની ઉપર રીઝાતા નહિ પણ વહેલા ઉઠીને તે ભીલડી માર્ગ શુદ્ધ કરવા આવી તેને ઘણાએકે મળીને ઘણી મારી, અને હાથપગ લુલા પાંગળા કર્યા. તે પોતાના સ્થલને વિષે ઘસરણી કરતી મહાદુઃખે ગઈ, પછી પેલા ઋષિ ગંગાસ્નાન કરવા ગયા. તે ગંગાસ્નાન કેમ કરે? ગંગાનું જલ તો સઘળે રુધિરવર્ણ થઈ ગયું છે.* એવું તે મુનિઓએ દીઠું. પછી કૂપાદિને વિષે સ્નાન કરતા ફર્યા. ને બ્રાહ્મણપણાના અભિમાન માટે, તે અભિમાન તે કીયું? તે એ કે એ ભીલ્લની સ્ત્રી અમારા માર્ગને શુદ્ધ કરવા અર્થે પણ સ્પર્શ તો કરી ગઇ, તે અમારો માર્ગ અપવિત્ર થયો; એમ ગુણનો દોષ માનીને હરિભક્તને મારી, તે પાપે શ્રીગંગાનું જલ રુધિરવર્ણ શ્રીભગવાને દેખાડયું; તે શ્રીભગવાને દેખાડયું તે શા માટે?–કે ઉંચ નીચ ગમે તે વિજાતીય હોય, પણ તે ભગવદ્ભક્ત જો હોય તો શ્રીભગવાનને તે ઘણું પ્રિય લાગે છે. તે કેવું? કે પોતાનો અપરાધી હોય તેનો અપરાધ કદાપિ ક્ષમા કરે, પણ પોતાના ભક્તનો અપરાધી જે હોય તેને તો તત્કાલ દંડ દેજ. તે શી રીતે?–કે શ્રીભગવાનના અપરાધ કરતાં ભગવદીયનો અપરાધ મોટો આ રીતે કહેવાય તે સાંભળ, તેનું દૃષ્ટાન્ત કહીએ તેથી સન્દેહ ટળશે, કે દહન શક્તિ તે તો અગ્નિમાંજ છે. તે અગ્નિને સંબંધે ધાતુ તપ્ત થઈ હોય, તેને સ્પર્શ કરીએ તો પેલા અગ્નિના કરતાં ઘણું અંગ દગ્ધ કરે; તે રીતે સમજી લેવું. તે માટે બ્રાહ્મણો ઉપર અતિ અપ્રસન્ન થઇને એ દંડ દીધો. અને વળી શ્રીપરમેશ્વરે એ

---

*શોણિતવરણ ભયી જબ ગંગે કછુ ન સર્યો મુનિરાઈ,
સો સબરીકે ચરણ પરશતે સર્જ વિમલતા પાઈ.

ઋષિઓને બીજો મોટો દંડ દીધો છે તે કિંચિત્ કહી દેખાડીએ છીએ કે શ્રીરામચન્દ્રજી વનમાં પધાર્યા હુતા, તે સમય શ્રીગંગા-જીના તટને વિષે પધાર્યા; ત્યારે મુનિ સઘળાએ શ્રીરામચન્દ્રજીને પોતાના આશ્રમને વિષે પધરાવવા માટે ઘણોએક વિનય કર્યો, તદપિ શ્રીરઘુનાથજી તીયાંના (તેમના) આશ્રમમાં ન પધાર્યા, અને પેલી. સબરીના આશ્રમમાં તેની પ્રીત અન્તઃકરણની જાણીને, પોતે પરમેશ્વર પણ પરમપ્રીતિ ધરીને, તેના આશ્રમને વિષે પધાર્યા. ત્યારે સઘળા મુનિ માત્ર ફિક્કા પડ્યા, અને તે મુનિઓએ શ્રીરામચન્દ્રજીની સ્તુતિ વિજ્ઞપ્તિ કરીને એ વરદાન માગ્યું કે હે મહારાજ! આપ પધાર્યા છો તો અમને ગંગાસ્નાનનું મોટું દુઃખ થયું છે કે ગંગાજલ રુધિરવર્ણ થઈ ગયું છે, તે આપ આપનો ચરણસ્પર્શ શ્રીગંગાજીને કરાવીને, શ્રીગંગાજીનું જલ નિર્મલ કરો, કે અમો સુખે નિત્ય પ્રતિ સ્નાન કરીએ. અન્તર્યામી સર્વજ્ઞ, ચતુરચિન્તામણિ, ભક્તવત્સલ, ભક્તાધીન પોતે શ્રીરામચન્દ્રજી છે માટે તે મુનિઓનું વચન સાંભળીને, મધુર વાણી વડે આપ એમ બોલ્યા કે તમે અમારી રંક, પરમભક્ત ભીલડીને ગુણનો દોષ માનીને મારી છે, તે અપરાધે કરીને ગંગાસ્નાનરૂપી દુઃખ પામો છો. એ મહા-ભક્તનો અપરાધ મટાડવાનું સામર્થ્ય હુંમાં નથી. એ ગંગાજીમાં હું ચરણ બોળીશ તદપિ એ ગંગાજલ નિર્મલ નહિજ થાય, પણ મારી સ્તુતિ તમે ઘણી કરી, તે માટે તમને એ ગંગાજલ નિર્મલ થવાનો ઉપાય એક છે તે બતાવીએ. તે જો તમે અભિમાન તજીને કરો તો તમારૂં કામ સિદ્ધ થાય. તે શી રીતે?—કે તમે સર્વે મળીને એ સબરી જે મારી પ્રિય ભક્ત છે, તેના ચરણ તમે ભંગ કર્યા છે, તેથી એણે ચલાતું તો નથી, પણ જો તમારે

તમારૂં કામ સાધવું હોય તો સઘળા મળીને એને ઉંચકો. અને શ્રીગંગાજીને તીરે લઈ જાઓ, ચાલો, અમો પણ સાથે આવીએ છીએ. તે અમો દેખતાં એ સબરીના ચરણ શ્રીગંગાજીને સ્પર્શ કરાવો. ત્યારે શ્રીગંગાજી નિર્મલ થશે. તે સાંભળીને તે સઘળા મુનિઓએ તેજ પ્રમાણે કીધું, ત્યારે ગંગાજલ તત્કાલ નિર્મલ થઇ ગયું. એમ પોતાના ભક્તને મુનિયોના વૃન્દમાં માન આપ્યું. અને વળી તે મુનિઓ દેખતાં જ, તે સબરી ભક્તનાં જ બોર ઘણાં સ્વાદિષ્ટ કહી કહીને પોતે આરોગ્યાં શ્રીજાનકીજી શ્રીલક્ષ્મણજી સહુવર્તમાન. અને કોઇ ઉચ્છિષ્ટ બોર આરોગ્યાં કહે છે તે પણ એક પક્ષે વાત સાચી છે. તે શી રીતે કે જે બોરડીનાં બોર એ લેતી, તે પ્રથમ તે બોરડીનું બોર તે ચાખતી. તે મિષ્ટ લાગતું તો તેનાં બોર એ લેતી, ત્યારે ઉચ્છિષ્ટ પણ સંભવે. તે નિત્ય પ્રતિ એવું કામ એ કરતી. સાંજ સુધી એ વાટ જોતી કે આજ શ્રીરઘુનાથજી પધારશે. ત્યારે તું કહેશે કે એ શ્રીરઘુનાથજી પધારશે એવું કેમ નિશ્ચે જાણતી? તેનું કારણ એ છે કે એક મોટા માતંગઋષિ હરિભક્ત હતા. તેની એ સબરી સેવા કરતી. તે થકી બીજા ઋષિઓ માતંગઋષિની નિન્દા કરતા. હરિભક્ત જાણીને તે તીહાંની (તેમની) નિન્દા એ માતંગઋષિ સહન કરતા. પણ એ સબરીનો તિરસ્કાર ન કરતા. તે ઋષિ જ્યારે દેહત્યાગ કરીને વૈકુંઠ પધાર્યા, તે સમયે એ સબરીએ મુનિ પ્રત્યે વિનતિ કરી કે હે મહારાજ! હું આપની કિંકર છું, માટે આપ મુને સાથે વૈકુંઠમાં તેડી જાવ તો સારૂં. ત્યારે તે માતંગઋષિ બોલ્યા કે હે સબરી, તું વૈકુંઠપ્રાપ્તિ યોગ્ય તો થઇ છે, એ વાતમાં તો સંશય નથી; પણ એક ભવિષ્યવાર્તા થવાની છે, તે અમો જાણીએ છીએ. તે શી કે સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ શ્રીરામચન્દ્રજી સીતા, લક્ષ્મણ

સહવર્તમાન તારા આશ્રમને વિષે પધારશે, તુને દર્શન આપશે, તે તારાં અર્પણુ કરેલાં બદ્રીફલ અંગીકાર કરશે, અને સઘળા મુનિના વૃન્દમધ્યે તુને ઘણું સન્માન કરશે. તે સમય તારા ભાગ્યની પરમાવધિ કહેવાશે, ત્યાર પછી તીહાંના (તેમના) દર્શનના પ્રતાપે પછી તું વૈકુંઠમાં આવીશ. માટે તુને હવડાં (હમણાં) અમો સંગે નથી લઈ જતા. એવું કહીને મુનિ વૈકુંઠ પધાર્યા. એ વાર્તા મોટા ભગવદીય નરસિંહ મહેતાજી તીયાંણે એક કીર્તનમાં ગાયું છે તેની એક તુક તને અમો કહી દેખાડીએ છીએ તે તું સાંભળકે—

સબરીના બોરમાં સ્વાદ ઝાઝો જડયો, ને મુનિ તણા વૃન્દમાં માન દીધું.
કૃષ્ણને કામધેનુ કોડ કરતી રહી, ગોપીનું ગોરસ ચોરી પીધું.

ઇત્યાદિ વચન ઘણાં છે. અને વળી તું સાંભળ કે મહાભારતમાં કથા છે, કે રાજા યુધિષ્ઠિરે શ્રીભગવાનને પૂછયું, કે હે મહારાજ! અમે કુલદ્રોહ કર્યો છે તેના પાપમાંથી હું શી રીતે મુકાઉં? ત્યારે આપે આજ્ઞા કરી જે એ સર્વ અમારી ઈચ્છાએ થયું છે, તને કશું પાપ નહિ લાગે; અને કદાપિ તું એ પાપ થકી બીતો હોય તો એ સઘળા પાપનું જલ તું અમારા હસ્તમાં મેલ, ત્યારે તો તારું પાપ મટશે કે નહિ? ત્યારે રાજા યુધિષ્ઠિર શ્રીકૃષ્ણચન્દ્ર પ્રત્યે બોલ્યા કે હે મહારાજ! આપે કહ્યું તે તો ખરૂં પણ મુને એ વાતમાં ઘણો સંશય રહે છે કે તમે સરખું પાત્ર, તે તમારા શ્રીહસ્તમાં હું પાપનો સંકલ્પ કરીને જલ મુકું? તે તો મુજ ઘેર દિવસ દિવસ પ્રતિ, ને પરવણી પરવણી પ્રતિ, લક્ષકોટિ ઘણું વધતું જાય, માટે એ વાર્તા તો મારા મનમાં નથી ગોઠતી. જો આપ આજ્ઞા કરો તો હું એ પાપનું પ્રાયશ્ચિત્ત જે અશ્વમેઘ રાજસૂય યજ્ઞ તે કરૂં, અને તે થકી

જે પુણ્ય ઉદય થાય તે હું આપના શ્રીહસ્તમાં અર્પણ કરૂં એમ મુને સુઝે છે. ત્યારે શ્રીકૃષ્ણચન્દ્ર બોલ્યા કે ભલે, એ વાતે તારૂં મન પ્રસન્ન થાતું હોય તો તું એમ કર. તે આજ્ઞા માનીને ધર્મરાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો, વળી રાજસૂયયજ્ઞ કર્યો. ઘણું એક દ્રવ્ય વેદવિધિએ ખરચ્યું. પછી શ્રીપ્રભુને રાજાએ પુછ્યું કે હે મહારાજ, આ હું યજ્ઞવિધિ તો કરે જાઉં છું પણ હું નિષ્પાપ થયો એવું મુને કેમ જણાશે. ત્યારે શ્રીપ્રભુજી બોલ્યા કે હે રાજા, આ અમારો પંચજન્યશંખ છે તેનું તું નિત્ય પ્રત્યે પૂજન કર્યા કર. તું જે દિવસે નિષ્પાપ થાશે ત્યારે અકસ્માત પોતાની મેળે એ પંચજન્યશંખ બોલશે, ત્યારે તું જાણજે જે હું નિષ્પાપ થયો. તે શ્રીપ્રભુની આજ્ઞા માનીને ઘણા દિવસ લગી એ રીતે કર્યું, દ્રવ્ય તો ખૂટયું, ત્યારે પૂર્વે મરૂતરાજાએ રાજસૂયયજ્ઞ કર્યો હુતો, તે નિત્યપ્રતિ બ્રહ્મભોજન કરાવતા ને નિત્ય નવાં સુવર્ણનાં પાત્રમાં જમાડતા. તે ઘણા કાલનાં સુવર્ણનાં પાત્ર બાધાં દટાઈ રહ્યાં છે, તે આજ પૃથ્વીનો ચક્રવર્તિરાજા તું છે તે માટે તે પાત્ર સુવર્ણનાં તું ખોદીને મંગાવ. તે દ્રવ્ય વડે યજ્ઞ તું પૂરો કર. તે પ્રમાણે રાજાએ કાર્ય કર્યું. તે દ્રવ્ય પણ સઘળું ખૂટવા આવ્યું, તદપિ પંચ-જન્યશંખ પ્રભુનો બોલ્યો નહિ. ત્યારે યુધિષ્ઠિર રાજાએ ફરીને શ્રીહરિની વિનંતિ કરી કે હે મહારાજ! આ બાધું દ્રવ્ય તો ખુટવા આવ્યું, અને બ્રહ્મભોજન કોટયાવધિ થયાં તદપિ પંચજન્ય તો હજુ બોલ્યો નહિ ત્યારે હાવાં (હવે) તે હું શો ઉપાય કરૂં? ત્યારે તે સમય શ્રીમહાપ્રભુજી બોલ્યા કે એ તેં સઘળાં બ્રહ્મભોજનાદિકકાર્ય તો કર્યાં, તદપિ અમારો કોઈ અન્તરંગભક્ત એમાં જમ્યો નથી. તેના મુખમાં જો એક

આજ્ઞા પડે તો એ પંચજન્ય તત્કાલ બોલે. તેવું સાંભળીને ધર્મરાજા શ્રીપ્રભુ પ્રત્યે બોલ્યા કે હે મહારાજ! આટલા બધા બ્રાહ્મણ જમ્યા તેમાં તમારો કોઈ અંગીકૃતભક્ત શું નહિ હોય? ત્યારે પુનઃ શ્રીજી બોલ્યા કે હે રાજા! તે અન્તરંગ અમારો ભક્ત એમાં કોઈ નથી જમ્યો. ત્યારે રાજાએ પુછયું કે હે મહારાજ! આપ કહો છો તેવો ભગવદીય તે ક્યાં કીયા દેશમાં હશે? આપ બતાવો તો તેને અમો તેડી લાવીને જમાડીએ. ત્યારે શ્રીઠાકુરજી બોલ્યા કે તેવો ભગવદીય એક તારાજ પુરમાં છે, પણ ઓળખ્યામાં આવે એવો નથી, અને તેની ઉપર વિશ્વાસ પણ ન આવે એવી જ્ઞાતિમાં છે. ત્યારે પાંચે ભાઈ બોલ્યા કે હે મહારાજ! આપ શ્રીમુખે કહેશો ત્યારે અમને શું વિશ્વાસ નહિ આવે? અને અમો શું આપના દાસ નથી? માટે સુખે બતાવો, તે કાર્ય અમો કરીએ. ત્યારે શ્રીપ્રભુજી બોલ્યા કે હે પાંડવો! તમો એમ જાણતા હશો કે આ હસ્તિનાપુરમાં તો અમારા ઘરના અન્ન વિના કોઈ નથી રહેતું, ત્યારે તે ભક્ત અમથો કેમ રહી ગયો હશે? અને શ્રીપ્રભુજી ફરીને બોલ્યા કે તે મારો ભક્ત તો શ્વપચજાતિમાં છે, તેને સન્માન કરી આમન્ત્રણ કરીને, ઘેર પધરાવીને, સુંદર રીતે ભોજન કરાવીએ, અને અભાવ ન આણીએ ત્યારે તેને ભોજન કરાવ્યું વળે; પણ જ્યારે હું તમારે માટે તે ભક્તને પ્રકાશ કરીને કહીશ ત્યારે, તે મારો વાલ્મિક નામનો ભક્ત છે, તે અમારી ઉપર ઘણો ખીજશે કે હે મહારાજ! મારૂં નામ એ પાંડવ આગળ શીદ પ્રકટ કરવું પડયું? હું શું કંઈ યશનો લોભી છું? એમ જાણીને તે મારા ઉપર રીસ કરશે, તદપિ તમારૂં કાર્ય કરવા માટે રીસ સહન કરેશ પણ

બતાવું છું. ત્યારે અર્જુને કહ્યું કે હે મહારાજ! એ કામ તો અવશ્ય કરવું. આપ મારી સાથે પધારો, અને મુને દેખાડો. તે તમારા ભક્તને પ્રણિપત્ય કરીને હું આમંત્રણ કરૂં. તે એવું સાંભળીને શ્રીપ્રભુજી અર્જુનને તેડીને તે વાલ્મીકભક્તના આશ્રમના વિષે પધાર્યા, અને તેની ઝુંપડીમાં બન્ને જણા પેઠા, ત્યાં જોય તો તે વાલ્મીકભક્ત સ્નાન કરીને, તિલકમુદ્રા ધરીને, ભગવત્સ્વરૂપની સેવા કરીને, કાંઇ ભોગ સમર્પીને, નેત્રમિલન કરીને, શ્રીભગવાનના સ્વરૂપનું માનસિક ધ્યાન કરતો હુતો, તે તેમાં નિમગ્ન થઇ ગયો હુતો, કાંઇ દેહાનુસન્ધાન રહ્યું ન હતું. તે જોઇને અર્જુને કહ્યું કે હે મહારાજ! આ તમારા ભક્તને કશું પ્રપંચનું ભાન તો જણાતું નથી, ત્યારે હું આમંત્રણ તે શી રીતે કરૂં? ત્યારે શ્રીહરિ બોલ્યા કે એને તો મારા સ્વરૂપને વિષે મન તદાકાર થઈ ગયું છે, અને મહાઆનન્દમાં છે, માટે એ તો હવડાં નહિં જાગે, પણ તારૂં કાર્ય સિદ્ધ કરવા માટે પરમઆનન્દમાંથી બહાર કાઢું છું. એવું કહીને તે વાલ્મીકભક્તના હૃદયમાંથી પોતાનું મનોહર સ્વરૂપ જે હુતું તે અન્તર્ધ્યાન કરી લીધું. તે સ્વરૂપ અદૃશ્ય થતામાં જ પેલો ભક્ત વિહ્વલ વિકલ થઇને ધ્યાનમાંથી જાગી ઉઠયો. તે સમય શ્રીપ્રભુજીને બાહ્ય સાક્ષાત્કાર દર્શન કરીને પગે પડયો, અને બોલ્યો કે હે મહારાજ! હે લક્ષ્મીપતિ! હે અનન્તકોટિ બ્રહ્માંડના નાયક! અધમ એવો જે હું તમારો દાસ, તેની પર્ણકુટીમાં અમારા રાજા જે અર્જુન તેને સંઘાતે તેડીને આપને મારે ઘેર કેમ પધારવું પડયું? તેનું કારણ મુને કૃપા કરીને કહીએ, એ વાત મોટી આશ્ચર્યરૂપ છે. તે એવું સાંભળીને કૃપાસિન્ધુજી બોલ્યા કે હે ભક્તરાજ! આ અર્જુન તમને આમંત્રણ કરવા આવ્યા છે, માટે કૃપા કરીને એ પાંડવોને ઘેર તમારે ભોજન કરવાને આવવું પડશે. પાછા

મધ્યાહ્ને તમને તેડવાને અર્જુન આવશે. ત્યારે તમારે પધારવું. તે એવું શ્રીભગવાનનું વચન સાંભળીને ભક્તવાલ્મિક બોલ્યો કે હે મહારાજ! મુને રંકને અધમજાતિને એ રાજા આગળ મારૂં રૂપ પ્રકટ કર્યામાં આપને શું પ્રયોજન હતું? હું તો જેવો તેવો આપનો ગુલામ છું. તે એવું સાંભળીને શ્રીભક્તવત્સલજી બોલ્યા કે હે મારા પરમપ્રિયભક્ત! મેં કંઈ તારા યશ માટે તુને પ્રકટ નથી કર્યો. પ્રકટ કર્યો તેનું કારણ તો એમ છે કે અમારા કુન્તીકુમાર પાંચે ભક્ત છે, તેનું કાર્ય સફલ કરવા માટે એ કાર્ય અમોએ કર્યું છે. તે એવું સાંભળીને વાલ્મીકભકત બોલ્યો કે હે પ્રભો, હું તો આપનો આજ્ઞા આધીન છું, તે આપ જેમ કરાવશો તેમ કરીશ. એમ કહીને આમંત્રણ માન્યું. પછી શ્રીભગવાનને અર્જુન બન્ને આમંત્રણ કરીને પાછા રાજદ્વારમાં આવ્યા. પછી યુધિષ્ઠિર રાજા આદિ સર્વને ખબર નીપજ્યા પ્રમાણે કહી. પછી શ્રીકૃષ્ણચન્દ્રે દ્રૌપદીજીને આજ્ઞા કરી કે હે સતિ, આજ પરમભાગ્ય માનીને તમોમાં જેટલી પાકશાક કર્યાની ચાતુર્યતા હોય તે બધી આજ પાકને વિષે કરજો. મારો પરમભકત ભોજન કરનાર છે. તે એવું સાંભળીને શ્રીદ્રૌપદીજીએ પાકશાક સર્વે બહુ સુઘડતાએ કરીને કર્યું, અને સમય થયો ત્યારે શ્રીભગવાન ને અર્જુન બન્ને તે ભકતને તેડી લાવ્યા. યથાવિધિ સ્નાન કરાવ્યું, પીતાંબર પહેરવા આપ્યું, તિલકાદિ સઘળી કૃતિ કરાવીને ભોજનનું આસન માંડયું હતું ત્યાં આવીને તે ભક્ત બેઠા, પછી શ્રીદ્રૌપદીજીએ સોનાનો થાળ મોટો યથાવિધિ પાકશાક પરિવેષણ કરીને પાસે મુકયો, તે સમય શ્રીભગવાન્ પણ છડી લેઇને પાસે ઉભા છે. પછી શ્રીભગવાને આજ્ઞા આપી કે હે ભક્તરાજ! ભોજન કરો, તે સમય પેલા ભકતે શાકપાક

સઘળું એકઠું કર્યું, અને ગ્રાસ પોતાના મુખમાં મુકયો. તે મુક્તાંમાં જ પંચજન્ય શંખ બોલ્યો. તે બોલીને પાછો તત્કાલ રહી ગયો. તે સમય શ્રીભગવાને પંચજન્ય ઉપર છડી ઉગામી કે હે મૂર્ખ! મારો ભકત ભોજન કરે ત્યાં લગી બોલ્યા કરને, રહી કેમ ગયોરે ? તે એવું સાંભળીને પંચજન્ય બોલ્યો કે હે મહારાજ! એ હું છાનો રહ્યો તેમાં મારો કાંઈ દોષ નથી, એમાંતો શ્રીદ્રૌપદીજીના મનમાં એ ભક્તનો દોષ આવ્યો છે માટે હું મૌન કરી ગયો. આપ દ્રૌપદીજીને પુછો ત્યારે વાર્તા માલુમ થાશે. તે એવું સાંભળીને શ્રીજીએ શ્રીદ્રૌપદીજીને પુછયું કે હે સતિ, આ પંચજન્યશંખ કહે છે તે તમોએ સાંભળ્યું? ત્યારે પાંચાલીજી બોલ્યાં કે હે મહારાજ! તમારે શંખે કહ્યું તે સાચી વાત છે કે એટલું મારા મનમાં આવ્યું તો ખરૂં કે હરિના ભકત હશે તે તો સાચી વાત, પણ જમવાની સુઘડતાને તો નથી સમજતા. મેં ઘણે શ્રમે કરીને પાકશાક યથાવિધિ કર્યાં, પણ એકઠું સઘળું કરીને મુખમાં ગ્રાસ મુકયો, તે આ મારી પાકચાતુર્યતામાં શું સમજ્યા હશે ? તે એ જાતિમાં સમજતો નજ હોય તો. એવું મારા અન્તઃકરણને વિષે આવ્યું તો ખરૂં, તે હતું તેવું મેં આપને કહ્યું. ત્યારે એવું સાંભળીને પેલા ભકત પ્રત્યે શ્રીપ્રભુજી બોલ્યા કે હે ભકતરાજ! તમે એકઠું સઘળું કરીને ગ્રાસ મુખમાં મુકયો તેનું કારણ શું ? તે દ્રૌપદીજીને કહો. ત્યારે એવું સાંભળીને તે ભકત બોલ્યા હે મહારાજ! એ દ્રૌપદીજી કહે છે તે ખરૂં, પણ મારા મનનો આશય તો આપ પુછો છો ત્યારે કહું છું, કે મારા હૃદયકમલને વિષે તો હે શ્રીપ્રભો! સાક્ષાત્ આપ વિરાજો છો, તે આપ તો સુઘડશિરોમણિ છો, અને સઘળા સ્વાદને

જાણો એવા છો, અને પ્રત્યક્ષ ભોક્તા છો, તે કોઈનું ઉચ્છિષ્ટ ન આરોગો; ત્યારે હું પ્રથમ વસ્તુનો જે ગ્રાસ ભરૂં ત્યારે બીજી વસ્તુ જે રહી તે તો મારી ઉચ્છિષ્ટ જ થઈ તો, ત્યારે આપના આરોગ્યામાં ન આવે. ત્યારે દ્રૌપદીજીનો શ્રમ સઘળો વૃથા જ જાય તો, માટે સઘળી તમારા અંગીકારમાં આવે ત્યારે દ્રૌપદીજીનો શ્રમ સફલ થાય, તે માટે મેં સઘળું એકઠું કરીને ગ્રાસ ભર્યો છે. જેમ કાંઈ મધુને વિષે અનેક વનસ્પતિઓનો રસ એકત્ર થયેલો છે, તે તેનો સ્વાદ બીજું કોઈ તો ન સમજે, પણ મધુમક્ષી તો ન્યારો ન્યારો સઘળો સ્વાદ જાણે, તે જ રીતે આપ સઘળો સ્વાદ જાણશો. તે એવું સમજીને મેં એ કાર્ય કર્યું છે. તે સાંભળીને દ્રૌપદીજી બોલ્યાં કે હે મહારાજ! એ ભકતના હૃદયનો ભાવ એવો હશે તે હું ન સમજી એટલો મારો દોષ ખરો, એવું પોતાના મુખે માન્યું, ત્યારે તત્કાલ પંચજન્ય શંખ ફરીને સારીપેઠે ભોજન કરતાં પર્યન્ત બોલ્યો. પછી સુધાચમન કરાવીને તાંબુલાદિ સર્વ આપીને, સુન્દર રીતે પૂજન સન્માન કરીને, તે ભકતને વળાવ્યા. એ ચરિત્ર ઉપર કોઈને સંશય થાય તેની ઉપર મહાભારતમાં શ્રીવેદવ્યાસજીનું વચન છે.

शिवलिङ्गसहस्राणि शालि[illegible]मन्नताने च।
द्वादशकोटिविप्राणि एकः श्वपचवैष्णवः॥

ઇત્યાદિ. અને વળી એક તુને ભકત અને ભકિતની ઉત્કૃષ્ટતા કહીએ તે સાંભળ, કે શ્રીહરિનો કલા અવતાર શ્રીવેદવ્યાસ સરીખા વેદશાસ્ત્રાદિક વિદ્યા પારંગત, સકલ ગુણ સમ્પૂર્ણ, શુદ્ધ બ્રાહ્મણ, જેણે સત્તર પુરાણ પ્રસિદ્ધ કર્યાં, મહાભારતાદિ ઘણાએક ગ્રન્થ પ્રકટ કર્યા, તદપિ શ્રીકૃષ્ણચન્દ્રની અનન્ય પ્રેમલક્ષણા

ભક્તિ વિના અન્તઃકરણનો પરિતાપ ન મટયો. પછી અતિશય દુઃખાતુર જાણીને કૃપાસિન્ધુ શ્રીહરિને દયા આવી. તે કૃપાબલે કરીને પોતાના અન્તરંગ ભક્ત શ્રીનારદજીદ્વારા વેદવ્યાસજીને ઉપદેશ કરાવીને, કર્મજ્ઞાનાદિકની આસક્તિ મટાડીને, પોતાની મુખ્ય ભક્તિનું દાન કરાવીને, ભગવત્સ્વરૂપ એવું જે શ્રીમદ્-ભાગવત દ્વાદશાંગે કરીને રચના કરાવી. તે તેના પ્રતાપબલે કરીને અન્તઃકરણનો પરિતાપ ટળ્યો. ભગવદાવતાર તો એ બન્ને ખરા, અને બન્ને બ્રાહ્મણ ખરા, પણ નારદજીના સંગે ભક્તિદાન થયું, ત્યારે ભક્તકોટિમાં ગણાયા એ થોડામાં સમજી લેવું. વિસ્તાર કરતાં ગ્રન્થ વાધે, માટે વિસ્તાર નથી કરતા. અને વળી જો તું વેદશાસ્ત્રના રહસ્યને સમજતો હોય તો વિચારી જો કે સર્વ જ્ઞાનકર્માદિ કરતાં ભક્તિની ઉત્કૃષ્ટતા ઠરી કે ન ઠરી? તે તું જો કે ત્રિકાલમાં ધર્મ કર્મ વડે કોણ તર્યું છે? શ્રીહરિની ભક્તિ વિના માયા કાલાદિકને કોણ જીત્યું છે તે તું વિચારી જો. મિથ્યા દુરાગ્રહ કરવો સુજ્ઞને ઉચિત નથી. અને વળી તું જો કે સર્વ શાસ્ત્રમાં એમ લખ્યું છે કે સહસ્રાવધિ જન્મ પર્યન્ત તપ, ધ્યાન, સમાધિ આદિ સુકૃતિ કરે, તદા કોઇએક જન્મે તે નરનાં પાપ ક્ષીણ થાય, તે સમય શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ ઉદય થાય. એ જે શ્રીહરિની ભક્તિ તે આદ્યે જે સુમાર્ગ તે પણ કલિમાં અતિશય દુઃસાધ્ય છે તેનું વચનઃ—

**कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः।**

ઇત્યાદિ, માટે એ ભક્તિનું એક અંગ શ્રીકૃષ્ણનામ અનાયાસે બની આવે, અને પ્રતાપ મોટો એવું તો ખરૂં. તોપણ પૂર્વે ઘણા દિવસ સત્સંગ કર્યો હોય, ત્યારે શ્રીહરિનામને વિષે પ્રીતિ વિશ્વાસ આવ. શ્રીકૃષ્ણનામ ઉપર પ્રીતિ વિશ્વાસ આવ્યો

ત્યારે તેને ભગવત્પ્રાપ્તિ થઇ ચુકી એમ સમજવું. માટે એ શ્રીકૃષ્ણચન્દ્રની ભકિત છે તે ચિન્તામણિ થકી પણ અધિક છે. તે ભકિતને વિષે સર્વ પદાર્થરૂપી સઘળાં સાધન આવી ગયાં, પણ પૂર્વનું પરિપૂર્ણ પુણ્ય હોય ત્યારે અન્તઃકરણ શુદ્ધ થાય અને પ્રીતિ પ્રતીતિ આવે. તેનું વચનઃ—

**जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः।**
**नराणां क्षीणपापानां कृष्णे भक्ति प्रजायते ॥**

અને વળી તું જો કે ધર્મના આગ્રહવાળા જે છે તેને કર્મમાં રૂચી ઘણી હોય. તે કર્મ યથાવિધિ બની આવે તેનું ફલ પછી જ્ઞાનપ્રાપ્તિ થાય. તે જ્ઞાન વડે મુકિતની પ્રાપ્તિ થાય પણ પ્રેમલક્ષણાભકિતની પ્રાપ્તિ ન થાય, અને તે વિના શ્રીભગવાન્ વશ ન થાય એવું મોટા ભગવદીય સૂરદાસજીએ પણ ગાયું છે.

'ભકિત વિણ ભગવંત દુર્લભ કહત નિગમ પોકાર.' વળી કહ્યું છે **मम भक्तियुक्तो भुवनं पुनाति ॥** ઇત્યાદિ ઘણાં વચન છે. અને પૂર્ણપુરુષોત્તમ જે શ્રીકૃષ્ણચન્દ્ર તીયાંને (તેમને) અનન્ય ભકિત અતિશય પ્રિય છે, અને અન્યાશ્રય પ્રભુને અતિશય અપ્રિય છે. અને સ્માર્ત ધર્મવાળા તો શ્રીહરિને અને સર્વ દેવતાને સમાન ગણે છે, તે તેને તો શાસ્ત્ર નાકિંશ ( નરકના અધિકારી ) કહે છે. તેનું વચન પુરાણાન્તરે. અને વળી તું જો કે એ સઘળા દેવતા પોતાના મુખે ષષ્ટસ્કન્ધને વિષે બોલ્યા છે કે શ્રીહરિને મુકીને અમને જે ભજે છે તે મહા મૂર્ખ છે. તે શ્વાનનું પુચ્છ ગ્રહીને જો કોઇ સમુદ્ર પાર પામે તો શ્રીહરિને મુકીને અમને ભજેથી સંસાર પાર પામે. તેનું વચન ષષ્ઠસ્કન્ધે શ્રીભગવાનપ્રતિ દેવવાકય—

अविस्मितं तं परिपूर्णकामं स्वेनैव लाभेन समं प्रशान्तम्।
विनोपसर्पत्यपरं हि बालिशः श्वलाङ्गुलेनातितर्ति सिन्धुम्॥
भा. ६-९-२२

ઇત્યાદિ. અને વળી તું જો કે શ્રીભગવદ્ગીતાના નવમા અધ્યાયમાં શ્રીભગવદ્વાક્ય છે કે સુદુરાચારી (એટલે ઘણો દુરાચારી) કોઈ નર હોય, અને અનન્ય ભાવે જો મુને ભજતો હોય તો હે અર્જુન તેનેજ સમ્યક્ પ્રકારનો સાધુ માનવો. તે શા માટે કે તે પુરુષવેષે અન્યાશ્રય માત્ર મુકીને એક મારી ઉપર જ નિશ્ચય રાખ્યો છે એ કારણ; માટે તેનું વચન—

अपि चेत्सुदुराचारो भजते मामनन्य भाक्।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः॥

અને વળી જે કોઈ મુમુક્ષુજન હોય તે પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય, તેને ઘોરરૂપ એવા જે ભૂતપતિ શ્રીમહાદેવાદિ તેને મુકીને શાન્તરૂપ એવા જે શ્રીનારાયણ એક તેનેજ ભજે; અને શ્રીનારાયણ વિના જે અન્ય દેવ રહ્યા, તેને ભજે તો નહિ અને ઇર્ષા પણ ન કરે; અને મૂલરૂપ જે શ્રીભગવાન્ તેને સેવ્યા થકી શાખાદિ સર્વ દેવ તે પણ સેવાઈ ગયા. તેનું વચન પ્રથમ સ્કન્ધે શ્લોક—

मुमुक्षवो घोररूपान्हित्वा भूपतीनथ।
नारायणकलाः शान्ता भजन्ति ह्यनसूयवः॥ भा. १-२-२६
पुनः श्लोक चतुर्थे
यथा तरोर्मूलनिषेचनेन तृप्यन्ति तत्स्कन्धभुजोपशाखाः।
प्राणोपहाराच्च यथेन्द्रियाणां तथैव सर्वार्हणमच्युतेज्या॥
भा. ४-३१-१४

ઇત્યાદિ. વળી તું જોકે શ્રીહરિએ જે વસ્તુ, જે વર કૃપા કરીને પોતાના દાસને આપ્યો હોય તે કોઈ થકી કે કાલે નાશ ન થાય. તે ધ્રુવાદિને જોઈ લો, અને શ્રીમહાદેવ શક્તિ સૂર્ય, ગણેશાદિકદેવે જે વરદાન આપ્યું હોય તે અનિત્ય છે. છે. નિત્ય ન રહે. અને તેમાં અવળું પડે વિઘ્ન પણ ઘણાં પડે. ત્યારે તું કહીશ કે તે સઘળા દેવ શું હરિરૂપ ન કહેવાય ? તે કહેવાય તો ખરા પણ શ્રીહરિ સેવ્યે સઘળા સેવાયા એમ સમજે, ત્યારે સમર્થકર્મમાર્ગી એમ તો નથી સમજતા. સ્વયમેવ ઈશ્વર જાણીને અવિધિપૂર્વક તીયાંને ભજે છે, માટે તીયાંનું આપ્યું ફલ તીયાંને નિત્ય નથી રહેતું, અને તે કલેશ પણ પામે છે. તે કોણ કોણ પામ્યા તે કિંચિત્ કહીએ છીએ કે શ્રીમહાદેવજીને ભજીને રાવણ, બાણાસુર, ભસ્માંગદ, ત્રિપુરાસુરાદિકને જોઈ લ્યો. તે રીતે શકિત બ્રહ્માદિક દેવના ઉપાસકને પણ જાણજો. માટે એક તુને સમુચ્ચય વચન કહીએ તે સમજ કે સઘળા શાસ્ત્રનો સિદ્ધાન્ત શ્રીભગવદ્ગીતામાં આવ્યો જાણવો, અને સઘળા દેવતા શ્રીહરિમાં આવી ગયા જાણવા, અને શ્રીકૃષ્ણ નામમાં સઘળા મન્ત્ર આવ્યા જાણવા, અને શ્રીકૃષ્ણચન્દ્રની સેવામાં સઘળાં કર્મ આવ્યાં જાણવાં. શ્રીગંગાજીમાં સઘળાં તીર્થ આવ્યાં જાણવાં. સર્વભૂત (તેમના) ઉપર દયા, તેમાં સઘળા ધર્મ આવ્યા જાણવા. તેવાં વચન—

सर्वशास्त्रमयी गीता सर्वदेवमयो हरिः ।
सर्वतीर्थमयी गङ्गा सर्वधर्ममयी दया ॥

પુનઃ શ્રીભગદ્વાક્ય—

एकं शास्त्रं देवकीपुत्रगीतं एको देवो देवकीपुत्र एव ।
मन्त्रोप्येकं तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

ઇત્યાદિ. અને શ્રીભગવદ્‌ગીતામાં છેલ્લેવારે શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુનને એ સિદ્ધાન્ત બતાવ્યો છે કે હે અર્જુન! સર્વ ધર્મનો પરિત્યાગ કરીને તું એક મારેજ શરણ આવ, તુંને હું સઘળા પાપ થકી મુકાવીશ. તું કિંચિત્માત્ર શોચ ન કરીશ એ મારૂં વચન છે. તેનો શ્લોક—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥

ઇત્યાદિ વચનાત્. અને વળી શ્રીભગવાને શ્રીમુખે કહ્યું છે કે જે મારો દૃઢ આશ્રય રાખીને મારી ભકિત જે કરે છે, તે ભકતને કોઇનો ભય નથી રહેતો એવો અમારો પ્રતાપબલ છે. તેનું વચન પુરાણાન્તરે શ્રીભગવદ્વાકય શ્લોક—

मद्भक्तं सरितापतिं चुलुकवत् खद्योतवत्भास्करः
मेरुं पश्यति लोष्टवत् कलयते कल्पद्रुमं काष्टवत्।
चिन्तारत्नमणिं शिलासकलवत् पृथ्विपतिं भृत्यवत्
संसारं तृणराशिवत् किं परं देहनिजं दासवत्॥

ઇત્યાદિ વચનાત્. પુનઃશ્રીભાગવતે શ્લોક—

आपन्नः संसृतिं घोरां यन्नाम विवशो गृणन्।
ततः सद्यो वियुज्येत यद्बिभेति स्वयं भयम्॥भा.१-१-१४

ઇત્યાદિ વચન. બન્ને પુત્રનો વિવાદ સાંભળી કરીને, મહા વિવેકી પંડિત હરિહર પિતા બોલ્યા કે હે શિવશંકર પુત્ર! તારો જ્યેષ્ઠ બન્ધુ જે વિષ્ણુદત્ત તે ઘણી પ્રામાણિક વાર્તા શાસ્ત્રોકત વચને કરીને કહે છે, તે તું દુરાગ્રહ કરીને માનતો નથી, પણ એ વાત તારી અનુચિત છે. મેં મારા મનમાં નિશ્ચિત કર્યું કે એ વૈષ્ણવ ધર્મ વિના અને વૈષ્ણવી દીક્ષા વિના બીજા અન્ય

ધર્મ સર્વે સાધનરૂપ છે, તે સાધન ને ફલ કાંઈ સમાન કહેવાય? એમ પિતા બોલ્યા; ને વળી પુનઃ બોલ્યા કે હે વિષ્ણુદત્ત! એ શિવશંકર તારો કનિષ્ટ બન્ધુ દુરાગ્રહ વડે કદી ન માને તો એની પ્રસન્નતા; પણ ચાલ ઉઠ, હું તો તારી જોડે વૈષ્ણવ દીક્ષા લેવાને, શ્રીવૈષ્ણવાચાર્ય શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર પધાર્યા છે ત્યાં આવું છું, કે કર્મમાર્ગ ઉજ્જવળ તો દેખાય છે પણ તક્ર સરખો છે. અને શ્રીહરિની ભક્તિ સેવા સ્મરણ તે નવનીતરૂપ છે. તે એવું સાંભળીને શિવશંકર સ્માર્ત ધર્મનો આગ્રહી તેણે મનમાં વિચાર્યું કે પિતા અમારા પંડિતરાજ છે, ઘણા સુજ્ઞ છે, ઘણા વિવેકી તે પણ વૈષ્ણવીદીક્ષા લેવાને વિષ્ણુદત્ત સાથે જાય છે, ત્યારે એ વાત કાંઈ અયોગ્ય નહિ; તે હું નથી માનતો તે મારી જ મુગ્ધતા છે. એમ પોતાના મનમાં વિચારીને પોતાનું સઘળું કુટુંબ પરિવાર સહવર્તમાન શ્રીવલ્લભાચાર્યજીના કુલના બાલકને પૂર્ણશ્રદ્ધા યુકત સન્મુખ થઈને, પુષ્ટિમાર્ગની વૈષ્ણવીદીક્ષા ધન્યભાગ્ય માનીને ગ્રહણ કરી. પ્રથમ અષ્ટાક્ષર શરણ મન્ત્ર લીધો. પછી આજ્ઞા માગીને સર્વે શુદ્ધવ્રત કરીને બ્રહ્મસંબંધ કરીને કૃતાર્થ થયા. પછી મર્યાદા પાળીને શ્રીજીનું સ્વરૂપ સેવા કરવા માટે પોતાને માથે પધરાવ્યું. પછી શુદ્ધાદ્વૈતસમ્પ્રદાયનો સમ્યક્પ્રકારે સિદ્ધાન્ત સમજીને ભક્તિ, પ્રેમ, આસક્તિ, વ્યસન શ્રીગુરુદેવની કૃપાથી પ્રાપ્ત થયું, ને સ્વમાર્ગના ગ્રન્થ ભણીને સિદ્ધાન્ત સમજીને શ્રીનાથજીની સમ્યક્ પ્રકારે માર્ગોચિત સર્વે સેવા કરી. પછી તેજ દેહાન્તે ભગવલ્લીલાની પ્રાપ્તિ તે સર્વેને વિના પ્રયાસે થઈ.

**इति श्रीकृष्णजनकविदयारामविरचितायां पुष्टभक्तमनमोहन्यां प्रश्नोत्तरमालिकायां चतुर्दशप्रश्नोत्तरं समाप्तम् ॥**

श्रीकृष्णाय नमः ।

# પંચદશ પ્રશ્ન

## પૂર્વાર્ધ

## ભિન્નભિન્ન સમ્પ્રદાય વિચાર.



શિષ્ય બોલ્યો કે હે મહારાજ! આપ પણ શ્રીવલ્લભાચાર્યજીના બાલક છો, પૂર્વે મુને નામ નિવેદન તો આપે કરાવ્યું છે, પણ સ્વમાર્ગનો સિદ્ધાન્ત શુદ્ધાદ્વૈત હું સમ્યક્ પ્રકારે સમજ્યો નથી; અને આપે બ્રાહ્મણ અને ભક્તની તારતમ્યતાનો પ્રકાર પૂર્વનો નાટક રચના શાસ્ત્રોકત રીતે મુને સંભળાવીને મારો સન્દેહ નિવર્ત કર્યો. તે વાત તો મારા હૃદયમાં બેઠી પણ સમ્પ્રદાય પાંચ મોટા કહેવાય છે; તે એક તો વિષ્ણુસ્વામી સમ્પ્રદાય, બીજો રામાનુજ સમ્પ્રદાય, ત્રીજો મધ્વસમ્પ્રદાય, ચોથો નિંબાર્ક સમ્પ્રદાય, પાંચમો એ ચારેનો પ્રતિપક્ષી શાંકરસમ્પ્રદાય. તે એ ચારેનો

તથા શાંકરમત પાંચમાનો સિદ્ધાન્ત શું પ્રકારે છે તે મુને થોડાએકમાં સમજાવીને કહો. ત્યારે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે શિષ્ય! એ સર્વ સમ્પ્રદાયની સમજણ તો ઘણી સૂક્ષ્મ છે, તે ચારે કેવા? તેઓ અદ્વૈત માને છે; તે તુને થોડાએકમાં કહીએ છીએ કે રામાનુજ સમ્પ્રદાયવાળા વિશિષ્ટાદ્વૈત માને છે. મધ્વસમ્પ્રદાયવાળા દ્વૈત માને છે. ને નિંબાર્કવાળા તો દ્વૈતાદ્વૈત બ્રહ્મ માને છે, ને વિષ્ણુસ્વામી સમ્પ્રદાય તો ઘણા કાલ થયા માટે ઉચ્છિન્ન થઈ ગયો હુતો, તે શ્રીવિષ્ણુસ્વામીજીએ પોતાનો મુખ્ય શિષ્ય બિલ્વમંગળ હુતો. તેને પોતાના માર્ગનો શ્રીગોપીજનવલ્લભઉપાસનાનો સિદ્ધાન્તપ્રકાર પેલા બિલ્વમંગળશિષ્યને સમજાવીને એમ કહ્યું હુતું, કે સઘળા આચાર્યમાં સિદ્ધાન્ત થકી આપણો સિદ્ધાન્ત ઘણો ઉત્કૃષ્ટ છે. તે કોઈ આચાર્યના સમજ્યામાં આવે એવો નથી, પણ આપણા માર્ગને સનાથ કરે એવા શ્રીપૂર્ણપુરુષોત્તમ શ્રીવલ્લભાચાર્યજી રૂપે સાક્ષાત્ પૂર્ણાવતાર સંવત ૧૫૩૫માં પ્રકટ થશે, ને તીયો (તેઓ પોતે) પુષ્ટિમાર્ગ પ્રકટ કરશે. અને તે એકાદશ વર્ષના થશે, ત્યારે દિગ્વિજય કરવાને પરિક્રમાને વિષે પધારશે. તેમને વિદ્યાનગરમાં કૃષ્ણદેવ રાજા સર્વસમ્પ્રદાયવાળા આચાર્યને કનક સ્નાન કરવાને નિમિત્તે પધરાવશે; ને તે પ્રતિજ્ઞા કરશે કે સર્વને જીતીને જે સર્વોત્કૃષ્ટઆચાર્ય ઠરશે, તીયાંને ( તેમને ) કનકસ્નાન કરાવશે. તે ત્યાં માયાવાદી આદિ પરમતને પરાજય કરીને આપશ્રી વલ્લભાચાર્યજી સર્વોત્કૃષ્ટ ઠર્યા. ત્યારે કૃષ્ણદેવ રાજાએ શ્રીમહાપ્રભુજીને કનકસ્નાન શતમણ સોવ્રણ (સુવર્ણ) વડે કરાવ્યું અને રાજાએ કહ્યું કે એ સોવ્રણ આપ અંગીકાર કરો. ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે એ સ્નાનજલવત્ સોવ્રણ અમારે કામ નહિ આવે. તે સોવ્રણ બીજા આચાર્ય મળ્યા

હુતા તીયાંને સર્વને વહેંચી આપ્યું. તે સમય રાજાએ સોમણુની મહોરોની થાલ ભરીને ભેટ મુકી અને કહ્યું કે હે મહારાજ! આ તો શુદ્ધ સોવર્ણ મારા ઘરનું છે, તે આપ અંગીકાર કરો. તે સમય તે થાલમાંથી સાતમુદ્રિકા આપે અંગીકાર કરી, ને આપ બોલ્યા કે એટલું જ દ્રવ્ય દૈવી અમારા લાયક છે. તેનું હાર્દ એટલું કે એ વિદ્યાનગરમાં કોઈ પૂર્વે એક છીપો ભગવદીય હુતો. તેના કુલમાં પછી કોઈ રહ્યું ન હોતું. તે તેની સત્તાનું દ્રવ્ય એટલું જ એ રાજાને ઘેર આવ્યું હુતું, તે શ્રીમહાપ્રભુજી સર્વજ્ઞતાએ કરીને જાણુતા હુતા. માટે દૈવીદ્રવ્ય એટલું જ કહીને અંગીકાર કર્યું. તે સમય પેલો બિલ્વમંગળ ભગવદીય આવીને દંડવત્ કરીને ઉભો રહ્યો. ને વિનંતિ કરી કે હે શ્રીમહાપ્રભુજી! વિષ્ણુસ્વામીની આજ્ઞા વડે મેં ઘણા કાલ થયાં દેહ મારો રાખ્યો છે; અને મુને તીયોએ આજ્ઞા કરી છે કે અમારો સમ્પ્રદાય શ્રીમહાપ્રભુજીને સોંપીને તું પરલોકમાં આવજે, માટે તે સમ્પ્રદાય આપ અંગીકાર કરીને સનાથ કરો. તે સમય શ્રીમહાપ્રભુજી બોલ્યા કે હે બિલ્વમંગલ, એ વિષ્ણુસ્વામીનો સમ્પ્રદાય અમે અંગીકાર કર્યો, એ અમારો છે. ને એનું પ્રતિપાલન અમે જ કરીશું. તું હાવાં (હવે) સુખે પરલોકમાં જા. અને એ સમ્પ્રદાયની સઘળી રીતિ અમને વિદિત છે, તારે કશું કહેવાનું કામ નથી. એવું સાંભળીને તે પરલોકમાં ગયો. તે દિવસથી એ વિષ્ણુસ્વામીનો સમ્પ્રદાય તે પોતે પોતાનો કહેવરાવ્યો. તે એ વાતનો વિસ્તાર તો ઘણો છે, પણ અમે તુને થોડાએકમાં કહ્યો. હવે શ્રીમહાપ્રભુજીનો સમ્પ્રદાય તો શુદ્ધાદ્વૈત છે. શુદ્ધાદ્વૈત એટલે શો અર્થ? કે शुद्धं च अद्वैतं च इति शुद्धाद्वैतम्। એ શુદ્ધ પદ શા માટે મુકવું પડ્યું?

કે શાંકરમત છે તે માયાજનિત જગત્ માને છે, તે માટે મલિનાદ્વૈત ઠર્યો. તે મલિન પદને વિવર્તી પમાડવા માટે શુદ્ધ પદ મુક્યું, માટે શુદ્ધાદ્વૈત કહેવાયો. તેનું પ્રમાણ શ્રુતિ—

प्रपञ्चो भगवत्कार्यं तदैहिक तदात्मकः

વળી બીજી શ્રુતિ **एकोहं बहुस्याम** ઇત્યાદિ એટલે હું એક છું તે બહુ રૂપે થઈને ક્રીડા કરૂં. એટલે શ્રીભગવાન્ કારણ, અને પ્રપંચ તે તેનું કાર્ય, તે કારણ કાર્યને અભેદતા છે. કાંની પેઠે કે કનકકુંડલવત્. એટલે વસ્તુતાએ એક અને ક્રીડાકરણાર્થે ભિન્ન એમ સમજવું. વળી ત્યારે તું એમ કહીશ કે બન્ને એક વસ્તુ ઠરી ત્યારે દાસત્વભાવે ભજન કરવું કેમ સંભવે? ત્યાં એમ સમજવું કે જીવ શ્રીભગવાનનો અંશ છે અને શ્રીભગવાન્ અંશી છે. તે અંશ છે તે અંશીનું ભજન કરે એમ વેદમાં કહ્યું છે કે **यो यदंशः स तं भजेत्।** એ શ્રુતિવચન છે. એ રીતે સ્વામી સેવકભાવે ભજન સંભવે તે તે કોની પેઠે કે **अग्निविस्फूलिंगन्यायेन।** વસ્તુતઃ એ જોતાં તે ઐકયતા ખરી પણ અગ્નિનું કામ વિસ્ફૂલિંગે ન થાય, તેમ જીવ થકી ઈશ્વરનું કાર્ય ન થાય એમ સમજવું. વળી તું સાંભળ કે તુંને થોડાએકમાં સમજાવીએ છીએ કે પ્રથમ ઈશ્વરે આ જગત્ શી રીતે પ્રકટ કર્યું છે? કે આ વ્યાપકરૂપ અદ્વૈત બ્રહ્મ તેજોમય છે કે જેમાં આર્ય પંથના અધિકારી મોટા મુનિજન તે જેમાં લય થાય છે, તે અક્ષર બ્રહ્મ આદિ છે, અખંડ છે, અનુપમ છે, જેને કશી ઉપમા દેવાતી નથી, ને તે કેવું છે કે **रूप, वरण, वपु, द्दष्टि, पदार्थ** ત્યાં કશું સમજાતું નથી. એ ઇત્યાદિ લક્ષણે કરીને અક્ષરબ્રહ્મ શાસ્ત્ર કહે છે. તે બ્રહ્મ થકી શ્રીપૂર્ણપુરુષોત્તમ તો અલગા છે. તે પુરુષોત્તમ કેવા કે અખંડ, અચલ

લીલાના વિહારી, તેની સાથે જે બ્રહ્મજ્ઞાની ને મુકિતમાર્ગીયજીવ છે તીહાંને પુરુષોત્તમનો સ્વપ્નમાં પણ વ્યવહાર નથી અને એવું જે શ્રીઆદિ વૃન્દાવનવ્યાપી વૈકુંઠ ત્યાં તે શ્રારાધિકારમણજી નિત્ય સિદ્ધાઓ સાથે અખંડ ક્રીડા કરે છે. તે આદિવૃન્દાવનને વિષે શ્રીયમુનાજી, શ્રીગિરિરાજ વૃક્ષ, પક્ષી આદિ સઘળો ક્રીડાનો ઉપસ્કર શ્રીજીએ અંગ થકી ઉત્પન્ન કર્યો છે. એ પુષ્ટિસૃષ્ટિ સઘળી શ્રીઅંગની કહેવાય. તે વચન **पुष्टिकायेन निश्चय इति वचनात्** અને શ્રીપુરુષોત્તમની વાણી થકી મર્યાદાસૃષ્ટિ થઈ છે, ને મનથકી પ્રાવાહિક સૃષ્ટિ થઈ છે, તે જે શ્રીપુરુષોત્તમ અખંડ વિહારી છે, તીયાંના મનમાં એક સમય એવી ઇચ્છા ઉત્પન્ન થઈ તે યશનો વિસ્તાર કરવા માટે, અને પર પોતાની વ્યકિત કરવા માટે દ્વિવિધા પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરી, એક દૈવ અને એક આસુરી. તેની ઉત્પત્તિનો પ્રકાર કહીએ છીએ તે એક તો શ્રીભકિતમહારાણીજી પરમ સુન્દરી અને બીજી માયા તે દાસીરૂપા. બે મૂર્ત્તિ પ્રભુએ શ્રીઅંગ થકી પ્રકટ કરી અને હાવાં (હવે) જીવની બે પ્રકારની ઉત્પત્તિનો પ્રકાર કહીએ છીએ. ઈશ્વરે ભૃભંગ થકી બ્રહ્માંડ ઉત્પન્ન કર્યું. ચૌદલોક નાના પ્રકારની વિચિત્રતા વડે ભૂમંડલાદિક સકલ પ્રકટ કર્યું. પ્રથમ તો કૃપાકટાક્ષ અક્ષરબ્રહ્મમાં પડી, તે અક્ષરબ્રહ્મને સંબંધે કરીને અનન્તસત્વ ઉત્પન્ન થયા, તે તો શ્રીભક્તિ મહારાણીજીને વિષે લીન થયા, તે તો વૈષ્ણવ સઘળા મહાગુણવન્ત થયા. અને બીજી કટાક્ષ અક્ષરબ્રહ્મ ઉપર પડી તેથી જે જન ઉત્પન્ન થયા, તે પેલી માયારૂપ જે દાસી તેમાં લીન થયા. તે કેવા થયા કે કર્મજડ, આસુરી, અન્ય ઉપાસક, ને ભજનધર્મ થકી હિન. એ એણી પ્રકારે સૃષ્ટિદ્વિવિધા ગુણ મિશ્રિત ચાલી જાય;

પણ પેલા ભક્તિમાર્ગીય જીવ સ્વતન્ત્રતા વડે કેવલ શુદ્ધ ભક્તિ પ્રભુની થાય નહિ, ત્યારે વળી શ્રીપુરુષોત્તમે વિચાર્યું કે હવે શું પ્રકારે કરીને એ જુદા થાય, મારી શુદ્ધ ભક્તિ અને કથારસ નિરૂપણ કરવાને અમે પ્રકટ સ્વરૂપ ધરીને ભૂતલને વિષે પ્રકટ થઇએ ત્યારે એ કાર્ય સિદ્ધ થાય. તેવું વિચારી કરીને શ્રીપુરુષોત્તમ પોતે આપોઆપજ શ્રીવલ્લભ રાજકુમારનું રૂપ શ્રીવિઠ્ઠલેશ્વર પ્રકટ થયા; અને પૂર્ણબ્રહ્મ શ્રીલક્ષ્મણભટ્ટજીના પુત્ર શ્રીવલ્લભાચાર્યજી અને બીજું રૂપ તીયાંના પુત્ર શ્રીવિઠ્ઠલેશ્વરજી તે પણ શ્રીપૂર્ણપુરુષોત્તમ જ. તીયાંણે કુલકુટુંબ સહવર્તમાન શ્રીગોકુલમાં નિવાસ કર્યો, અને પોતાનાં સ્વજનને સનાથ કર્યાં. એ પ્રકારનો વિસ્તાર તો ઘણો થાય, પણ ગ્રન્થ વધી જાય માટે અતિ સૂક્ષ્મતાએ થોડામાં વર્ણન કર્યું છે. પોતાની પુષ્ટિસૃષ્ટિને સ્વમાર્ગની પરિપૂર્ણ રીતિ સમજવા માટે ઘણાએક સ્વમાર્ગીય ગ્રન્થ પણ પિતાપુત્રે પ્રકટ કર્યા છે. તે રીતે પુષ્ટિસૃષ્ટિનો સેવાસ્મરણાદિક વ્યવહાર ચલાવ્યો. હાવાં (હવે) કાંઇએક સૂક્ષ્મ રીતે શુદ્ધાદ્વૈતની સમજણ પ્રકાર કહીએ છીએ તે સાંભળ. વળી એનો ઘણોએક પ્રકાર માયામત ખંડનના પ્રશ્નમાં કહ્યો છે, તદપિ કાંઇએક વળી કહીએ છીએ, કે શુદ્ધાદ્વૈત સમ્પ્રદાય તે કોને કહીએ? કે જેના સિદ્ધાન્તમાં શ્રીપુરુષોત્તમ તો સાકાર છે. તે પુરુષોત્તમ કેવા કે આનન્દવર્ય, તે પ્રભુને રમણ કરવાની ઇચ્છા થઈ, કઈ રીતે? કે પોતે જગદ્રૂપ થઇને પોતેના પોતે જગત્માં રમણ કરે છે. તે ઉંચ નીચ વસ્તુ બે વિના રમણ સંભવે નહિ, તે માટે જડ, જીવ, અન્તર્યામી એ રીતે જગત્ રૂપ શ્રીપુરુષોત્તમ પ્રકટ થયા. તે જે પરબ્રહ્મ પુરુષોત્તમ સાક્ષાત્ આનન્દાત્મક છે, તીયાંની જે અવિદ્યાશક્તિ તે અહન્તામમતાનું કારણ છે, તે

અહન્તામમતા વડે સઘળો સંસાર છે, તે છુટવાનો ઉપાય શ્રીપુરુષોત્તમની પૂર્ણ કૃપા થાય ત્યારે. તે કૃપા થઈ તે કેમ જણાય ? કે આનન્દાવધિ બ્રહ્મભાવ સ્ફુરી જાય છે, તે થકી અલૌકિકતા ઉદય થાય, પછી પ્રભુ પ્રકટ થાય, પછી તે યથાધિકાર સ્વરૂપાનન્દનું દાન કરે. વળી બીજો પ્રકાર કાંઇએક કહીએ છીએ કે આવિર્ભાવ ને તિરોભાવ ઘટાદિક વડે દૃશ્યમાન થાય છે, અને તે થકી વ્યવહાર ચાલે છે, પણ કારણને કાર્ય (કારજ) બન્ને બ્રહ્મરૂપ છે. વળી જેમ કાંઈ ભૂ ઘટનું ઉપાદાન કારણ છે તેજ રીતે હરિને આ જગત્‌નો મર્મ સમજી લેવો. અને ઉપાદાન, નિમિત્ત, અને સમવાયિ એ સઘળું શ્રીહરિરૂપ જાણવું; અને માયાદિકનો સંબંધ અહિંઆં આમ તે કશો છેજ નહિ; અને માયાવિચ્છિન્ન જે બ્રહ્મ એમ માને છે તે તો શાંકરમતવાળા માયાવાદી જાણવા. તે માયા સંબંધે મલિનાદ્વૈત કહેવાય. તે નિવારણને અર્થે શુદ્ધ પદ અહિંઆં ધર્યું છે. માટે એમ સમજવું કે જે પંથને વિષે કારણકાર્ય એક માને તેને શુદ્ધાદ્વૈત કહીએ; પણ ત્યારે તું કહીશ કે કાર્યકારણ એક કહ્યાં ? ત્યારે ભજન કેમ સંભવશે પણ અંશ અંશીનું ભજન કરે એમ વેદમાં કહ્યું છે, પણ પૂર્ણ-પુરુષોત્તમ જે તે ભજન વડે પ્રકટ થાય છે. એ રીતે તુને શુદ્ધાદ્વૈતનું રૂપ સૂક્ષ્મ પ્રકારે કહ્યું, પણ જે સુજ્ઞ વિદ્વજ્જન હોય તે સમજે, સ્થૂલ બુદ્ધિવાળાની સમજણ પહોંચી ન શકે.

इति श्री[illegible]ष्णजनका[illegible]तायां पुष्टभक्तमनमोहन्यां प्रश्नोत्तरमालिकायां पञ्चदशप्रश्नोत्तरस्य पूर्वार्धः समाप्तोयम् ॥

श्रीकृष्णाय नमः ।

# પંચદશ પ્રશ્ન

## ઉત્તરાર્ધ

## ભગવદ્ભક્ત અને પાખંડવિચાર.



શિષ્ય બોલ્યો કે હે મહારાજ! આપે મુને શુદ્ધાદ્વૈતજગત્ જીવોત્પત્તિ શાસ્ત્રસિદ્ધાન્ત યુક્તિદૃષ્ટાન્ત વડે પુષ્ટિમાર્ગની રીતિ સમજાવી તે મારા મનમાં બેઠી; પણ વળી એક મારા મનમાં સન્દેહ ઉત્પન્ન થાય છે, કે વેદશાસ્ત્ર પ્રમાણે ભગવદીયનાં લક્ષણ જેમાં હોય, તેને ભગવત્પ્રાપ્તિ થાય એમાં તો કાંઈ સંશય છે જ નહિ એમ મારા મનમાં બેઠું છે; પણ કેટલાએક સમજુ એમ કહે છે કે અન્તર્નિષ્ઠા ન હોય ને ભગવદીયનાં લક્ષણ પણ કશાં ન હોય, ને કેવલ પાખંડ જગત્‌ને જણાવવાને માટે માલાતિલક છાપ વૈષ્ણવનો વેષમાત્ર

ધારણ કરે, તેને પણ શ્રીભગવાન, જો કે તે જુઠો છે તદપિ જગતમાં બાનાના બલથકી પૂજાવે છે. તે કોની પેઠે કે કેવલ જડપુરોહિત સમર્થ ન હોય, તે સમર્થ પોતાના નામની વરદની લજ્જા રાખવા માટે તેનું પણ પોતે પોષણ કરે છે. તે સાંભળ્યા દીઠામાં પણ આવે છે. તે તેનું નિદાન કલ્યાણ પણ થાય છે. ત્યાં મુને એ સન્દેહ થાય છે કે સાચા અન્તઃકરણ વિના કેવલ પાખંડ બાના વડે એટલો પ્રતાપ થાય છે તે કેવલ ભગવદ્બાનામાં એવડું શું બલ હશે? તે મુને સમજાવીને કહો. તે એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા કે હે શિષ્ય! એ તારા મનને સંશય થાય એવી એ વાર્તા તો ખરી પણ એ વાતનું રહસ્ય ઘણું ગૂઢ છે તે મોટા વિદ્વજ્જન હોય તે સમજે. તેનું હાર્દ કહીએ તે તું સાંભળ કે જીવની અન્તર્નિષ્ઠતાથી શુદ્ધતા તે વસ્તુ તો ઘણી ઉત્તમ છે, પણ એમાં બલ કેવલ જીવનું છે અને ભગવદ્ બાનાનું બલ જે કાંઈ છે તેમાં સામર્થ્ય શ્રીભગવાનના જેટલું છે. ત્યારે તું વિચાર કે જીવમાં ને શ્રીભગવાનમાં કેટલો અન્તર છે. તે રીતે તું બાનામાં ને અન્તઃનિષ્ઠતામાં સમજી લેજે. વળી તેનાં ઉદાહરણ થોડાંએક શાસ્ત્રની રીતે કહીએ છીએ તે તું સાંભળ, કે શ્રીમદ્ભાગવત પંચમ સ્કન્ધમાં કહ્યું છે કે રહુગણ રાજા શ્રીકપિલદેવજી પાસે જ્ઞાનોપદેશ લેવાને કાજે ગંગાસાગર ક્ષેત્રને વિષે શિબિકા—પાલખીમાં બેસીને જતો હુતો. ત્યાં તે પાલખીનો એક ભોઈ ઘણો થાકી ગયો. ત્યારે રહુગણ રાજાએ પોતાના શસ્ત્રધારી સેવકને કહ્યું કે કોઈ હૃષ્ટપુષ્ટ મનુષ્ય આટલામાં હોય તો વેઠે ઝાલીને લાવો, જે પાલખી ઉંચકવા લાગે. તે સાંભળીને પેલા સેવકોએ શોધ્યું—ત્યારે ભગવદિચ્છા વડે જડભરતજી મહાજ્ઞાની જીવનમુક્ત તેને ગ્રહણ કરીને આણ્યા. તેના સ્કન્ધ ઉપર પાલખી મુકીને ચલાવવા માંડયું. ત્યારે એ તો

મહા મોટા ભગવદીય છે, તે જીવજન્તુ કીડીમંકોડી સાચવીને ચાલે, પણ ત્યારે સીધું ચલાય નહિ, અને કૂદીને ચાલે, ત્યારે સુખપાલ ઉછળે, ત્યારે પેલો રાજા અચકાય, ત્યારે રાજા પેલા વાહક પ્રત્યે બોલ્યો કે અરે સેવકો, મારી સુખપાલ ડોલે છે એમ કેમ ચાલો છો? ત્યારે પેલા વાહક બોલ્યા કે હે મહારાજ! એમાં કાંઈ અમારો દોષ નથી. એ તો આ નવો પુરુષ કોઈ આવ્યો છે, તે ઘણું કૂદી કૂદીને ચાલે છે; તેથી સુખપાલ ડોલે છે. ત્યારે રાજા રહુગણુ પેલા જડભરત મુનિ જોડે બોલ્યો કે હે મનુષ્ય, તું તો હવડાં આવ્યો છે, કાંઇ થાકી તો ગયો નથી, તો થાકયાની પેઠે ડોલતો ડોલતો કેમ ચાલે છે? એવું સાંભળીને શ્રીજડભરતજી બોલ્યા હે રાજન્! તું મુને ઘણો થાકયો જાણીને ડોલતો કહે છે, તે તારૂં બોલવું કાંઈ સંભવતું નથી. એ ભાર ઉચકે છે કોણુ? થાકે છે કોણુ? શ્રમ કોને થાય છે? એ રીતે મહાજ્ઞાનીની પેઠે વાર્તાની ધારા ચાલી. તે સમય રાત્રી હુતી. રાત્રિ બધી વ્યતીત થવા લાગી, અને એવીને એવી વાર્તા મુનિએ રાજાને કહી. ત્યારે રાજાએ વિચાર્યું કે આ કાંઇ આશ્ચર્ય સરખી વાત લાગે છે. એને વેઠીયા તરીકે ઝાલી આણ્યો, પણ તે વેઠીયો નથી. કોઇ મોટો મહાપુરુષ છે, એવું એનું ભાષણુ જણાય છે. એટલામાં અજવાળું પણ થયું, ત્યારે રાજાએ સૂક્ષ્મદૃષ્ટિ વડે તે પુરુષ સામું જોયું. વામસ્કન્ધ ઉપર યજ્ઞોપવિત દીઠું. તે જોતામાં જ રાજા થરથરી ગયો, અને સુખપાલમાંથી કૂદીને હેઠો પડયો, અને આવીને તે જડભરતમુનિને પગે લાગ્યો, અને કહ્યું કે આપ તો કોઈ મહા મોટા રસેશ્વર છો. મેંથી આપનો મહામોટો અપરાધ થયો. મેં આપને બ્રાહ્મણુ રાત્રિને સંબંધે કરીને જાણ્યા નહિ. જે પુરુષની ચરણુરજ મસ્તક ઉપર ધરવી

ઘટે; તે પુરુષને મેં સુખપાલ ઉંચકાવી તેથી હું મહામોટો પતિત, અધમ, અપરાધી થયો; અને વળી હું ઇન્દ્રના વજ્રનો ભય નથી ધરતો, અને શિવજીના ત્રિશૂલની હું ભીતિ નથી ધરતો, અને શ્રીવિષ્ણુના ચક્રની પણ હું ભીતિ નથી ધરતો કે જેવો બ્રહ્મદંડ થકી હું કંપું છું એવો કોઇ થકી કંપતો નથી. પછી રાજાએ એમ કહીને ગદ્ગદ્ કંઠે રોમાંચિત થઇને ઘણાએક દંડવત્ કર્યાં. બે હસ્ત જોડીને ઘણુંએક પ્રણિપાત કર્યું. ત્યારપછી રાજાએ પૂછ્યું કે હે મહારાજ! આપ મુને કૃપા કરીને કહો કે આપ કોણ સ્વરૂપ છો? ત્યારે શ્રીજડભરતજી બોલ્યા કે હે રાજન્! તું તો એક ઉસીનર દેશનો રાજા છે, તેટલા સારૂ આટલો અહંકાર કરીને નિર્દયપણું રાખીને, જીવને દુઃખ દે છે એ અનુચિત કર્મ છે; પણ સાંભળ કે હું પણ પૂર્વે ઋષભદેવજીનો પુત્ર ભરત નામનોં રાજા હુતો. આ ખંડનું નામ તો અજના (પહેલાં) ભરતખંડ હુતું, તે મેં ભરતે રાજ્ય કર્યું માટે આ ખંડનું નામ ભરતખંડ પડયું, તદપિ તે રાજ્યપણાનું અભિમાન મુને કિંચિત્ પણ નથી. એ પ્રકૃતિજનિત જેટલું રાજ્યાદિક સુખ છે તે તો નાશવન્ત છે, પણ તે થકી કાંઈ પરલોકની પ્રાપ્તિ તો નથી. એ શ્રીભગવત્ લોકની પ્રાપ્તિ તો કેવલ મહજ્જનના ચરણની રજ તેનો અભિષેક મસ્તક ઉપર થાય તે થકી જ છે, તે તપ વડે કરીને નથી, ને યજ્ઞ પૂજન વડે નથી, વનવાસ કર્યા થકી પણ નથી, વેદાભ્યાસ કર્યા થકી પણ નથી, મોટા તીર્થનું જલ તેના સેવન થકી પણ નથી, અને પંચાગ્નિસેવન કર્યાંથી પણ નથી એ તો કેવલ મહજ્જનની ચરણરજનો અભિષેક થયા થકી જ છે. તેનું વચન શ્રીજડભરતજીના મુખનો શ્લોક—

रहुगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद्गृहाद्वा।
न च्छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोभिषेकम्।

भा.५-१२-१२

એમ કહ્યું પછી રાજાએ ઘણાએક પૂર્વ પક્ષ કર્યા, પણ તેને શ્રીભરતજીએ ઉત્તર આપીને નિવર્ત કર્યા, અને એ રાજાને નિઃસન્દેહ કરીને પરમજ્ઞાનની પ્રાપ્તિ કરી આપી. પછી કપિલ દેવજી પાસે જવું મટી ગયું. તે સમય રાજાએ પોતાનો વૈભવ જે સાથે હતો તે લૂંટાવી દીધો અને કેવલ પરમહંસદીક્ષા લેઈને શ્રીજડભરતજીની કૃપા વડે પૃથ્વી ઉપર વિચર્યો. હાવાં (હવે) હે શિષ્ય ! એ ઉદાહરણમાં અન્તર્નિષ્ઠતા ને ભગવદ્ બાનું તેની તારતમ્યતા એક ઠેકાણે થઈ છે તે તુને કહીએ તે તું સમજ. શ્રીજડભરતજી કેવલ અન્તર્શુદ્ધ પરમજ્ઞાની હુતા તેનું રાજાને તો જ્ઞાન ન હતું, પણ અન્તર્યામી ઈશ્વર તો જાણુતા હુતા. ત્યારે એના સ્કન્ધ ઉપર સુખપાલ શું કરવા ધરાવી ? તે યજ્ઞોપવિત રૂપ બાનાવડે જ ઉતરી. ત્યારે અન્તર્નિષ્ઠતા અને ભગવદ્ બાનું એમાં જોર કોનું વધતું ઠર્યું ? તે તું મનમાં વિચારી જો, માટે સમંજ કે નિશ્ચે ભગવદ્બાનું જ સર્વોત્કૃષ્ટ છે. વળી એક તુને ઉદાહરણ કહીએ છીએ તે સાંભળ કે શ્રીવલ્લભીસમ્પ્રદાયનો એક અનન્યટેકી રાજા હુતો. તે તેનું ચિત્ત ભગવત્સેવા સ્મરણ વિના કાંઈ લોભાતું નહિ, અને અન્યવાર્તા ગમતી પણ નહિ. તે રાજાના શહેરમાં એક દયો ભવૈયો પોતાનું ટોળું લઈને રમવાને અથ આવ્યો. તે ઘણો કસબી ચતુર હતો. તેણે રાજદ્વારના લોકને આવીને કહ્યું કે રાજાજીને કહો કે મુને રમાડે. તે વાત રાજાને લોકે કહી, પણ રાજાએ ચિત્તમાં ન ધરી. ત્યારે તે લોકોએ ભવૈયાને કહ્યું કે અમારો રાજા તો ભગવદીય છે,

તે ભવાઈ જોતા નથી. ત્યારે તે ભવૈયે કહ્યું કે મળવું ન મળવું તો મારા અદૃષ્ટઆધીન છે; પણ હું સઘળા મુલકમાં રમતો આવ્યો છું, માટે એ રાજાને હું મારો તમાસો દેખાડયા વિના કોટિ પ્રકારે આ શહેરમાંથી હું જનારો નથી. અને નહિ રમાડો ત્યાં લગી મારી ગાંઠની ખરચી ખાઈને હું અહિઆં પડયો રહીશ એ મારો નિશ્ચય છે. એવું સાંભળીને કોઈ એક પ્રકારે કરીને અતિઆગ્રહથી તે રાજાને જોવા બેસવું ઠરાવ્યું, અને પેલા ભવૈયાને કહ્યું કે આજ તારો ખેલ કરાવીશું ને રાજાજી જોવા બેસશે. પછી રીઝવવું તો તારા કસબને હાથ રહ્યું. એવું સાંભળીને ભવૈયે તે રાતે ખેલ કરવા માંડયો, ને રાજા જોવા બેઠો, પણ તે ભવૈયા સામું ભાળે નહિ. તે ઘણાએ પ્રકારના વેષ આણીને રમ્યો, અને પાછલી રાત થઈ તોપણ રાજા રીઝયો નહિ. ત્યારે તેણે વિચાર્યું કે રાજા ન રીઝયો, ત્યારે મુને ઈનામ નહિ જ મળે તો; પછી તો પેલો ઉદાસ થઇને રાજાનો અન્તરંગખવાસ એક હતો તેને મળીને પૂછ્યું કે દેશ દેશના રાજા મેં રીઝવ્યા પણ તારો રાજા ન રીઝે, માટે તું પાસે રહે છે તે તું જાણતો હોઈશ કે રાજાની પ્રસન્નતા શી વાતમાં છે તે તું મુને કહે. ત્યારે તે ખવાસે કહ્યું કે અમારો રાજા તો વલ્લભીવૈષ્ણવ છે. તે એક વલ્લભીવૈષ્ણવને જ માને છે; ને બીજા કોઇને માનતો નથી. તે ભવૈયો એવું સાંભળીને પોતાના વેષ ધરવાની જગા ઉપર ગયો. ત્યાં જઇને વલ્લભીવૈષ્ણવનો વેષ ધર્યો, અને તુલસીની માલા કંઠમાં ધરી, અને લાલ ઊર્ધ્વપુંડ્ર વલ્લભીસમ્પ્રદાયનું કર્યું, અને વચમાં શ્રીગોપીજનવલ્લભની છાપ ધારણ કરી, અને શંખ–ચક્રાદિ ભગવદાયુધનાં છાપાં ધર્યાં. એવો ઉપલો વેષ રાજાને દેખાડવાને માટે ધરીને "જયશ્રીકૃષ્ણ" "જયશ્રીકૃષ્ણ" કહેતો સભામાં આવ્યો તે વૈષ્ણવનો વેષ

દેખીને રાજા ગાદી ઉપરથી તત્કાલ ઉભો થઇને ભેટયો, અને પોતાની ગાદી ઉપર તે ભવૈયાને બેસાડયો, અને હાથ જોડીને રાજા ઉભો રહ્યો, અને કહ્યું કે હે વૈષ્ણવરાજ! મુને જે આપ આજ્ઞા કરો તે હું કરૂં. ત્યારે એવું સાંભળીને પેલા કારભારીએ ઘણુંએક દ્રવ્ય તેને આપીને પ્રસન્ન કર્યો. પછી તે ભવૈયો વેષ ઉતારવાને પોતાની પથારી ઉપર ગયો. ત્યાં તે ભવૈયે મહાદુર્ગંધની ભરેલીઓ કુરૂપિણીઓ ત્રણ સ્ત્રીઓ દીઠીઓ. ત્યારે તે ભવૈયે પૂછયું કે તમે કોણ છો? ત્યારે તે ત્રણ હત્યાઓ બોલીઓ કે અમે તો ઘણાએક કાલ થયાં તારા શરીરમાં રહીએ છીએ, તે તું જાણતો નથી કે એક તો બ્રહ્મ-હત્યા અને એક સ્ત્રીહત્યા, અને એક બાલહત્યા એ અમો ત્રણે તારા શરીરમાં રહીએ છીએ. ત્યારે તે ભવૈયે પૂછયું કે આજ કેમ બહાર નીકળીઓ છો? જે મેં દીઠીઓ. ત્યારે હવે તમે કેમ ઉભીઓ છો? જાવની. ત્યારે તે હત્યાઓ બોલીઓ કે આ તો વૈષ્ણવનો વેષ માત્ર ધર્યો છે, તેથી અમારાથી તારા શરીરમાં ટકાયું નહિ તે બારણે નીકળીઓ છીએ તેથી હવે એ વેષ ઉતારીશ ત્યારે પાછી તારા શરીરમાં પેસીશું. એવું સાંભળીને પેલો ભવૈયો આશ્ચર્ય પામ્યો કે અરે! આ પાખંડ વેષ વૈષ્ણવનો ધર્યો છે તે થકી એ હત્યાઓ કંપીને બારણે નીકળીઓ, ત્યારે હું સાચો વૈષ્ણવ થાઉં ત્યારે મારા ભાગ્યમાં શું ઓછું રહે? એવું વિચારીને, તે રાજાજીને જઇને મળ્યો, ને પૂછ્યું કે હે મહારાજ! તમારા ગુરુ શ્રીવિઠ્ઠલનાથજી કીયા સ્થલે વિરાજે છે? તે મુને બતાવો કે હું તો ત્યાં જઇને સાચી વૈષ્ણવી દીક્ષા લેઇશ, ને શ્રીઠાકુરજીને માથે પધરાવીને સેવા કરીશ. એવું સાંભળીને રાજા બોલ્યો કે અમારા શ્રીગોસ્વામી શ્રીવિઠ્ઠલનાથજી

પ્રયાગ પાસે અડેલ ગામમાં બિરાજે છે; તે ત્યાં જઇને સાચું વૈષ્ણવ થવું હોય તો થા. તે પ્રમાણે તેણે અડેલમાં જઇને આત્મનિવેદન વૈષ્ણવની દીક્ષા લેઇને, શ્રીઠાકુરજી માથે પધરાવીને, સેવા સુન્દર રીતે કરી, અને શ્રીઠાકુરજી સાનુભવ થયા પછી તે દેહાન્તે શ્રીભગવલ્લોકની પ્રાપ્તિ થઈ. ત્યારે હે શિષ્ય! તું વિચારી જો કે કેવલ પાખંડ બાના વડે રાજા રીઝયો, અને હત્યાઓ ત્રણ નીકળીઓ; એટલું તો તેટલામાં જ થયું; ત્યારે સાચે ભાવે વૈષ્ણવ બાનું ધરે ત્યારે શું ન થાય? માટે એ કેવલ ભગવદ્બાનાનું બલ તું જોઈ લે. વળી એક ગોડ દેશમાં નારાયણદાસ કરીને શ્રીગુંસાઈજીના સેવક હતા. તે બાદશાહના કુલકુલાન દીવાન હતા. તે પોતાને ઘેર ભગવન્મંદિર કરીને પુષ્ટિમાર્ગના સમ્પ્રદાયની રીતે મર્યાદા પાળીને સ્ત્રીપુરુષ બન્ને સુન્દર રીતે શ્રીભગવત્સેવા કરતાં અને શ્રીગુરુની સેવા પણ સુન્દર રીતે કરતાં. પુષ્ટિમાર્ગના ભગવદીયમાલાતિલક બાનાવાળા જે કોઇ પોતાને ઘેર આવે તેને ખાનપાન દ્રવ્યાદિકે કરીને ભગવદ્રૂપ જાણીને અત્યન્ત પ્રેમવડે સમાધાન કરી સન્તોષ પમાડતા. વળી તેમને ભોજનનાં સ્થલ જુદાં અને સુવાનું પણ સ્થલ જુદું, અને જે ભગવદીય જેવું જેનું રૂપ તે પ્રમાણે તેમની સાથે સ્ત્રીપુરુષ બન્ને હળીમળીને, દીનતા રાખી ભગવદ્વાર્તા કરતાં. તે નારાયણદાસની સ્ત્રીનું નામ વીરોબાઈ હતું તે ઘણાં સ્વરૂપવાન પણ હતાં. અને સુકુમાર અંગે હતાં. તેઓ પ્રસાદી બીડી શ્રીઠાકુરજીની ખાતાં ત્યારે તેનો લાલરંગ ગળામાં ઉતરતો જણાય. અને ઉત્તમક્ષત્રિય જ્ઞાતિનાં હતાં, પણ પોતાની જ્ઞાતિનો અહંકાર લેશ માત્ર નહતો. અને વૈષ્ણવની ચરણસેવા પણ રાત્રીએ કરતાં. તે એવી સ્ત્રી પુરુષની વૈષ્ણવતાની જગતમાં ખ્યાતિ પણ ઘણી ચાલી. તે વાત સાંભળીને કોઇએક બે જણ જેઓમહામોટા દુષ્ટ ઠગ હતા, તે વહ્લભી-

વૈષ્ણવના પાખંડ વેષ ધરીને કપટભાવે ઠગવાને જ માટે, તે નારાયણદાસને ઘેર આવ્યા. તે પેલા વૈષ્ણવો મળતા ખાનપાનાદિક સર્વ કરે, અને ઠગાઈ કરવાનું છિદ્ર તાકતા ફરે. એ રીતે નિત્ય ઘણાએક આવે ને ઘણાએક જાય. તેનું દ્રવ્ય વસ્ત્રાદિકે કરીને અતિશયપ્રેમે સમાધાન કરીને જે જાય તેને વળાવે, એમ કરતાં કરતાં કેટલે એક દિવસે શ્રીઠાકુરજીનો મોટો ઉત્સવ આવ્યો. તે દિવસે રત્નહીરાજડિત આભૂષણ પહેરીને સ્ત્રીપુરુષ ભગવત્સેવા કરવા લાગ્યાં. તે મધ્યાહ્ન પર્યન્ત ઉત્સવ કીર્તન યથાવિધિ કરીને સર્વ વૈષ્ણવને મહાપ્રસાદ લેવરાવ્યો. પછી શ્રીઠાકુરજીનો અનોસર થયો પછી નારાયણદાસજી સેવાથી પહોંચીને સુખપાલમાં બેસીને ઘણાએક સેવક સાથે દરબારમાં ગયા. તે સમય, સમય પામીને પેલા બે ઠગવૈષ્ણવે વિચાર્યું કે આજ આપણી ઠગાઇ કરવાનો સમય છે, એમ મનમાં વિચારીને બન્ને જણા ઘરમાં વીરોબાઈ પાસે આવ્યા, અને કહ્યું કે હે બાઈ, કાંઈ એક તમને ઘણી રહસ્ય ભગવદ્વાર્તા કહીએ, તમે એકાન્ત સ્થળમાં આવો. તે વીરોબાઇ તો વૈષ્ણવ નિષ્કપટી, તે હા કહીને એકાન્ત સ્થલમાં ગયાં, ત્યાં પેલા દુષ્ટોએ દુષ્ટકર્મ કરીને બાઇને ફાંસી દીધી ને મૃત્યુ પમાડયું. પછી પેલાં આભૂષણ એના અંગનાં દરોબસ્ત (ચોક્કસ) લેઇને એક ડાબડામાં ભરીને સાંલજોટા ઉપર વીંટીને, તત્કાલ ઉઠીને ચાલ્યા. થોડેક દૂર બજારમાં પહોંચ્યા. તેટલામાં કોઈએક કાર્ય પડયું તે માટે નારાયણદાસ પોતાને ઘેર આવતા હતા. બગલમાં પેલો ડાબડો લીધો છે, ને ઉપર વસ્ત્ર ઓઢયું છે તેવા તે બન્ને ભગવદિચ્છા વડે, નારાયણદાસની દૃષ્ટિએ પડ્યા; તે તેમને પોતાના મનુષ્ય પાસે પોતાની સુખપાલ પાસે તેડાવ્યા, અને કહ્યું કે હે વૈષ્ણવો ! મેં તમને વિદાય નથી કર્યા ને મુને વગર કહ્યે જાવ છો એ વાત ઠીક નહિ,

માટે ચાલો આપણે ઘેર પાછા ને હું તમને પ્રસન્ન કરીને વિદાય કરીશ, ત્યારે તમો જજો. તે સમય નારાયણદાસજી પોતાના મનમાં સમજ્યા કે આ બે જણ કાંઈ દુષ્ટ કર્મ કરીને જાય છે, પણ તેને કશું કહ્યું નહિ, ને તેમની બગલમાં શું છે તે સમજ્યા ખરા પણ બોલ્યા નહિ, શ્રીભગવદ્બાનાનો ધર્મ રાખવા માટે. અને પેલા ઠગ પણ સમજ્યા કે અમારી બગલમાં ગાંસડી જોઈને અમારૂં કપટ સમજ્યા છે, તે રસ્તામાં બોલતા નથી, પણ રાજાના દીવાન સમર્થ છે માટે ઘેર જઇને અમને એ જીવતા નહિ મુકે, પણ શું કરે ? ઘણાં મનુષ્ય જોડે હતાં માટે નાસી ન શકાયું. પછી ઘેર આવ્યા ને સ્નાન કરીને શ્રીઠાકુરજીને ઉત્થાપન કર્યું, અને શયન પર્યન્ત સેવાથી પહોંચીને શ્રીઠાકુરજીને શયન કરાવ્યું. ને મંદિરમાં માંગલ કરીને, બારણે આવીને સર્વ વૈષ્ણવોને કહ્યું કે ઉઠો ભાઈઓ, શ્રીઠાકુરજીનો શયનભોગનો મહાપ્રસાદ લ્યો, ત્યારે સર્વ વૈષ્ણવ ઉઠીને પંકિતએ પ્રસાદ લેવા બેઠા, પણ પેલા બે ઠગ વૈષ્ણવતો ન ઉઠયા. ત્યારે નારાયણદાસે હસ્તજોડીને કહ્યું કે ઉઠો ભાઇઓ, મહાપ્રસાદ લ્યો, તે સમય નારાયણદાસજીની વૈષ્ણવતા, ધૈર્ય જોઈને પેલા ઠગનું હૃદય પણ દ્રવીભૂત થઈ ગયું, ને બોલ્યા કે અમને તો નિત્ય તમારાં સ્ત્રી પાતળ ધરે છે, તે ધરશે તો લઇશું બાકી તો નહિ લઈએ. તે તેવું સાંભળીને નારાયણદાસજી બોલ્યા કે હે સ્ત્રિ, તું સાંભળે છે ? તારા ધર્યા વિના વૈષ્ણવ મહાપ્રસાદ લેતા નથી, માટે ભાગ્યમાનીને વૈષ્ણવને પતળ ધરો; તે એવું બોલતામાં શ્રીઠાકુરજીની ઈચ્છા કૃપા વડે, નારાયણદાસનાં સ્ત્રી જેવાં હતાં તેવાં ને તેવાં આભૂષણ સહવર્તમાન અપરસમાં આવીને વીરોબાઈએ પેલા ઠગ વૈષ્ણવોને પાતળો ધરીઓ. પેલાઓએ પ્રસાદ લીધો પણ

ઠગાઈ સઘળી કાળજાની મટી ગઈ, ને હસ્ત જોડીને નારાયણ-દાસજી પ્રત્યે બોલ્યા કે તમારો શ્રીપુરુષનો સાચો ધર્મ છે તે તમને શ્રીપ્રભુજીએ સાહાય્ય કરી તે અમે દૃષ્ટિએ જોયું. પણ અમો તો બન્ને જણા ઠગ છીએ અને તમારી સ્ત્રીને અમે મારી હુતી, માટે અમને જે દંડ ગમે તે દો; ત્યારે નારાયણદાસજી બોલ્યા કે તમે બન્ને જણે ભગવદીયનું બાનું ધારણ કર્યું છે, તેથી અમારા મનથી તો તમો પરમવૈષ્ણવ છો; અને આ જે સર્વચરિત્ર નીપજ્યું તે તો ભગવલ્લીલા છે, એમાં તમારો કશો દોષ નથી. એવું સાંભળીને પેલા બે પગે લાગ્યા, અને કહ્યું કે તમારા શ્રીગોસ્વામી ગુરુ ઉપર અમને પત્ર લખી આપો કે અમે ત્યાં જઈને સાચી વૈષ્ણવી દીક્ષા લેઈને યથાશક્તિ ભગત્સેવા કરીશું. તે સાંભળીને નારાયણદાસજીએ પત્ર તુરત લખી આપ્યો અને તે શ્રીગુંસાઈજીને શરણ ગયા, ને ભગવત્સેવા કરીને શ્રીભગવાનને તે પણ પામ્યા. માટે હે શિષ્ય ! તું વિચારી જો કે પેલા બે ઠગે કપટવેષ વૈષ્ણવનો લીધો હતો તે નારાયણદાસજી સમજ્યા હતા પણ સાચા વૈષ્ણવના જેવી તેની સેવા કરી. માટે તું વિચારી જો કે એ ભગવદ્બાનાનું બલ કેટલું મોટું સમજવું ? વળી એક તુને ઉદાહરણ કહીએ તે સાંભળ કે શ્રીવ્રજમંડલમાં એક કરહલા ગામ છે; ત્યાંના સીનોડીઆ બ્રાહ્મણ છે, તે ઘણાં કાલ થયાં રાસધારી (રાસલીલા કરનારા)નો કીસબ કરે છે. તે રાસધારીઓને આગળ શ્રીનાથજીનો મુકુટ મળ્યો છે. તે સંબંધે કરીને શ્રીવલ્લભકુલના બાલક તે કરહલાવાળા બ્રાહ્મણનો રાસ જુવે છે; તે સુન્દર છોકરા બેચાર, એક તો શ્રીઠાકુરજીનો મુકુટ ધરીને રૂપ ધરે છે, બાજો છોકરો શ્રીરાધિકાજીનું સ્વરૂપ ધરે છે, અને બીજા બે છોકરા શ્રીચન્દ્રાવતીજી ને શ્રીલલીતાજીનું

રૂપ ધરે છે. બીજા પુરુષ તેના સગાં સાગુવાં ઝાંઝ, મૃદંગ, સારંગી આદિ વાજીંત્ર વગાડીને લીલા સમયાનુસાર અષ્ટછાપનાં કીર્તન ગાઇ રાસક્રીડા કરે છે. તે સમય શ્રીવલ્લભકુલના બાલક પણ શ્રીહસ્ત જોડીને પ્રત્યક્ષ પ્રભુની યાચના (રીત) પ્રમાણે તેને નમન કરીને સન્માન સમાધાન કરે છે. ત્યારે હે શિષ્ય! તું વિચારી જો કે શ્રીવલ્લભકુલના બાલક તો ઈશ્વર સાક્ષાત્ છે. તેઓ પણ તીયોના (તેમના) વેષનું બલનું બાનું જોઇને સેવન પૂજન કરે છે, તે વેષ ઉતાર્યા પછી તેવું સન્માન નથી કરતા, ત્યારે તું ભગવદ્વેષ રૂપબાનાનું સામર્થ્ય જોઈ લે કે અતિશય ઉત્કૃષ્ટ ઠર્યું કે નહિ? વળી એક તુને બાનાની ઉત્કૃષ્ટતા કહીએ તે સાંભળ. એક પૂર્વે મોટા રાજાની કુંવરી ઘણી સ્વરૂપવાન હતી. તે પોતાના મહેલના ઝરૂખામાં કોઈએક સમય બેઠી હતી. તે હરીચ્છાએ કોઈએક કોળીએ તે રૂપ દીઠું, તે થકી તેને અત્યન્ત મોહ થયો, અને મનમાં વિચાર્યું કે એ રાજકુમાર સાથે હું ક્રીડા કરૂં તો આ મારો દેહ રાખું, નહિ તો દેહ ત્યાગ કરૂં. એવો તે સ્ત્રી ઉપર પ્રબલ મોહ લાગ્યો. તે થકી ખાનપાનાદિ સઘળું ત્યાગ કર્યું, અને તે થકી તેનો દેહ પણ અતિશય દુર્બલ થયો, તે જોઈ કરીને તેનો એક મિત્ર થતો હતો તેણે તે કોળીને પૂછ્યું કે હે મિત્ર તારી આવી દશા કેમ થઈ ગઇ છે? અતિશય દુર્બલ કેમ થઈ ગયો છે? ત્યારે તે કોળીએ સુથાર મિત્રને વીતેલી વાત બધી માંડીને કહી ત્યારે તે સુથાર બોલ્યો કે અરે ભાઈ, ઘણો દુર્જય, કોઈ પ્રકારે ન સિદ્ધ થાય એવો વિચાર તું કરે છે, તે તે કેમ સફલ થાય? ત્યારે એવું સાંભળીને પેલો કોળી બોલ્યો કે નહિ સિદ્ધ થાય ત્યારે મારો દેહ ત્યાગ કરીશ. માટે જો કાંઈ તારાથી ઉપાય થાય તો કર.

ત્યારે તે સુથાર ઘણો ચતુર હતો, તેણે કહ્યું કે અરે ભાઈ! તું ફશી ચિન્તા ન કરીશ, મારી પાસે એક કલાસૂત્ર વિદ્યા ઘણી સાચી છે, તે હું તુંને કરી દેખાડું, એમ કહીને એક કાષ્ટનો ગરુડ સાક્ષાત્કાર હોય એવો નિર્માણ કર્યો, પછી શ્રીભગવાન જેવાં મોર મુકુટ વાંસળીઆદિ સઘળાં કાષ્ટનાં નિર્માણ કર્યાં, અને તે સર્વને ઘટે તેવો રંગ ચઢાવ્યો. પછી તે ગરુડમાં એવા કલાસૂત્રનું કામ કર્યું કે તે ગરુડ ઉપર બેસીને બે કળાઓ કરી આપી હતી, તે એક કળા દાબે ત્યારે તે ગરુડ આકાશ લગી ઉંચો ઉડે; અને બીજી કળા દાબે ત્યારે જે ઠેકાણે ઉતારવો હોય તે ઠેકાણે ઉતરે. એવું કપટરૂપ કોળીએ શ્રીભગવાનના જેવું ધર્યું. પછી તે કોળી તે ગરુડ ઉપર બેઠો અને પેલી ઉડવાની કળા દાબી, રાત્રીને સમય ચંદનીરાત્રીમાં રાત એક પ્રહર ગઈ હતી, પેલી રાજકુમારી પોતાની અગાસીમાં ઉભી છે, તે સમય પેલી ઉતારવાની કળા દાબી ને પેલો કપટરૂપ ભગવાનના વેષવાળો કોળી તે રાજકુમારી પાસે અગાસીમાં આવ્યો. તે સમય પેલી રાજકુમારી ઘણું આશ્ચર્ય પામી કે ગરુડ ઉપર બેઠો છે ને શ્રીભગવાન જેવું સ્વરૂપ છે એ તે કોણ હશે? તે સમય પેલી કુમારીએ હસ્ત જોડીને પૂછ્યું કે હે મહારાજ! તમે કોણ સ્વરૂપ છો? શંખ, ચક્રાદિ આયુધ તમારે વિષે દેખું છું, માટે તમારૂં સ્વરૂપ જે હોય તે મુને કહો. ત્યારે પેલો કોળી બોલ્યો કે હે રાજકુમારી! અમો તો શ્રીકૃષ્ણ ભગવાન છીએ. અમને તારી ઉપર ઘણી કૃપા આવી છે, જેથી તારી સાથે રમણ કરવાની અમને ઇચ્છા થઈ છે, માટે રમણ કરવા દે. તેવું સાંભળીને પેલી કુમારીએ વિચાર્યું કે જો ભગવાન ન હોય તો આકાશમાર્ગે રાત્રિને સમયે કોણ આવે? એવું વિચારીને, ખરેખરા ભગવાન જાણીને તેની

સાથે રમણ કર્યું. પછી તે રાત્રિ વ્યતીત થઇ. પ્રાતઃકાલ થવા આવ્યો તે વેળાએ પેલી સ્ત્રીએ કહ્યું કે હે મહારાજ! તમો તો હવે વૈકુંઠમાં જશો અને મુને તમારા સ્વરૂપમાં આસકિત લાગી છે તે તમો વિના હાવાં (હવે) મેં નિત્ય કેમ રહેવાશે? તેવું સાંભળીને પેલો કોળી બોલ્યો કે હે સ્ત્રિ! અમે આજ આવ્યા તેની તે વેળાએ તારે ઘેર નિત્ય આવીશું, એવું કહીને પેલી કળ દબાવીને આકાશમાર્ગે ગરુડ સુદ્ધાંત ચઢયો, પછી બીજી કળ દાબીને પોતાને ઠેકાણે ઉતર્યો. એવું નિત્યપ્રતિ કામ ચાલ્યું જાય. પછી પેલી કુમારીનું રૂપ બદલાયું ને સ્ત્રીરૂપ થયું, તે જોઇને તે સ્ત્રીની માતા રાણીજી તીયાંણે પૂછ્યું કે હે પુત્રી! તુને સાસરે તો મોકલી નથી, અને પુરુષનો સંબંધ થયો હોય એવું રૂપ તારૂં કેમ થયું છે? ત્યારે તે રાજકુમારી લજ્જા ધરીને બોલી કે હે માતા! મારી સુવાની મેડી ઉપર નિત્ય પ્રત્યે ભગવાન પધારે છે. તેમનો મુને સંબંધ થાય છે, અને પેલા ગરુડ આદિ સઘળી વ્યતીત વાર્તા માંડીને કહી. તે સંબંધે મારૂં રૂપ બદલાયું છે. એવી આશ્ચર્યરૂપ વાર્તા સાંભળીને તે રાણીએ સઘળી વાત રાજાજીને કહી; ત્યારે રાજા પણ આશ્ચર્ય પામ્યો કે એ વાત ઘણી અસંભવિત સરખી લાગે છે, કાંઇ માન્યામાં આવતી નથી, અને એટલો સન્દેહ પડે છે કે ભગવાન ન હોય તો આકાશમાર્ગે ગરુડ ઉપર બેસીને કોણ આવે? એવું વિચારીને તે રાજાએ પોતાની પુત્રીને કહ્યું કે તું શ્રીભગવાન પધારે ત્યારે હસ્ત જોડીને એમ પૂછજે કે તમે મારા પિતાના જમાઈ થયા, ત્યારે મારા પિતા ઉપર ઘણાએક રાજા યુદ્ધ કરવાને આવે છે, ત્યારે તે સમય તમે ત્યાં પધારીને તે રાજાની સેનાને પરાજય પમાડીને તે શત્રુરાજાને જીતશો? એવું સાંભળીને પેલી રાજકુમારીએ તેને તે જ પ્રમાણે પૂછ્યું, ત્યારે તે

પાખંડી કોળીએ કહ્યું કે હા, કામ પડે ત્યારે અમોને કહેજો. ત્યારે તે કુમારીએ કહ્યું કે કાલે જ સામો રાજા લઢવાને આવશે તે સમય કાલે મધ્યાહ્નને તેની સાથે સંગ્રામ કરવાને પધારશો? ત્યારે તે કોળીએ હા કહી, અને પોતાના મનમાં વિચાર્યું કે જો હવે મરીશું તો ધુળ નાખી, પણ રાજકન્યા ભોગવી ને મનોરથ તો સિદ્ધ કર્યો. પછી ત એમ કહીને ગયો કે કાલે મધ્યાહ્નને આવીશું. પછી તે બીજે દિવસે મધ્યાહ્નને ગરુડ સહિત સંગ્રામમાં આવીને ઉભો રહ્યો. તે સમય વૈકુંઠમાં શ્રીભગવાને ગરુડજી પ્રત્યે કહ્યું કે હે ગરુડ! તારૂં ને અમારૂં બન્નેનું કપટ રૂપ પેલે કોળીએ ધર્યું છે, તે સંગ્રામમાં આવીને ઉભો રહ્યો છે. તે તારા સ્વરૂપને અને અમારા સ્વરૂપને અન્યથા કરી નાખશે. ત્યારે તારી અને અમારી બન્નેની લજ્જા જશે. માટે તું પેલા કાષ્ટના ગરુડમાં પ્રવેશ કર અને અમે પેલા કપટરૂપ ભગવાનમાં પ્રવેશ કરીએ છીએ. એમ કહીને તે પ્રમાણે બન્ને જણે કર્યું. પછી સાચો આવેશ થયો ત્યારે શું પરાક્રમ ન કરે? પછી તે રાજાને જીતી લીધો. ત્યારે હે શિષ્ય! તું વિચાર કે એણે કપટરૂપ ધર્યું હતું, પણ શ્રીભગવાને પોતાની લર્જા રાખવાને કાજે સાચું કર્યું કે ન કર્યું? માટે ભગવત્સ્વરૂપ બાનાનું બળ સર્વોત્કૃષ્ટ છે. વળી એક ભગવદ્બાનાની પ્રબલતા કહીએ તે સાંભળ. તોતાદ્રિગાદીમાં શ્રીરામાનન્દ આચાર્ય રહેતા. તે શ્રીરામાનન્દસ્વામી મહા મોટા મહાનુભાવ ભગવદીય હતા. તે શ્રીભગવદ્બાનાને ભગવાન્ તુલ્ય માનતા. તે તેને ત્યાં ભગવદીયની પંકિત પ્રસાદ લેવા બેઠી હુતી, તે સમય કોઈ બહિર્મુખ ભગવન્માર્ગદ્વેષી તેણે એક ખરને કપાળમાં શ્રીગોપીચન્દનનું ઊર્ધ્વપુંડ્ર કર્યું, અને ગળામાં માલા ઘાલીને પેલી ભગવદીયની મંડળીમાં હાંકી મુકયો.

જ્યારે ગયો ત્યારે સર્વ ભગવદીયોએ ખુડે ખુડે કરીને

કાઢી મુકવા માંડયો, એટલામાં રામાનન્દસ્વામી હોંકારો સાંભળીને બારણે નીકળ્યા, અને સર્વ ભગવદીયોને કહ્યું કે એને કોઈ મારશો ના, કારણ કે કપાળમાં ઊર્ધ્વપુંડ્ર છે, અને કંઠમાં માલા છે, માટે એક મહાપ્રસાદની પાતલ લાવીને એને મુકો. તે પાતલ મુકાવી અને પેલાએ ખાવા માંડયું એટલે સાધુવાને કહ્યું કે એનું ઊર્ધ્વપુંડ્ર ધોઇ નાંખો, અને કંઠમાંથી માલા કાઢી લો. આપણે ભગવદ્બાનાને સન્માન કરવું તે મહાપ્રસાદ લેવરાવીને કર્યું. પછી તેને હાંકી મુકયો. માટે હે શિષ્ય! તું સમજી લે કે અધમ પશુજાતિ ખર તેનું બાના માટે સન્માન કર્યું તો બીજા મનુષ્યનું કરે એમાં શું કહેવું? અને એ કથા નાભાજીની ભકતમાલામાં લખી છે. વળી એક તુને ભગવદ્બાનાની પ્રબલતા કહીએ તે સાંભળ કે કોઇએક રાજા હતો. તેને રકતપીત્તનો રોગ થયો હતો, તેથી ઘણી પીડા પામતો હતો. તેણે ત્યારે કોઇ વૈદ્યને પૂછયું કે આ મારૂં દુઃખ કેમ મટશે? ત્યારે તે વૈદ્ય કહ્યું કે અન્ય ઉપાયથી તે ન ટળે. એ તો કોઈ પારધી પાસે હંસ ઝાલી મંગાવો, અને તેનું તેલ કહાડીને ચોપડો, તે તે સમય રાજા ઘણો દુઃખાતુર હતો માટે તે પાપ ગણ્યું નહિ. **अर्थी दोष न पश्यति।** એવું શાસ્ત્રમાં વચન છે. તે રાજાએ પછી પારધી તેડાવીને હંસ ઝલાવવાને ઉદ્યમ કરાવ્યા, અને તે પારધીઓને કહ્યું કે કોઇ જીવતો હંસ ઝાલી લાવો તો તમને ઘણું દ્રવ્ય આપું. એવું સાંભળીને ઘણાએક પારધીઓએ ઘણોએક શ્રમ કર્યો, પણ હંસ ઘણો ચપળ પક્ષી છે, તેથી હાથમાં ન આવ્યો. ત્યારે પેલા પારધી નિરાશ થયા ત્યારે એક માહ્યે વૃદ્ધપારધી હતો તે બોલ્યો કે હું કહું તે એક ઉપાય કરો તો એ પક્ષી ઝલાયામાં આવે. ત્યારે તે પારધીઓએ કહ્યું કે શો ઉપાય? ત્યારે પેલા વૃદ્ધે

કહ્યું કે તમે ભગવદ્બાનું માલાતિલક ધરીને એની પાસે જાવ. ત્યારે એ બ્રહ્માનું વાહન છે તે ભગવદ્બાનું જોઈ ધીરશે, તે પ્રમાણે તેમણે કર્યું, ત્યારે ભગવદ્બાનાનો વિશ્વાસ રાખીને પેલો હંસ ઝલાયો; પછી તેને રાજાની પાસે લાવ્યા, ત્યારે રાજાએ પૂછ્યું કે આટલા દિવસ નોતો ઝલાતો ને પછી શા ઉપાયે ઝલાયો ? ત્યારે પેલા પારધીઓએ કહ્યું કે અમે ભગવદીયનું બાનું કપટ રૂપ ધરીને ગયા, માટે બાનાનો વિશ્વાસ રાખીને ઝલાયો. તે સમય તે રાજા બોલ્યો કે અરે! એ પક્ષીને ધન્ય છે કે ભગવદીયબાના ઉપર આટલો વિશ્વાસ છે, અને ધિક્કાર છે મુને, કે એવા ભગવદ્દાસ પક્ષીને વધ કરીને હું મારૂં સુખ ચાહું છું. એ પેલા હંસના દર્શન વડે રોગ પણ પેલો તત્કાલ મટી ગયો; પછી પેલા હંસને દંડવત્ કરીને છોડાવી મુકયો. તે હંસ પોતાનાં કુટુંબ મળતો માનસરોવરમાં જઇને બેઠો. માટે હે શિષ્ય ! તું મનમાં વિચાર કે એ પારધીએ કપટબાનું પ્રભુનું ધર્યું હતું. તે બાનાને વિશ્વાસે જાણી જોઈને તે હંસ ઝલાયો, ત્યારે સાચે બાને શું ન થાય ? તે એ કથા પણ શ્રીનાભાજીની ભક્તમાળમાં છે તે તુને સંક્ષેપ અમોએ કહી દેખાડી; અને વળી એક તુને ભગવદ્બાનાની પ્રબલતા કહીએ તે સાંભળ. કોઈ એક નગર હતું. તેને લુટવાને તે ગામમાં ધાડ પડી, અને તરવાર ચલાવી, તેના ભયથકી જે જ્યાં તે ત્યાં મુકીને નાસી ગયું. તે સમય કાલુ નામનો કોઈ એક પુરુષ હતો, તે ઘેરાઈ ગયો તેથી ગામ સઘળું નાઠું પણ એ નાસવા ન પામ્યો. તેણે આફતને મારે કોઈ એક મરડીયો ઘસીને કપાલે તિલક કરી લીધું, અને કપટે કરીને જુઠો સાધુ વેષ જણાવવા માટે કંઠમાં માલા પણ ધરી લીધી. અને તે

ગામ પાસે એક નદી હતી. તે નદીના તીર ઉપર જઇને બેસી ગયો. તે સમય પેલા ધાડીયા લુટારા લોક આવ્યા. તેમણે પેલાને જોઇ કરીને મનમાં સર્વેએ એમ વિચાર કર્યો કે આ કોઈ સાચો શ્રીહરિનો ભક્ત છે, કે સર્વે નાસી ગયા અને એ શ્રીભગવાનને ભરોસે બેસી રહ્યો છે, માટે એને કોઈ મારશે નહિ. એવું વિચારીને પેલા માલ લુંટી લાવ્યા હતા. તેમાંથી યથાશક્તિ સર્વેએ ભેટ મુકી. એટલામાં તે લુંટણીયાનો રાજા આવ્યો. તેણે પણ સાધુનો વેષ જોઇને માન આપ્યું. તે આગળથી દુષ્ટ કર્મનો કરનારો હતો. તે મરશે ત્યારે આપણે એના જીવાત્માને જમલોકમાં લેઈ જઈશું એવું જાણીને જમ પણ ત્યાં આવ્યા હતા. તે પણ ભગવદીયનું બાનું જોઇને કંપ્યા. પછી તે સર્વ લુટારા રાજા સહિત સર્વે ગયા. ત્યાર પછી તે ગામના લોક નાસી ગયા હતા. તીયાંણે (તેમણે) પણ આવીને નમન કર્યું. અને કહ્યું કે આ કોઈ એક મોટો હરિભક્ત છે. ત્યાર પછી પેલા કાલુએ સારી પેઠે ભાળીને જોયું. ત્યારે તો મ્હોં આગળ ભેટનું દ્રવ્ય પણ દીઠું. તે સમય પોતાના મનમાં પોતે વિચાર્યું કે મેં આ કપટ ભગવદીયનું બાનું ધર્યું હતું. તેનો આટલો પ્રતાપ મેં દીઠો ત્યારે સાચો ભગવદીય થઇને સાચું બાનું ધરૂં ત્યારે શું ન થાય? એવું વિચારીને પછી ભગવદુપદેશ લેઇને સાચો ભગવદીય થયો. તે સમય તે કાલુએ પોતાની વ્યતીત વાત આણીને એક સાખી કહી છે, તે લખીએ છીએ કે—

બાનો બડો દયાલકો તિલક છાપ અરૂ માલ,
જમ કંપે કાલુકેહે ભવમાને ભૂપાલ.

માટે હે શિષ્ય! કેવલ ભગવદ્બાનું પણ સર્વોત્કૃષ્ટ જાણવું. વળી એક ભગવદ્બાનાનું પ્રત્યક્ષરૂપ કહીએ તે સાંભળ કે તે

પ્રત્યક્ષને પ્રમાણુ કાંઈ જોઈએ નહિ. ગાયના પુત્ર તો બન્ને છે, તે એક તો બલદ ને એક સાંઢ. તે બલદ તો સર્વ વાતે સાધુ છે અને પેલો સાંઢ સર્વ વાતે કુકૃતિવાળો છે, તદપિ સાંઢ સઘળે પૂજાય છે, ને વામે ચક્ર, દક્ષિણે ત્રિશૂલ, એ બે બાના વડે પૂજાય છે; અને બાના વિનાના બલદ વિવિધ પ્રકારનું દુઃખ પામે છે. માટે સાધુ અસાધુપણાનું કાંઈ પ્રમાણુ ન જોવું. કેવલ ભગવદ્દબાનાનું બલ મોટું છે. અને જો વૈષ્ણુવીદીક્ષા સહુવર્તમાન યથાવિધિ ભગવદીયનાં લક્ષણુ હોય અને તિલક, છાપ, તુલસીમાલા સહિત જો ભગવદ્દભક્ત હોય તો તેને તો શ્રીભગવાન્ તુલ્ય માનવો, એમાં સન્દેહ નહિ, માટે હે શિષ્ય! અમોએ તુને એ રહસ્યસિદ્ધાન્ત કહ્યું તે તું સાચું માનજે.

इति श्रीकृष्णजनकविदयारामविरचितायां प्रश्नोत्तरमालिकायां पुष्टि[illegible]ल्यां पञ्चदशप्रश्नोत्तरस्य उत्तरार्धसमाप्तोयम् ॥

આ ગ્રન્થના સોળ પ્રશ્ન ધાર્યા હુતા,
પણ હરીચ્છાએ પંદર થયા.

**સમાપ્ત.**